॥ ॐ ॥

॥ यतो धर्मस्ततो जयः ॥


વર્ષ ૧૩ મું

જયેષ્ઠ

અંક ૧ લો

સંવત્ ૨૦૦૦

વાર્ષિક લવાજમ

પોસ્ટેજ સાથે

રૂ. ૧-૦-૦

પરદેશમાટે

શિલિંગ ૨


# आनंदाश्रम







શ્રીઆનંદાશ્રમ

आनंदाश्रममेतद् भूपोभवभीतिभञ्जनं भविनाम् ।

निर्मातृनाथचरणं प्रसादयामोऽपुनर्भूत्यै ॥

સંસારીઓના પુનર્જન્મના ભયને નિવૃત્ત કરનાર આ આનંદાશ્રમના આદ્યસ્થાપક શ્રીનાથભગવાનના ચરણકમળને અમે મોક્ષને માટે આરાધીએ છીએ.

# અનુક્રમણિકા



——:o:——

## લવાજમસંબંધી જરૂરી નોંધ

કાગળની અસહ્ય મોંઘવારીમાં ચાલુ ૧૩મા વર્ષનો આ પહેલો અંક પ્રસિદ્ધ થાય છે, માટે જે ગ્રાહકબંધુ બહેનોનું લવાજમ બાકી હોય તેઓ પોતાનું લવાજમ જેમ બને તેમ વેળાસર મોકલી આપે એમ સ્મરણ આપવામાં આવે છે. ગ્રાહક રહેવાની ઇચ્છા ન હોય તેમણે અગાઉથી ના લખવા કૃપા લેવી, એટલે ટપાલ તથા વી. પી. કરવાના શ્રમ ને ખર્ચમાં નકામું ઊતરવું ન પડે.

**વ્યવસ્થાપક, આનંદાશ્રમ, નવાગામ પોસ્ટ બીલખા**–કાઠિયાવાડ.

——[*]——

જરૂરી

**સૂચના:—લેખસંબંધી અને માસિકસંબંધી સર્વ પત્રવ્યવહાર શ્રી. વ્યવસ્થાપક આનંદાશ્રમ, નવાગામ–પોસ્ટ બીલખા (કાઠિયાવાડ) એ શિરનામે કરવો.**


**તંત્રી અને પ્રકાશક:** શ્રી. મહારાણીદાસ ગોકુળદાસ દેશાઇ, વેદાંતભૂષણ–**માંગરોળ**–કાઠિયાવાડ.
**સહતંત્રી:** શ્રી. દયાળસિંહજી લાલસિંહજી ઠાકોર–શ્રીઆનંદાશ્રમ, **નવાગામ**–પોસ્ટ **બીલખા** ,,

શ્રી ભગવતસિંહજી ઇલેક્ટ્રિક લિથો એન્ડ પ્રિન્ટિંગ પ્રેસ.
માલિક, મુદ્રક: **પારેખ કેવળચંદ કાનજીભાઈ**, ગોંડલ.






श्रीदक्षिणामूर्तिनाथसद्गुरवे नमः॥




आनंदं ब्रह्मणो विद्वान न बिभेति कुतश्चन।
અર્થઃ—આનંદસ્વરૂપ બ્રહ્મને જાણનાર કોઇથી પણ ભય પામતો નથી.
તૈત્તિરીય–ઉપનિષત

[ વર્ષ ૧૩ મું ] સંવત્ ૨૦૦૦–જ્યેષ્ઠ [ અંક ૧.

## श्रीनाथभगवत्स्तुतिः

[ लेखकः पं. रघुनंदन झा नथु झा न्यायव्याकरणाचार्य ]

वसंततिलका

१

आरुह्य यश्चरमवृत्तिमपास्यमूलमज्ञानमात्मत्रिपथाश्रयजन्मबीजम्।
आनंदयत्यखिलतापविलापनेन तन्दक्षिणाकृतिमहं प्रणमामि नाथम्॥

२

यस्यावतारचरितं तरिमात्मभाजां स्मृत्वा मनः सपदि चित्रविकल्पवेगम्।
त्यक्त्वा प्रयाति निगमागमवद्धवर्त्म तन्दक्षिणाकृतिमहं प्रणमामि नाथम्॥

३

यं प्राप्य जन्मसफलं पितरौ कृतार्थौ सत्कर्मभूरिजनिसंचितमर्थयुक्तम्।
देहं च मानवमिमं मनुते मनुष्यः तन्दक्षिणाकृतिमहं प्रणमामि नाथम्॥

आर्या

परिवेष्टुपत्रमेतन्नाथवचोमृतमन्नमरणभीतेः।
प्रविशत्त्रयोदशाब्दे नृणामानंदनं भवतात्॥

ભાવાર્થઃ—જેઓશ્રી બ્રહ્માકારવૃત્તિમાં વિરાજીને, આત્માને વિષય તથા કરીને રહેલ, અને જન્મના મૂલ કારણભૂત જે મૂલ અજ્ઞાન તેને દૂર કરી અખિલ તાપનો વિલય કરવાવડે [ ભક્તને ] આનંદ પમાડે છે એવા શ્રી-સ્વરૂપ શ્રીનાથભગવાનને હું વંદન કરું છું. ૧

શરીરધારીઓને [ભવસાગર] તરવામાટે નૌકારૂપ એવા જેઓશ્રીના અ- ચરિતનું સ્મરણ કરીને મન અનેક પ્રકારના વિકલ્પના વેગને મૂકી દઈ નિગમા બાંધેલા માર્ગપર ગતિ કરે છે તે શ્રીદક્ષિણામૂર્તિ શ્રીનાથપ્રભુને હું વંદન કરું છું.

જેઓશ્રીને પ્રાપ્ત કરીને મનુષ્ય પોતાના જન્મને સફલ, માતાપિતાને અનેક જન્મથી સંચિત કરેલાં પુણ્યકર્મોને સાર્થક અને આ દેહને વાસ્તવિક માન તરીકે માને છે તે શ્રીદક્ષિણામૂર્તિ શ્રીનાથપ્રભુને હું વંદન કરું છું. ૩

શ્રીનાથવચનરૂપ અમૃતને પીરસવાવાળું ને તેથી મરણના ભયને ટાળી દે આ "આનંદાશ્રમ" માસિક તેરમા વર્ષમાં પ્રવેશ પામતાં વાચકોને આ અર્પનાર થાઓ. ૪

———[*]———

## શ્રીનાથવચનામૃત

[ પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાન્ ]

શાસ્ત્રાદિના ઉપદેશમાં સાત્ત્વિકી શ્રદ્ધા રાખી મનના ને ઇંદ્રિયોના બાહ્ય વેગોને અંતર્મુખ કરવાથી મનુષ્યને સાચી શાંતિ ને સાચું સુખ મળે છે, અન્યથા તે મળતાં નથી.

પૂજ્ય સ્થૂલશરીરના દર્શનથી જેટલું પુણ્ય થાય છે તેના કરતાં શાસ્ત્રાદિની આજ્ઞાના પ્રીતિપૂર્વક પરિપાલનથી મનુષ્યને અતિઘણું પુણ્ય પ્રાપ્ત થાય છે એમ વિવેકીઓ કહે છે.

પોતાની પરિસ્થિતિનો વિચાર કરી વ્યવહારપરમાર્થના કામના સમયો નિર્માણ કરી તે પ્રમાણે વર્તવું. પ્રારબ્ધકર્મના વેગને લીધે પરમાર્થનો સમય ન્યૂન મળે તો તેથી ખેદ ન કરતાં વ્યવહારકાલે પણ મનને પરમાત્માભિમુખ રાખી શકાય તેટલું રાખવું.

શુભભાવનાપ્રમાણે દયાલુ પ્રભુ અનુકૂલતા રચી આપવા સમર્થ છે. સાચા ભક્તની પ્રતિકૂલતાઓ દૂર કરવા પ્રભુ કૃપા કરે છે.

વિવેકવૈરાગ્યવડે પ્રસંગોપાત્ત ક્ષોભ પામેલા મનને તુરત શાંત કરવાનો પ્રયત્ન કરવાથી લાભ છે.

દૈવીસંપત્તિના મહાનિધિ અંતર્યામીપાસે જે જે દૈવીસંપત્તિ જોઈએ તે તે દૈવીસંપત્તિ શુદ્ધભાવથી આર્તહૃદયે માગતાં રહેશો.

પાપનો પૈસો મનુષ્યપાસે નવું પાપ કરાવે છે, ને પાપની જવાબદારી તેના ઉપર ઊભી રાખે છે.

ઉદ્યોગી, ખંતીલા, સાવધાનતાવાળા ને આવડવાળા રહી યોગ્ય ધંધો કરવાથી

લક્ષ્મી મળે છે મળેલી લક્ષ્મીનો સદુપયોગ થાય તો તે જીવનું શુભ કરે છે, પણ જો તેનો દુરુપયોગ થાય તો તે જીવનું અશુભ કરે છે

સદ્ગુરુના સ્વરૂપનું વારંવાર સ્મરણ રાખી તીવ્ર શ્રદ્ધા ને જાગૃતિ રાખી પ્રયત્ન કરશો તો વાણીનો ઉપયોગ જેટલો નિશ્ચલ થશે, ને નકામું વા અસત્ય નહિ બોલાય

જ્યારે જ્યારે નવરાશ હોય ત્યારે ત્યારે મનમાં ઇષ્ટમંત્રનો જપ પ્રીતિપૂર્વક કર્યા કરવાથી ને ઊંડા શ્વાસ લેવાનો સ્વભાવ પાડવાથી મનની ચંચલતા ન્યૂન થવા લાગશે

પરમાત્મા, સત્શાસ્ત્ર ને સદ્ગુરુમાં મનને સ્વાભાવિક પ્રીતિવાળું રાખી ઇષ્ટમંત્રનો જપ ને ઇષ્ટદેવનું ધ્યાન કરતા રહેવાથી ને સર્વત્ર વ્યાપી રહેલ બ્રહ્મનો વિચાર સ્થિર કરવાથી વેલાસર આત્મયાજી થઈ શકાશે

પરમતત્ત્વને જાણનારની આજ્ઞાપ્રમાણે વર્તવાથીજ પરમાર્થમાં આગળ વધાય, અજ્ઞાનીઓદ્વારા પરમાર્થમાં આગળ વધાય નહિ

શ્રદ્ધા, ઉત્સાહ, વ્યવસ્થા ને ધૈર્ય રાખી શુભ પ્રયત્ન કરનારને પરિણામે ઉદાસીપણું પ્રાપ્ત થતી નથી ઉતાવળીઓ ને આવેશી સ્વભાવ હાનિ કરે છે

મનને અંતર્મુખ કરી ચાખો પરમાનંદ
દૃશ્ય સકલ મિથ્યા ગણી, કાપો તેનો ફંદ

સંસાર દુ ખમય છે એમ જ્યારે પ્રત્યક્ષપ્રમાણથી મનુષ્યને જણાય છે ત્યારે મનુષ્યનું મન કાંઈક કાંઈક જાગ્રત્ થાય છે, ને પરમાર્થનાં સાધનોભણી તેના મનનો વેગ ન્યૂનાધિક વળે છે (ચાલુ)

———[ * ]———

## શ્રીઆનંદાશ્રમપત્રના નૂતનવર્ષપ્રવેશનિમિત્તે મંગલાચરણ

[ લેખક-તંત્રી શ્રી મહારાણીદાસ ગોકુલદાસ દેશાઈ-વેદાંતભૂષણ ]

જય નાથ!

જય મહેશ્વર!

શ્રીઆનંદાશ્રમપત્ર આજ, તેરમા વર્ષમાં પ્રવેશ પામે છે એ શુભમંગલ પ્રસંગે અમે આપ ભગવાનને અભિવંદન કરીએ છીએ

આ વિશ્વ વસ્તુતાએ વિશ્વ નથી પણ આપ ભગવાન પોતે માયાવડે વિશ્વરૂપે ભાસો છો એ આપ ભગવાનનો ઉપદેશ અમારા હૃદયમાં ઘર કરી રહેલ ન હોય તો હે સદ્ગુરુદેવ! વર્તમાનમાં પ્રવર્તી રહેલી ગભરામણીમાં અમે ક્યારનાએ વ્યામોહને વશ થઈ શોકમાં નિમગ્ન થઈ ગયા હોત એમાં કોઈ સંશયને અવસર નથી

આથી અત્યારે, હે વિશ્વનાથ! જો અધિક સમય આનું રહેને તો ધર્મના સંરક્ષણનો તથા ધર્મની અભિવૃદ્ધિનો શ્રીઆનંદાશ્રમ અને શ્રીઆનંદઆશ્રમપત્રનો પરિશ્રમ તો વ્યર્થજ નીવડે!

કિંતુ હે મહામાયાવિન્! ધર્મની ગ્લાનિનો અને ધર્મના પ્રશ્નનો અનિષ્ટ પ્રસંગ ભણ પડ્યો એવી અરાજકતા વર્તમાનમાં વ્યાપી રહી છે

માટે હા તો, હે મહાતીત! મનના વિકારને માયાના વિકારરૂપે જાણીને તેનાથી

અલિપ્ત રહેવાનું અમને મનોબળ આપવાની કૃપા કરો.

અને હાં, હે વિશ્વવ્યવસ્થાપક! વર્તમાનમાં ચાલી રહેલી આધિવ્યાધિને સમેટી સાધુઓ સંતો અને સજ્જનોના મનને આહ્લાદ આપનાર, તત્ત્વજ્ઞાનના તથા સ્વધર્મપાલ વાતાવરણને વિશ્વમાં પ્રવર્તાવીને પ્રાપ્ત સંકટમાંથી અમને હવે સત્વર બચાવી લેવાની કૃપા કરજો.

ચાલુ સમયની વિકટતામાં વિશેષ વિસ્તારથી આપ ભગવાનની આરાધના ... બળ પણ અમારામાં રહેલું અનુભવાતું નથી.

હે દેવાધિદેવ! અમારા અપરાધોની અમે અતિ નમ્રભાવે ક્ષમા યાચીએ છીએ.

અને હે સ્વજનવત્સલ! અમારા પ્રતિની વિમુખતાનું હવે વિશેષ સમય નહિ કરતાં આપ ભગવાન અમારા પ્રતિ હવે પુનઃ સત્વર અભિમુખ થાઓ એ અમે આપ ભગવાનની દીનભાવે આરાધના કરીએ છીએ.

———[o]———

## श्रीसनत्सुजातीयम्

(શ્રીશાંકરભાષ્યસમેત)

[ અનુવાદકઃ-શ્રી. મહારાણીદાસ ગોકુલદાસ દેશાઈ-વેદાંતભૂષણ ]

(અનુસંધાન ગત અંકના પૃષ્ઠ ૧૪૧થી)

सदा सदा सत्कृतः स्यान्नमृत्युरमृतं कुतः।
सत्यानृते सत्यसमान बन्धिनी।
सतश्च योनिरसतश्चैकमेव।
योगिनस्तं प्रपश्यन्ति भगवन्तं सनातनं ॥ १९ ॥

પુરુષના આ વસ્તુસ્વરૂપનો જો પ્રતિદિન સત્કાર થયા કરે એટલે પુરુષનું આ પ્રસિદ્ધ પુરુષરૂપ મારું ખરું પુરુષરૂપ ન હોવાથી પુરુષના આ પ્રસિદ્ધ પુરુષરૂપે હું ખરેખર પુરુષ નથી પણ પુરુષના આ વસ્તુસ્વરૂપરૂપેજ હું ખરેખર પુરુષ છું એમ પોતાના ખરા સ્વરૂપને તે જેમ છે તેમ જાણીને પ્રતિદિન તે ખરા સ્વરૂપરૂપે પુરુષ પોતાની વિદ્યમાનતાનો અનુભવ કર્યા કરે અને આ મિથ્યા પુરુષરૂપને અવિવેકથી પોતાનું ખરું સ્વરૂપ જાણી રહી પ્રતિદિન તે મિથ્યા રૂપમાંજ પોતાની વિદ્યમાનતાનો અનુભવ ન કર્યા કરે તો તે પુરુષને પછી દેહના પ્રસિદ્ધ મરણથી પોતાના મરણનો પ્રસંગજ ન થાય તો પછી તેને અમરણ સ્થિતિ સંપાદન કરવામાટેના પ્રયત્નનો પ્રસંગ પણ ક્યાંથી હોય? નજ હોય.

જે પુરુષને પ્રસિદ્ધ આ મિથ્યા પુરુષરૂપમાં ખરા પુરુષસ્વરૂપરૂપે પોતાપણાનું અભિમાન છે એટલે તે મિથ્યા પુરુષના રૂપમાં હું પુરુષ છું એમ જે જાણે છે તેને દેહના મરણથી પોતાના મરણનો પ્રસંગ હોય છે તથા તેથી તેને અમરસ્થિતિ સંપાદન કરવાનો પ્રસંગ ઉપસ્થિત થાય છે તથા તેથી તે માટે તેને પ્રયત્ન કરવાનો પણ પ્રસંગ થાય છે.

માટે પોતાના વસ્તુસ્વરૂપને જાણી પુરુષે પોતાના આ પ્રસિદ્ધ પુરુષરૂપમાંથી

પોતાપણાની અવિવેકવાળી બુદ્ધિનો ત્યાગ કરી પ્રતિદિન પોતાના વસ્તુસ્વરૂપનો સત્કાર કર્યા કરવો જોઇએ એટલે તે વસ્તુસ્વરૂપનેજ પોતાના ખરા સ્વરૂપરૂપે ઉપસ્થિત રાખી તેમાંજ પોતાપણાની વિવેકવાળી બુદ્ધિને સ્થિર કરવી જોઇએ

જ્યાં સાચું જણાય છે ત્યાં સાચુ તો વિદ્યમાન હોય છે તેથીજ જણાય છે પણ જ્યાં ખોટું જણાય છે ત્યાં ખોટું વિદ્યમાન હોવાથી જણાય છે એવુ નથી જ્યાં ખોટું જણાય છે ત્યાં પણ વિદ્યમાન તો સાચુંજ હોય છે તે સાચુંજ અવિવેકથી ખોટું જણાય છે એટલે સાચુંજ અવિવેકથી ખોટારૂપે જણાય છે

આથી સાચાનો અનુબંધ જેમ સાચો હોય છે એટલે સાચું વિદ્યમાન હોય છે માટે જેમ સાચું જણાય છે તેમ ખોટાનો પણ અનુબંધ સાચોજ હોય છે એટલે ખોટું પણ જે જણાય છે તે પણ વિદ્યમાન સાચુંજ હોવાથી જણાય છે સાચું જે વિદ્યમાન હોય છે તે સાચુંજ અવિવેકથી ખોટારૂપે જણાય છે

આમ હોવાથી સાચાનું મૂળ જેમ સાચુંજ હોય છે તેમ ખોટાનું પણ ખરું મૂળ સાચુંજ હોય છે સાચાનુ તથા ખોટાનુ ખરું મૂળ એકજ હોય છે

પણ પુરુષ ખોટામાં ખરાપણાનું અભિમાન બાંધીને જ્યાંસુધી ખોટામાં બંધાઈ રહે ત્યાંસુધી તેને સાચું સાચા સ્વરૂપે ન જણાય

વિવેકવડે ખોટાને ખોટું જાણી તેમાંથી ખરાપણાનું અભિમાન દૂર કરી તથા સાચાને સાચા સ્વરૂપે જાણી તેમાંજ ખરાપણાનુ અભિમાન કરે ત્યારેજ પુરુષને સાચું સાચા સ્વરૂપે જણાય

માટે પુરુષે પોતાના સ્વાર્થની સિદ્ધિમાટે પોતાના આ પ્રસિદ્ધ પુરુષરૂપને વિવેકવડે તે છે તેવું ખોટું જાણી તેમાંથી પોતાપણાનું અભિમાન ઉઠાવી લઈ સાચાને સાચા સ્વરૂપે જાણી તેમાંજ પોતાપણાનું અભિમાન અનુભવી રહેવુ જોઈએ

જ્યાંસુધી પુરુષને તેના ખોટા પુરુષરૂપમાં પોતાપણાનું અભિમાન સ્થિર હોય ત્યાંસુધી તેને તેનું સાચું સ્વરૂપ નજ જણાય એ સર્વથા ઘટે છે

પુરુષે પોતાના ખોટા પુરુષરૂપને ખોટું જાણી તેમાંથી પોતાપણાનું અભિમાન ઉઠાવી લેવાનો તથા સાચા પુરુષસ્વરૂપને જાણી તેમાં પોતાપણાનો અનુભવ કરી રહેવાનો ઉપાય યોગ છે

શ્રીસદ્ગુરુ અને શાસ્ત્રના સેવનવડે પુરુષના સાચા પુરુષસ્વરૂપનો પ્રથમ મતિવડે નિર્ણય કરીને પછી તે સાચા પુરુષસ્વરૂપમાં આ ખોટા પુરુષરૂપને વિલાવી દેવાની પ્રક્રિયાને યોગ કહેવામા આવે છે

એ પ્રક્રિયાવડે પુરુષના ખોટા પુરુષપણાનો સાચા પુરુષસ્વરૂપમાં યોગ થતો હોવાથી એ પ્રક્રિયાને યોગ કહેવામાં આવે છે

પુરુષના વસ્તુસ્વરૂપમાં પુરુષવત્ જીવભૂત જે આ પ્રસિદ્ધ ખોટું પરુષરૂપ અવિવેકવડે જણાય છે તે આ જીવભૂત ખોટા પુરુષરૂપથી પર જીવનું નિયામક ઈશભૂત એવુ પુરુષનું અપ્રસિદ્ધ બીજુ ખોટું પુરુષરૂપ છે

અનીશા એટલે અસામર્થ્યને યોગે જીવ કૃપણ કહેવાય છે તેની અપેક્ષાએ ઈશા એટલે સામર્થ્યને યોગે ઈશ ભગવાન્ કહેવાય છે

જે પુરુષને પોતાના ઈશરૂપનો સાક્ષાત્કાર કરવા ઇચ્છા હોય તેણે પ્ર શ્રીસદ્ગુરુ અને શાસ્ત્રના સેવનવડે પોતાની મતિમાં ઈશરૂપનો નિર્ધાર કરી તેમાં પોતાના જીવરૂપનો યોગ સાધવો જોઈએ.

અને જે પુરુષને પોતાના વસ્તુસ્વરૂપનો સાક્ષાત્કાર કરવા ઇચ્છા હોય પ્રથમ શ્રીસદ્ગુરુ અને શાસ્ત્રના સેવનવડે પોતાની મતિમાં વસ્તુસ્વરૂપનો નિ કરી પછી તેમાં પોતાના જીવરૂપનો યોગ સાધવો જોઈએ.

યોગ સાધ્યાવિના ન તો પુરુષ ઈશરૂપનો સાક્ષાત્કાર પામી શકે કે વસ્તુસ્વરૂપનો સાક્ષાત્કાર પામી શકે.

જે પુરુષોએ યોગ સાધ્યો હોય છે તેઓજ પોતાના ઈશરૂપનો પામી શકે છે તથા જે પુરુષોએ યોગ સાધ્યો હોય છે તેઓજ પોતાના વસ્તુસ્વરૂ સાક્ષાત્કાર પામી શકે છે.

श्रीशांकरभाष्यम्

यस्मात्तद्विज्ञानादेव नात्मनो विनाशस्तस्मात् सदा सदा सर्वदाऽहर्निशं स्यात् सच्चिदानन्दाद्वितीयब्रह्मात्मनाभिमन्यते यः स सदा सत्कृतो भवति ।

જે કારણથી તેના જ્ઞાનથીજ પોતાનો વિનાશ નથી તે કારણથી સદા એટલે સર્વદા એટલે રાત્રિદિન પોતાના સાચા સ્વરૂપનો સત્કાર કરનારા થ જોઈએ.

સત્સ્વરૂપ ચિત્સ્વરૂપ સુખસ્વરૂપ અદ્વિતીય બ્રહ્મસ્વરૂપે જે પુરુષ અભિમાન રાખી રહે છે એટલે આ પ્રસિદ્ધ પુરુષરૂપને જે પોતાનું ખરું સ્વરૂ નથી માનતો પણ જે પુરુષ બ્રહ્મને પોતાનું ખરું સ્વરૂપ જાણી હું પોતે બ્રહ્મ છું એવો વાસ્તવિક અનુભવ કરી રહે છે તે પુરુષે પોતાના સાચા સ્વરૂપનો સત્કાર કર્યો કહેવાય.

तस्य न मृत्युर्जननमरणलक्षणः संसारो न भवेत् ।

તેને મૃત્યુ ન હોય એટલે જન્મમરણના લક્ષણવાળો સંસાર તેને ન હોય.

अमृतं कुतः ।

તો પછી મૃત્યુને ટાળી તેને અમર થવાનું ક્યાંથી હોય ? નજ હોય.

मृत्युसापेक्षत्वादमृतस्य तदभावे कुतः प्रसक्तिः ।

અમરભાવ મૃત્યુની અપેક્ષાવાળો હોવાથી મૃત્યુને અભાવે અમરભાવને પામવાનો પ્રસંગ ક્યાંથી હોય ? નજ હોય.

तथा च श्रुतिः 'मृत्युर्नास्त्यमृतं कुत' इति ।

એને એટલે પોતાના સાચા સ્વરૂપને જાણનારાને મૃત્યુ નથી તો અમૃત ક્યાંથી હોય ? એવી શ્રુતિ પણ છે.

सत्यानृते च वर्तेते सत्यसमानबन्धिनी परमार्थसत्यमेकमधिष्ठानमनुबध्य वर्तेते रज्ज्वामिव सर्पः ।

સાચું અને ખોટું બંને અનુબંધ એક સાચાનોજ સમાનપણે રાખી રહેનારાં હોય છે.

ખરેખર સાચાં એવા એકજ અધિષ્ઠાનનો બંને અનુબંધ રાખી રહેનારાં છે

જેમ રજ્જુસર્પ જણાતો સર્પ અને જે રજ્જુમાં સર્પ દેખાય છે તે રજ્જુ બંને રજ્જુનોજ અનુબંધ રાખી રહેનારાં હોય છે.

રજ્જુનો અનુબંધ તો પ્રત્યક્ષપણે રજ્જુજ છે

પણ તેમાં દેખાતા સર્પનો પણ અનુબંધ રજ્જુજ છે

રજ્જુ ન હોય તો તેમાં દેખાતા સર્પને દેખાવાનોજ અવસર ન થાય તેથી રજ્જુમાં દેખાતા સર્પનો પણ અનુબંધ રજ્જુજ છે

એવી રીતે પ્રાતિભાસિક સત્તાના તથા વ્યાવહારિક સત્તાના સઘળા પ્રાણિ પદાર્થોનો અનુબંધ એક પારમાર્થિક સત્તાનો પદાર્થ છે

પારમાર્થિક સત્તાનો તે પદાર્થજ અતિરેકરૂપે વ્યાવહારિક સત્તાના પ્રાણિપદાર્થરૂપે પ્રતીત થાય છે અને પારમાર્થિક સત્તાનો તેજ પદાર્થ પ્રાતિભાસિક સત્તાના પ્રાણિપદાર્થરૂપે પણ પ્રતીત થાય છે

कथमेतदवगम्यते सत्यानृते सत्यसमानबंधिनी इति तत्राह।

સાચાનો અને ખોટાનો અનુબંધ સમાનપણે એક સાચુંજ હોય છે એ કેવી રીતે જણાય છે એ પ્રશ્નના ઉત્તરમાં કહે છે

असत लौकिकस्य योनि. कारणं सत्ब्रह्मैकमेव कारणमेकमेवाद्वितीयं सद्ब्रह्म यस्मात्प्रवदन्ति तस्मात् सत्यानृते स्वकारणभूते सत्यसमानबंधिनी इति।

ખોટું જે આ વ્યાવહારિક સત્તાપૂરતું સાચુ લૌકિક જગત છે તેનું મૂળ એટલે ઉત્પત્તિકારણ અને પારમાર્થિક સત્તાનું સર્વથા સાચું એવું સત્ તેનું મૂળ એટલે સ્થિતિકારણ એકજ ને અદ્વિતીય સત્ બ્રહ્મ છે એમ જે કારણથી વેદો કહે છે તે કારણથી સાચું અને ખોટું એ બંનેનું કારણ પણ સમાનપણે એકજ છે તેમજ બંનેનો અનુબંધ પણ સમાનપણે એકજ છે એવો નિર્ધાર કરવો જોઈએ

यदात्मतत्त्वज्ञानकारणात् मृत्योर्विनाशोऽयमनुबध्य सत्यानृते वर्तेते ते योगिन एव पश्यन्ति ॥ १९ ॥

પોતાના જે વસ્તુસ્વરૂપનું જ્ઞાન મૃત્યુના વિનાશનું કારણ છે તથા પોતાના જે વસ્તુસ્વરૂપના સમાન અનુબંધથી પારમાર્થિક સાચું સત્ અને ખોટું છતાં વ્યવહારની યોગ્યતાથી જણાતું સાચું જગત્ વિદ્યમાન છે પોતાના તે વસ્તુસ્વરૂપનો યોગીઓજ સાક્ષાત્કાર પામી શકે છે યોગના સાધનારહિતો પોતાના તે વસ્તુસ્વરૂપનો સાક્ષાત્કાર કરી શકતા નથી

(ચાલુ)

———[ ४ ]———

## श्रीनाथमहेश्वरनो पादोत्सव

[ લેખક-શ્રી મણિશંકર ત્રિભુવન ભટ્ટ ]

(ગતાંકથી ચાલુ)

**પાદુકાપૂજન**—ભગવદ્ભક્તોના હૃદયમાં પાદુકાનું મહત્ત્વ કાંઈ ઓછું નથી તો પછી પાદુકાની તો વાતજ ક્યાં કરવી? ભગવાન રામચંદ્રજીના વનગમનપછી અયોધ્યાનુ

આગમન કરનારાઓએ અબોટીઉં કે ધાબળી સાથે લાવવા જોઇએ, અને ભોજનવેળા તે પહેરીને બેસવું જોઇએ.

ઓઢવાનું સાધન પણ સાથે લાવવું જરૂરનું છે.

સૌએ પોતાના આગમનની મિતિ અવશ્ય જણાવવી જોઇએ કે જેથી વ્યવસ્થા કરવાની અનુકૂળતા રહે. આ પણ પૂજ્યપાદ કૃપાનાથની આજ્ઞા છે.

———[o]———

# धार्मिकदृष्टिए वपराती वस्तुओनी महत्ता

[ સંપાદક—શ્રી અંબાશંકર ભાઇશંકર ત્રિવેદી ]

આપણા પ્રાચીન મહર્ષિમુનિઓ સર્વજ્ઞ હતા, તેઓએ સંયમ સિદ્ધ કર્યો હતો. સંયમદ્વારા તેઓ વનસ્પતિના ગુણદોષ જાણી ગયા હતા. ચરકસંહિતા, માધવનિદાન વિગેરે વૈદકના ઉત્તમ ગ્રંથો મહર્ષિમુનિઓનાજ બનાવેલા હતા. સંયમદ્વારા તેઓએ અલૌકિક શક્તિઓ, સિદ્ધિઓ મેળવી હતી. કોઈ પણ વસ્તુ તેમને દુર્ગમ્ય નહોતી. આપણા મંદિરોમાં વપરાતી વસ્તુઓ, જેમકે કસ્તુરી, તુલસી, ચંદન, ધૂપ, દીપ, પંચામૃત, પાદુકા અને શંખ, ઘડીઆળ (ઝાલરો), તથા રેશમી વસ્ત્રો વગેરેનું શાસ્ત્રીય તેમજ વૈજ્ઞાનિક રહસ્ય સમજવામાં આવે તો આપણને આશ્ચર્ય ઉપજ્યા વિના રહે નહિ.

શંખ—વિજ્ઞાનદૃષ્ટિએ શંખનું રહસ્ય ને મહત્વ જાણવાજેવું છે, જે નીચે પ્રમાણે છે—આપણા દેવાલયોમાં શંખ, ઘંટ અને ઝાલરોના ધ્વનિ કરવામાં આવે છે, જે ધ્વનિથી આપણા ઉપર સૂક્ષ્મ રીતે અસર થાય છે તેમજ સ્થૂલ અસર પણ થાય છે. વિશ્વવિખ્યાત સર જગદીશચંદ્ર બોઝે સ્પષ્ટ કરી દીધું છે કે જ્યાંસુધીમાં શંખનો ધ્વનિ પહોંચે છે, ત્યાંસુધીના સ્થાનમાં રહેલ રોગી પરમાણુઓનો નાશ થાય છે અને વાયુની શુદ્ધિ પણ સારી થાય છે. સને ૧૯૨૮મા બર્લિન યુનિવર્સીટીએ શંખધ્વનિનું અનુસંધાન કરીને સિદ્ધ કર્યું છે કે શંખધ્વનિની લહરી (મોજા) બેક્ટેરીઆનામના રોગ-ઉત્પાદક જંતુઓને મારવામાં ઉત્તમ અને સસ્તી ઔષધી છે. એક સેકંડના ૨૭ ઘનફૂટ વાયુશક્તિના જોરથી વગાડેલા શંખના ધ્વનિથી ૧૨૦૦ ફૂટ દૂરસુધીમાં બેક્ટેરીઆના જંતુઓ મરી જાય છે, અને ૨૬૦૦ ફૂટસુધીમાં રહેલ જંતુઓ મૂર્છિત બની જાય છે. બેક્ટેરીઆ-સિવાયના વાઈ, માથું દુખવું, તાવ, કંપવા વગેરેના ઉત્પાદક જંતુઓ પણ કેટલા- પ્રમાણમાં નાશ પામે છે. જ્યાં આ ધ્વનિ થાય છે, ત્યાં નિ:સંદેહ તેવા અસંપન્નતા જંતુઓ નાશ પામે છે. જે મનુષ્યોને વાઈ, મૂર્છા, કમળા ને કોઢજેવા દર્દો હોય તેમની પાસે શંખધ્વનિની ક્રિયા નિયમિત કરવામાં આવે તો તે રોગોનો નાશ થવા સંભવ છે. શિકાગોની મેયો હોસ્પીટલના પ્રખ્યાત ડૉ. ડી. બ્રાઇને ૧૩ બ્હેરા મનુષ્યોને, શંખધ્વનિના પ્રયોગદ્વારા કર્ણની શક્તિ સચેતન કરી સાંભળતા કર્યાં છે.

ઘંટ અને ઝાલરો બનાવવામાં કાંસુ વપરાય છે. કાંસુ બે વસ્તુઓથી બને છે. તાંબુ અને જસત. તાંબુ વિદ્યુત ઉત્પન્ન કરનાર છે અને જસત વિદ્યુતનો સંગ્રહ કરે છે. ઘડિયાળપર ડકા પડવાથી વાયુમાં એક પ્રકારનું કંપન ઉત્પન્ન થાય છે. ન્યૂયોર્કના સુપ્રસિદ્ધ વિદ્વાન પ્રો. પી. ડબલ્યુ. જૈને મહોદય લખે છે કે, આ ઘંટના ધ્વનિવડે ઉત્પન્ન થયેલી લહરીઓ અદ્ભુત શક્તિસંપન્ન હોય છે ને વિદ્યુતમાપક યંત્રવડે તેની પરીક્ષા કરી

વીરતાપૂર્વક ટક્કર લીધી. સાંભળ્યું છે કે એક બહારવટીઓ મરાયો છે ને બીજા ઘાયલ થયા છે. છેવટે નામદાર દરબાર સાહેબનાં બીજાં વિશેષ માણસો આવી જશે ને પકડાઈ જશે એવા ભયથી બહારવટીયાઓ મોટરખટારો લઈ નાસી છૂટ્યા.

આ પ્રસંગમાં નામદાર દરબારશ્રી અમરાવાળા સાહેબે ક્ષત્રિયોચિત જે વીરતા છે તે માટે તેઓ સાહેબને જેટલા ધન્યવાદ આપીએ તેટલા ઓછા છે. આ સમયમાં પરમદયાળુ મહેશ્વરાભિન્ન શ્રીરામનાથમહાદેવે નામદાર દરબારશ્રીની રક્ષા કરી તે શ્રીરામનાથમહાદેવપ્રતિની ભક્તિને આભારી છે. આ માટે અમો હર્ષ પ્રદર્શિત કરીએ છીએ.

———[*]———

## श्रीआनंदाश्रम-समाचार

[ વૈશાખ માસ ]

**સુખ્યભેટ:**—રૂ. ૩૨-૦-૦ શ્રી. છગનલાલ વાલજી અને તેમનું કુટુંબ-જામનગર. રૂ. ૬૧-૦-૦ શ્રી. ધનજીશાહ અરદેશર મિસ્ત્રી-મુંબઈ. રૂ. ૧૮૦-૦-૦ શ્રી. ડૉ. પીરોજશાહ એરચશાહ હાયવાય-માહીમ. રૂ. ૨૫-૦-૦ શ્રી. દ્વારકાદાસ ખેતસી-કરાંચી. રૂ. ૨૦-૦-૦ શ્રી રામસિંહ સબળસિંહ-કુતિયાણાવાળાના લગ્નપ્રસંગની ભેટ.

**લઘુરુદ્ર:**—શ્રી. ગઢવી ગોવિંદ ભોજા-ભીંખુડા. શ્રી. એક ભક્તજન-મુંબઈ બે રુદ્રાભિષેક.

**ભોજન:**—રૂ. ૩૪-૧૫-૦ શ્રી. શેઠ રવજી દેવજી ગાંધી-જામનગરવાળાતરફથી વૈ. સુ. ૪-૫ના ભોજનખર્ચના. રૂ. ૩૭-૮-૬ શ્રી. કિશોરચંદ્ર છગનલાલ-જામનગરતરફથી વૈ. સુદિ ૬ના ભોજનખર્ચના. રૂ. ૧૬-૧૨-૩ શ્રી. પ્રેમજી જુઠાભાઈ-બેડીતરફથી વૈ. સુ. ૭ના ભોજનખર્ચના. રૂ. ૨૮-૪-૬ શ્રી. રવજી દેવજી ગાંધી વૈ. સુ. ૮ના ભોજનખર્ચના. રૂ. ૮-૪-૦ શ્રી. ગઢવી ગોવિંદ ભોજાભાઈ. રૂ. ૩૦-૦-૦ શ્રીમતી બ્હેન મુક્તાબાઈ રામજી-શાંતાક્રુઝ. રૂ. ૧૫-૦-૦ શ્રી. છોટાલાલ ગોકુલદાસ-પોરબંદર. રૂ. ૪૬-૮-૯ શ્રી. કરણસિંહજી લાલસિંહજી ઠાકોર-જૂનાગઢ.

**થાળ:**—રૂ. ૨-૮-૦ શ્રી. હર્ષદરાય મહાશંકરલાલ દેસાઈ-માંગરોળ ( ૨ થાળ. ) રૂ. [illegible]-૦-૦ શ્રી. જયંતીલાલ અંબાશંકર ત્રિવેદી-જોરાવરનગર ( ૪ થાળ. ) રૂ. ૧-૪-૦ શ્રી. [illegible]લાલ મહેશ્વરલાલ શાસ્ત્રી-ઢાંક. રૂ. ૨-૦-૦ શ્રી. લીલાવતી બહેન પે માસ્તર-શાંતાક્રુઝ. રૂ. [illegible]-૪-૦ શ્રી. પોપટલાલ તારાચંદ વકીલ-જૂનાગઢ. રૂ. ૧-૪-૦ શ્રી. આણંદલાલ ગોવિંદજી [illegible]ખાણી-પોરબંદર. રૂ. ૧-૪-૦ શ્રી. મનસુખલાલ દામોદર-સીતાપુર. રૂ. ૫-૪-૦ અ. સૌ. [illegible]વિતાગૌરી નંદલાલ પંડ્યાતરફથી થાળના. હા. શ્રી. ભાઈશંકર ધનજી દવે. રૂ. ૨-૮-૦ [illegible]. છોટાલાલ ગોકુલદાસ-પોરબંદર. રૂ. ૫-૦-૦ શ્રી. ઈશ્વરલાલભાઈ તથા અ. સૌ. મંગળાગૌરીબેન [illegible]રફથી ૪ થાળના. રૂ. ૧-૪-૦ ચિ. ખટુલાબહેન કેશવલાલ ચંદારાણા-ગોધરા.

**અખંડદીપક:**—રૂ. ૦-૨-૩ શ્રી. જયશંકર ભગવાનજી વૈદ્ય-લાલપુર રૂ. ૦-૧૨-૦ [illegible]. ગઢવી ગોવિંદ ભોજા-ભીંખુડા. રૂ. ૨-૮-૦ શ્રી. છોટાલાલ ગોકુળદાસ-પોરબંદર.

**શ્રીઆનંદાશ્રમ-મુમુક્ષુમંડળ-મુંબઈમાં** આગામી આષાઢી પૂર્ણિમા-ગુરુવાર તા. ૬-૭-૪૪ [illegible]આસપૂર્ણિમા)ને દિવસે નવા સ્ટા. ટાઈમ ૯ાા થી ૧૧ સુધી પૂજ્યપાદ સદ્ગુરુશ્રીનું મહાપૂજન [illegible]ાધવસુન્દર કાંદાવાડીમાં થશે.

**ભીંખુડા**-આનંદાશ્રમમાં ગત રામનવમીના દિવસે પૂજ્યપાદશ્રીનું મહાપૂજન થયું હતું.

———[ * ]———

**Reg. No. B. 3087.**

**સને ૧૯૪૪ તા. ૨૫ જુન**



શ્રીઆનંદાશ્રમ, બીલખા (પો. બીલખા–કાઠિયાવાડ) તરફથી
પ્રગટ થતું ધાર્મિક માસિક પત્ર
P. O. Bilkha (Kathiawar-India).
आनंदाश्रम
|| શ્રી

૧–૪–૦ શ્રી. હરિપ્રસાદ ગૌરીશંકર–ભાવનગર
૧–૪–૦ બેન જશુમતિ મનુશંકર ,,
૦–૪–૦ શ્રી. પોપટ કચરા–રાજકોટ
૦–૨–૦ ,, અમૃતલાલ મોનજી–અમરાપર
૧૫–૬–૦ ,, શેઠ ચતુર્ભુજ કાલિદાસ–મુંબાઈ લગ્નપ્રસંગે પૂજનભેટના
૧૧–૪–૦ મુંબાઈમાં શ્રીનૃસિંહજયંતીના દિને શ્રીસદ્‌ગુરુપૂજન થતાં ભેટના હા. શેઠ દામોદરદાસ માધવજીભાઈ
૧૨–૧૪–૦ શ્રી. અમદાવાદ આનંદાશ્રમમાં શ્રી. જયશંકર મયારામ હસ્તે આવેલા તે નીચે પ્રમાણેઃ—
૧–૦–૦ શ્રી. જેઠાભાઈ લલુભાઈ–રાયપુરા
[illegible]–૦ ,, માલદેવ રાણાભાઈ–પોરબંદરવાળા
[illegible]–૦ ,, અંબાશંકર ભાઈશંકર ત્રિવેદી તથા શ્રી. ચંદુલાલ અંબાશંકર ત્રિવેદી
[illegible]–૧–૦ ગં. સ્વ. સંતોકબહેન
૨–૮–૦ શ્રી. માલદેવ રાણાભાઈ (થાળમાટે)
૮–૦–૦ ,, [illegible] [illegible] યાજ્ઞિકનાં વિધવા [illegible] માસિક થાળના
[illegible]–૨–૦ ,, [illegible] –જુનાગઢ
[illegible]–૦–૦ ,, ભાઈશંકર [illegible] –ભાવનગર
૧–૪–૦ ,, ગણપતરામ ત્ર્યંબકલાલ–અમદાવાદ
૧–૦–૦ શ્રી. કરણસિંહજી [illegible]–જુનાગઢ
૧–૦–૦ શ્રીમતી બચીબહેન ગગજીભાઈ ,,
૧–૪–૦ ,, લાભુબેન રૂપસિંહજી
૧–૪–૦ ,, નર્મદાબેન સબળસિંહ
૧–૪–૦ બેન કંચનગૌરી રામસિંહજી
[illegible]–૬–૦ શ્રી. છોટાલાલ ગોકુળદાસ–પોરબંદર
[illegible]–૦–૦ ,, ભાઈશંકર ધનજી દવે–ભાવનગર

૦–૪–૦ શ્રી. રૂપસિંહ કલ્યાણસિંહ ઠાકોર
૦–૪–૦ ,, મોહનસિંહ માનસિંહ
[illegible]–૦–૦ ,, ગુણવંતસિંહ જાલમસિંહજી–[illegible] નિલદાનના
૧–૦–૦ ,, અમૃતસિંહ ગુણવંતસિંહ ઠાકો[illegible]
૧–૦–૦ બેન હરિબા લાલસિંહજી ઠાકોર
૧–૦–૦ શ્રી. બાલુસિંહ પ્રતાપસિંહ ,,
૧–૪–૦ ,, ઇશ્વરલાલભાઈ તથા અ. સૌ. મંગળાગૌરી
૧–૦–૦ ,, ઘોળાવાળાં હરિબાબહેન હા. શ્રી. મો. ના. ચંદારાણા
૦–૯–૯ પરચુરણ

વર્ષ ૧૩ મુ
આષાઢ
અંક ૨ જો
સંવત્ ૨૦૦૦

॥ ॐ ॥
॥ यतो धर्मस्ततो जयः ॥

# आनंदाश्रम

વાર્ષિક લવાજમ
પોસ્ટેજસાથે
રૂ ૧-૦-૦
પરદેશમાટે
શિલિંગ ૨





શ્રીઆનંદાશ્રમ

आनंदाश्रममेतद् भूयो भवभीतिभञ्जन मविनाम् ।
निर्मातृनाथचरणं प्रसादयामोऽपुनर्भूत्यै ॥

સંસારીઓના પુનર્જન્મના ભયને નિવૃત્ત કરનાર આ આનંદાશ્રમના આદ્યસ્થાપક શ્રીનાથભગવાનના ચરણકમળને અમે મોક્ષને માટે આરાધીએ છીએ

# અનુક્રમણિકા



———:o:———

## લવાજમસંબંધી જરૂરી નોંધ

કાગળની અસહ્ય મોંઘવારીમાં ચાલુ ૧૩મા વર્ષનો આ બીજો અંક પ્રસિદ્ધ થાય છે, માટે જે બંધુબહેનોનું લવાજમ બાકી હોય તેઓ પોતાનું લવાજમ જેમ બને તેમ વેળાસર મોકલી આપે એમ સ્મરણ આપવામાં આવે છે. ગ્રાહક રહેવાની ઇચ્છા ન હોય તેમણે અગાઉથી ના લખવા શ્રમ લેવો, એટલે ટપાલ તથા વી. પી. કરવાના શ્રમ ને ખર્ચમાં નકામું ઊતરવું ન પડે.

વ્યવસ્થાપક, આનંદાશ્રમ, નવાગામ પોસ્ટ બીલખા-કાઠિયાવાડ.

———[*]———

જરૂરી

**સૂચના:—લેખસંબંધી અને આર્થિકસંબંધી સર્વ પત્રવ્યવહાર શ્રી. વ્યવસ્થાપક આનંદાશ્રમ, નવાગામ-પોસ્ટ બીલખા (કાઠિયાવાડ) એ શિરનામે કરવો.**


તંત્રી અને પ્રકાશક: શ્રી. મહારાણીદાસ ગોકુળદાસ દેશાઇ, વેદાંતભૂષણ-સાંગરોળ-કાઠિયાવાડ.

શ્રી ભગવતસિંહજી ઇલેક્ટ્રિક લિથો એન્ડ પ્રિન્ટિંગ પ્રેસ.
માલિક, મુદ્રક: પારેખ કેશવલચંદ કાનજીભાઈ, ગોંડલ.

ॐ







आनंदं ब्रह्मणो विद्वान् न बिभेति कुतश्चन ।

અર્થ:–આનંદસ્વરૂપ બ્રહ્મને જાણનાર કોઇથી પણ ભય પામતો નથી.

તૈત્તિરીય–ઉપનિષત્

વર્ષ ૧૩ મું ] સંવત ૨૦૦૦–આષાઢ [ અંક ૨

## श्रीमन्नाथप्रभुप्रार्थना

-રાગ– ઓધવજીનો સંદેશો-

( લે શ્રી મ ત્રિ ભટ્ટ )

પ્રીતથી પ્રણમું હું શ્રીમન્નાથજી, સેવકજનના અંતરમાં વસનારજો;
બ્રહ્મનિષ્ઠ આચાર્ય ગુરુવર શ્રીપ્રભુ, ભવસાગરથી કિંકર કર ધરનારજો. પ્રી૦ ૧

સેવકનાં સંકટને પ્રભુ સંહારતા, નિશદિન લ્યો છો તેની નિત્ય સંભાળજો;
અમપર પણ તેવી કરુણા લાવજો, પ્રીયતમ સ્વામી ગુરુવર દીનદયાળજો. પ્રી૦ ૨

ગુણ તમારા શા શા ગાઉં હે પ્રભુ, મતિ ન ચાલે મારી જ્યાં લવલેશજો;
આપ ચરણમાં ચિત્ત રહે મારું સદા, કરજો તેવું કરુણાકર દીનેશજો. પ્રી૦ ૩

હૃદયાંબુજમાં નાથ પ્રભુ વાસો વસો, જેથી મારાં સંકટ સર્વે કપાયજો;
બ્રહ્મતણું દર્શન મુજને સહેજે મળે, અંતર મારું પૂર્ણપણે હરખાયજો. પ્રી૦ ૪

——[*]——

## શ્રીનાથવચનામૃત

[ પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાન્ ]

તમે સંસારનું ક્ષણભંગુરપણું તથા કર્મની ગહન ગતિ જાણો છો, અને અહીં કોઇ કોઇનું નથી, માત્ર પૂર્વજન્મનાં કર્મોથી સગાંવહાલાંરૂપે મનુષ્યો ભેગાં થાય છે, ને તે કર્મની સમાપ્તિ થયે તે સૌ જૂદાં પડી જાય છે, એ પણ તમે જાણો છો, એટલે વિચારપૂર્વક તમે તમારા મનનું સાંત્વન કરવા પ્રયત્નશીલ રહેતા હશો.

અહીં પિતા કોણ છે? ને પુત્ર પણ કોણ છે? જે છે તે અખંડૈકરસ ચેતનજ છે. એ વિચારમાં શોકને અવકાશ શી રીતે હોય?

મોહથી જો શોક થાય તો તે વિવેકવડે દૂર કરવો જોઇએ. માઠા પ્રસંગથી મનુષ્યે પોતાના મનને વધારે વિરાગવાળું કરી તેને પરમાત્મામાં જોડવું એજ હિતકર ગણાય છે.

શરીરનું આરોગ્ય ને મનની શાંતિ જાળવતા રહેશો, ને જીવનનો અવશેષ ભાગ પરમશાંતિ મળે એવા વિચારમાં ને વર્તનમાં વ્યતીત કરવા યત્ન કરશો.

સંસાર દુ:ખમય છે એમ જ્યારે પ્રત્યક્ષ પ્રમાણથી મનુષ્યને જણાય છે ત્યારે મનુષ્યનું મન કાંઇક કાંઇક જાગ્રત્ થાય છે, ને પરમાર્થનાં સાધનોભણી તેના મનનો વેગ ન્યૂનાધિક વળે છે.

તમારા અસંગ, અવિકારી, શોકાતીત, દુ:ખાતીત, નિરામય ને પરમાનંદસ્વરૂપભણી તમારા મનની વૃત્તિઓને વાળતા રહી સુપ્રસન્ન રહેશો.

શરીરનું આરોગ્ય ને મનની પ્રસન્નતા જાળવી વ્યવહારપરમાર્થનો નિર્વાહ કરતા રહેશો.

પ્રારબ્ધકર્મવશાત્ પ્રબલ રોગ પ્રાપ્ત થાય તે પ્રસંગે વિવેકવૈરાગ્યના વિચારથી મનને ધૈર્યવાળું રાખવાની બહુજ અપેક્ષા છે. શૌચના નિયમોનું પાલન શરીરની અશક્તિને લઇને જોઇએ તેવું ન થઇ શકે તો તેથી મનને ખેદને વશ ન થવા દેતાં "देही चात्यंतनिर्मलः" (આત્મા અત્યંત પવિત્ર છે.) એવા વિચારવડે મનને પ્રસન્ન રાખવું.

પ્રારબ્ધકર્મની ગતિ કળી ન જાય એવી છે, પણ તે દેહાદિની સાથે સંબંધવાળી છે, અસંગ આત્માની સાથે તેનો લેશ પણ સંબંધ નથી. દુ:ખની પ્રાપ્તિવડે જીવના પાપકર્મોના સંસ્કારો નાશ પામે છે, ને જીવ નિર્મલ થઈ બ્રહ્મરૂપમોક્ષની સમીપ જતો જાય છે એમ વિચારવું.

આપત્કાલે જીવના હૃદયબલની વા ધૈર્યની પરીક્ષા થાય છે, એમ સમજી તે પરીક્ષામાં ઉત્તીર્ણ થવા નિરંતર બ્રહ્મનું ચિંતન ને દૃશ્યનું વિસ્મરણ કરવા પ્રયત્નશીલ રહેશો.

પ્રભુમાં વિશ્વાસ વધારશો, જીવભાવને દબાવશો, શુભાશા રાખશો, અને અંત:કરણના ઊંડાણમાં રહેલા અંતર્યામીમાં મનને વધારે વિશ્રાંતિ આપી પ્રસન્ન રહેશો.

તમારી શુભભાવના સંતોષપ્રદ છે, શુભભાવનાજ આ અપારજેવો પ્રતીત થતો ભવસાગર તરવાની સુદૃઢ નૌકા છે. શુભભાવનાનો વેગ તીવ્રતર થયેથી અડચણો અડચણરૂપે નહિ રહે, ને સારો સાર્થવાહ પણ મળી આવશે.

"જો જો ઇચ્છા હોત મનમાંહી, રામકૃપા કછુ દુર્લભ નાંહી."

(ચાલુ)

——[*]——

## मदालसा

[અનુવાદક:-શ્રી. મહારાણીદાસ ગોકુલદાસ દેશાઈ-વેદાંતભૂષણ]

(અનુસંધાન ગત અંક ૧૧માંના પૃષ્ઠ ૧૪૨થી)

केशप्रसाधनादर्शदर्शनं दंतधावनं ।
पूर्वाह्णा एव कुर्वीत देवतानां च तर्पणं ॥

વાળ વ્યવસ્થિત કરવા દર્પણમાં મુખ જોવું, દાતણ કરવું અને દેવોનું તર્પણ કરવું આ કામો દિવસના પહેલાજ ભાગમાં કરવાં.

ग्रामावसथतीर्थानां क्षेत्राणां चैव वर्त्मनि ।
न मूत्रमनुतिष्ठेत न कृष्टे न च गोव्रजे ॥

ગામના રસ્તામાં, ઘરના રસ્તામાં, તીર્થના રસ્તામાં ને ખેતરના રસ્તામાં, પીશાબ કરવો નહિ.

ખેડેલા ખેતરમાં તથા ગાયના ગોંદરામાં પીશાબ કરવો નહિ.

नग्नां परस्त्रियं नेक्षेत्र पश्येदात्मनः शकृत् ।
उदक्यादर्शनं स्पर्शो वर्ज्यं संभाषणं तथा ॥

પોતાને પરણેલી નહિ એવી કોઈ પણ સ્ત્રીને તે નગ્ન હોય ત્યારે તે સ્થિતિમાં જોવી નહિ.
પોતે ત્યાગેલા પોતાના મળને જોવો નહિ.
રજસ્વલા સ્ત્રીને જોવી નહિ.
રજસ્વલા સ્ત્રીને અડવું નહિ.
રજસ્વલા સ્ત્રી સાથે વાત કરવી નહિ.

नाप्सु मूत्रं पुरीषं वा निष्ठीवनं समाचरेत् ।
नाधितिष्ठेच्छकृन्मूत्रं केशभस्मकपालिका ॥

પાણીમાં મૂત્રત્યાગ કરવો નહિ.
પાણીમાં મળનો ત્યાગ કરવો નહિ.
પાણીમાં થૂંકવું નહિ.
મળઉપર બેસવું નહિ.
મૂત્રઉપર બેસવું નહિ.
વાળઉપર બેસવું નહિ.
રાખઉપર બેસવું નહિ.
ઠીકરાં ઉપર બેસવું નહિ.

तुषांगारास्थिचूर्णानि रजोवस्त्राणि कानिचित् ।
नाधितिष्ठेत्तथा प्राज्ञः पथिपत्राणि वा भुवि ॥

એવી રીતે ડાહ્યા માણસે રસ્તામાં કે પૃથ્વી ઉપર જે જગ્યાએ શુલું (કુસકા) પડ્યું હોય તે જગ્યાએ બેસવું નહિ.

રસ્તામાં કે પૃથ્વીઉપર જે જગ્યાએ ચીંથરા પડ્યાં હોય તે જગ્યાએ ડાહ્યા માણસે બેસવું નહિ.

રસ્તામાં કે પૃથ્વીઉપર જે જગ્યાએ પાંદડાં પડેલાં હોય તે જગ્યાએ પણ ડાહ્યા માણસે બેસવું નહિ.

पितृदेवमनुष्याणां भूतानां च तथार्चनं ।
कृत्वा विभवतः पश्चाद् गृहस्थो भोक्तुमर्हति ॥

પિતૃઓ દેવો મનુષ્યો અને સર્વે ભુતોનું પોતાના વૈભવ પ્રમાણે પૂજન અર્ચન તથા તર્પણ કરીને પછીજ ગૃહસ્થ માણસે જમવું જોઈએ.

उदङ्मुखो प्राङ्मुखो वा स्वाचान्तो वाग्यतो शुचिः ।
भुञ्जीतान्नं च तच्चित्तो ह्यन्तर्जानुः सदा नरः ॥

પુરુષે સદા ઉત્તરભણી મુખ રાખીને અન્નનું ભોજન કરવું અથવા પૂર્વભણી મુખ રાખીને અન્નનું ભોજન કરવું.

સારી પેઠે એટલે શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે તથા પોતાને સંતોષ તથા તૃપ્તિ થાય એટલું આચમન કરીને પછીજ પુરુષે સદા અન્નનું ભોજન કરવું.

પુરુષે સદા પોતાની વાણીઉપર પોતાનો કાબુ વર્તાવ્યા પછીજ અન્નનું ભોજન કરવું.

પુરુષે સદા લૌકિક તથા શાસ્ત્રીય શૌચ કરીને શુચિ થયા પછીજ અન્નનું ભોજન કરવું.

પુરુષે સદા ભોજન કરવાના કામમાંજ પોતાના ચિત્તને જોડીને પછીજ અન્નનું ભોજન કરવું.

અને પુરુષે સદા પલાંઠી વાળીને પછીજ અન્નનું ભોજન કરવું.

उपवातमृते दोषं नान्नस्योदीरयेद्बुधः ।
प्रत्यक्षं लवणं वर्ज्यमन्नमत्युष्णमेव च ॥

અન્નમાં અપવિત્રતા ઉપજાવે એવા કોઇ દોષ વિનાના જમવાના અન્નમાં બીજો કોઇ દોષ હોય તે ડાહ્યા માણસે કહેવો નહિ.

લવણ (મીઠું) કોઇ પાસેથી હાથોહાથ લેવું નહિ તથા કોઇને હાથોહાથ દેવું નહિ.

તેમજ અતિ ઉનું અન્ન જમવું નહિ.

नैव गच्छन्नैवतिष्ठन् वै विण्मूत्रोत्सर्गमात्मवान् ।
कुर्वीत नैवचाचामेन्न किंचिदपि भक्षयेत् ॥

પોતાને નિયમમાં વર્તાવવાવાળા પુરુષે ચાલતાં ચાલતાં કે ઉભે ઉભે મળમૂત્રનો ત્યાગ કરવો નહિ.

એવીરીતે પોતાને લૌકિક તથા શાસ્ત્રીય નિયમોમાં વર્તાવનારા પુરુષે ચાલતે ચાલતે કે ઉભે ઉભેજ આચમન કરવું નહિ.

તેમજ ચાલતે ચાલતે કે ઉભે ઉભેજ કોઇ પદાર્થ ખાવો નહિ.

(ચાલુ)

——[*]——

## श्रीयाज्ञवल्क्यस्मृति

[ અનુવાદક—શ્રી મહારાણીદાસ ગોકુલદાસ દેશાઇ—વેદાંતભૂષણ ]

( અનુસધાન ગત અક ૯ ના પૃ૪ ૧૨૦થી )

कर्म स्मार्तं विवाहाग्नौ कुर्वीत प्रत्यहं गृही।
दायकालाहृते वापि श्रौतं वैतानिकाग्निषु ॥ ९७ ॥

શ્રુતિએ કહેલું અગ્નિહોત્ર આદિ કર્મ તથા સ્મૃતિએ કહેલુ વૈશ્વદેવ આદિ કર્મ ગૃહસ્થે પ્રતિદિન કરવુ

તે કર્મ તો વારસાની વહેંચણીમાં મળેલા અગ્નિમાં કરવુ ને કાં વિવાહકાળે ઉપસ્થિત કરેલા અગ્નિમાં કરવુ

शरीरचिंतां निर्वर्त्य कृत शौचविधिर्द्विजः।
प्रात संध्यामुपासीत दन्तधावनपूर्वकं ॥ ९८ ॥

સ્વાભાવિકપણે શરીરનું ચિંતન ઉપજાવનાગ શરીરના અંતર્ગત મળનો ત્યાગ કરવા આદિના શરીરના ધર્મોની પ્રથમ નિવૃત્તિ કરીને તથા દાતણથી માંડીને શરીરની બહારની તથા અતરની પવિત્રતા ઉપજાવનારા લૌકિક તથા શાસ્ત્રીય સર્વે વિધિઓનું યથાવત્ અનુષ્ઠાન કરીને દ્વિજ ગૃહસ્થે પ્રતિદિન પ્રાત સધ્યાનુ ઉપાસન કરવુ

हुत्वाग्नीन् सूर्यदैवत्यान् जपेन् मंत्रान् समाहितः।
वेदार्थानधिगच्छेच्च शास्त्राणि विविधानि च ॥ ९९ ॥

દ્વિજ ગૃહસ્થે પ્રતિદિન અગ્નિહોત્રમા હોમ કરવો

પછી તેણે ચિત્તને એકાગ્ર રાખીને સૂર્યનારાયણના દૈવતવાળા ગાયત્રી આદિ મંત્રોનો જપ કરવો

વેદવચનોના અર્થોનો નિર્ધાર કરવો

તેમજ જુદાં જુદાં શાસ્ત્રો જાણવા

उपेयादीश्वरं चैव योगक्षेमार्थसिद्धये।
स्नात्वा देवान् पितृंश्चैव तर्पयेदर्चयेत्तथा ॥ १०० ॥

પોતાના આશ્રમના નિર્વિઘ્ન નિર્વાહ અર્થે આવશ્યક સામગ્રીની સપત્તિ થવા તથા સપન્ન સામગ્રીનું સરક્ષણ થવા ગૃહસ્થ દ્વિજ પુરુષે પ્રતિદિન આ સંપૂર્ણ જગત્‌ની વ્યવસ્થા રાખનારા ઇશ્વરપ્રતિ પોતાની અભિમુખતા સાધી ઇશ્વરનું આરાધન કરવુ

ગૃહસ્થ દ્વિજ પુરુષે પ્રતિદિન શાસ્ત્રે કહેલા વિધિપ્રમાણે પોતે સ્નાન કરીને દેવોનું અર્ચન કરવુ તથા પિતૃઓનુ તર્પણ કરવુ

वेदाथर्वपुराणानि सेतिहासानि शक्तित।
जपयज्ञप्रसिध्यर्थं विद्या चाध्यात्मिकीं जपेत् ॥ १०१ ॥

ઋક્ યજુસ, ને સામ એ ત્રણ વેદોનો તેમજ અથર્વવેદનો તથા ઇતિહાસો સાથેના પુરાણોનો દ્વિજ ગૃહસ્થ પુરુષે પ્રતિદિન જપયજ્ઞની સિદ્ધિમાટે શક્તિપ્રમાણે અવશ્ય જપ કરવો.

અને દ્વિજ ગૃહસ્થ પુરુષે આત્માનો બોધ કરનારી વિદ્યાનો પણ પ્રતિદિન શક્તિપ્રમાણે અવશ્ય જપ કરવો ( રટણ કરવુ ).

बलि कर्म स्वधा होम स्वाध्यायातिथि सत्क्रियाः।
भूतपित्रमरब्रह्म मनुष्याणां महामखाः ॥ १०२ ॥

ભૂતયજ્ઞ, પિતૃયજ્ઞ, દેવયજ્ઞ, વેદયજ્ઞ અને મનુષ્યયજ્ઞ આ પાંચ યજ્ઞોને શાસ્ત્રોમાં મોટા યજ્ઞો કહેલા છે.

બલિ આપવાના શાસ્ત્રે કહેલા કર્મવડે ભૂતયજ્ઞની સિદ્ધિ થાય. એ ભૂતયજ્ઞવડે સર્વે ભૂતોને તૃપ્તિ થાય.

સ્વધાનો ઉચ્ચાર જેમાં મુખ્ય છે એવાં શાસ્ત્રે કહેલાં શ્રાદ્ધોવડે પિતૃયજ્ઞની સિદ્ધિ થાય. એ પિતૃયજ્ઞવડે પિતૃઓને તૃપ્તિ થાય.

સ્વાહાનો ઉચ્ચાર જેમાં મુખ્ય છે એવા શાસ્ત્રે કહેલા હોમોવડે દેવયજ્ઞની સિદ્ધિ થાય. એ દેવયજ્ઞવડે દેવોને તૃપ્તિ થાય.

વેદોના તથા શાસ્ત્રોના શાસ્ત્રે કહેલા અધ્યયનવડે વેદયજ્ઞની સિદ્ધિ થાય. એ વેદયજ્ઞવડે વેદનારાયણને તૃપ્તિ થાય.

અને અતિથિઓના શાસ્ત્રે કહેલા સત્કારવડે મનુષ્યયજ્ઞની સિદ્ધિ થાય. એ મનુષ્યયજ્ઞવડે સર્વે મનુષ્યોમાં અંતર્યામી સ્વરૂપે રહેલા પરમેશ્વરને તૃપ્તિ થાય.

દ્વિજ ગૃહસ્થ પુરુષે પ્રતિદિન ભૂતયજ્ઞવડે ભૂતોનું આરાધન કરવું, પિતૃયજ્ઞવડે પિતૃઓનું આરાધન કરવું, દેવયજ્ઞવડે દેવોનું આરાધન કરવું, વેદયજ્ઞવડે વેદોનું આરાધન કરવું અને મનુષ્યયજ્ઞવડે પરમેશ્વરનું આરાધન કરવું. (ચાલુ)

## શ્રીનાથમહેશ્વરનો પાટોત્સવ

[ લેખક—**શ્રી. મણિશંકર ત્રિભુવન ભટ્ટ** ]

(ગતાંકથી ચાલુ)

પ્રતિમાપૂજન **ધ્યાનરૂપછે,** સદ્‌ગુરુ અને સત્‌શાસ્ત્રોની આજ્ઞારૂપ કર્તવ્યતા સૂચક વચનને **વિધિ** કહેવામાં આવે છે, આપણી આસ્તિકતા અથવા શ્રદ્ધાપૂર્ણભાવનું નામ **વિશ્વાસ** છે, અને અંતઃકરણની કામનારૂપ રજોગુણ વૃત્તિને **ઇચ્છા** કહેવામાં આવે છે. સદ્‌ગુરુને સત્‌શાસ્ત્રનાં વિધિરૂપ વચન પણ હોય અને એ વચનોમાં આપણી આસ્તિકતા પૂર્ણ વિશ્વાસ પણ હોય તથા અંતઃકરણમાં ઇચ્છા પણ હોય કે "મારું ચિત્ત ધ્યાનમાં જોડાઓ." એ પ્રકારે ધ્યાનને માટે એ ત્રણેની આવશ્યકતા છે. જો વિધિ અને વિશ્વાસ હોય પણ ઇચ્છા ન હોય તોપણ ધ્યાનની સિદ્ધિ થઈ શકતી નથી. તેમજ વિશ્વાસ તથા ઇચ્છા હોય પરંતુ વિધિ નહિ હોય તથા વિધિ અને ઇચ્છા હોય પણ વિશ્વાસ ન હોય તોપણ કાર્યસિદ્ધિ થઇ શકતી નથી. એ ત્રણમાંથી એકનો પણ જો અભાવ હોય તો ધ્યાનની સિદ્ધિ થઈ શકતી નથી. એવીજ રીતે અભ્યાસના બળવડે મૂર્તિમાં ઈશ્વરનું અસ્તિત્વ નક્કી કર્યું તો એ પ્રમાણથી **"જે એમાં છે તે સૌમાં છે."** સર્વત્રજ ઈશ્વરદર્શન કરવામાં આવે અને પંચતત્ત્વરચિત સંપૂર્ણ બ્રહ્માંડ જ ભિન્ન ભિન્ન રૂપમાં ઈશ્વરની ઝાંખી કરાવે એજ એ પ્રમાણની વિધિ અથવા લક્ષ્ય છે. એમ નહિ કે સર્વત્ર ઈશ્વરનો અભાવ છે અને કેવળ પ્રતિમામાંજ ઈશ્વરનો નિવાસ છે. નાના સરખા શાલિગ્રામમાં જ ઈશ્વરબુદ્ધિ રાખી ઈશ્વરને અલ્પ બનાવવા માટેનો એ વિધિ નથી, પરંતુ જ્યારે નાના શાલિગ્રામમાંજ ઈશ્વરનું સ્વરૂપ

પ્રાપ્ત કરી શકાય તો એ પ્રમાણથી પર્વત, વૃક્ષ, નદી, પશુ, પક્ષી, મનુષ્ય ઇત્યાદિ સર્વ ઈશ્વરનાં રૂપ છે. સર્વદેશ, સર્વકાળ, સર્વવસ્તુમાં એજ જગદાધાર વિશ્વેશ્વર બિરાજમાન છે. જે લોકો સંકુચિત દૃષ્ટિથી પ્રતિમાપૂજનપરાયણ રહી માને છે કે આ પ્રતિમામાંજ ઈશ્વર છે અને બીજે એનો નિવાસ નથી આ રીતે કેવળ પ્રતિમામાંજ ઈશ્વરને બંધન કરી રાખે છે તે તો પોતાના હૃદયને કોમળ કરવાને બદલે પાષાણવત્ કઠણ બનાવે છે. પૂજામાં બેઠા હોય ત્યારે મનુષ્ય જુદો હોય અને વ્યવહારમાં અન્ય કાર્યોમાં મનુષ્ય જુદો હોય તો એ તેની આસ્તિકતા અને પ્રભુપરાયણતા હાસ્યાસ્પદ છે. પણ પૂજાના સ્થાનમાં પ્રતિમામાં, દેવમંદિરોમાં તીર્થોમાં અને વ્યવહારનાં કાર્યોમાં સર્વત્ર સદાકાળ 'મારા ઇષ્ટદેવ બિરાજે છે એ ભાવના પ્રતિમાપૂજનવડે' ખીલવવાની છે.

ઉદાહરણઃ એક સદ્‌ગુરુપાસે આગળ વધેલા ત્રણ શિષ્યો હતા. તેમની પરીક્ષા માટે ગુરુએ એક દિવસ એ ત્રણેને એકક શેરડીનો સાંઠો આપ્યો અને કહ્યું કે કોઇ ન દેખે કે ન જાણે એ રીતે ગુપ્તપણે આ શેરડીના કકડા કરી લાવો. હરિફાઇમાં ઉતરેલા ત્રણે શિષ્યો શેરડી લઈ જુદી જુદી દિશામાં જંગલમાં ગયા. એક શિષ્ય દૂર જઈને નિર્જન સ્થાનમાં બેસી શેરડીના કકડા કરી સૌથી પહેલો ગુરૂજી પાસે આવી પહોચ્યો, અને વંદન કરીને કકડા નિવેદન કર્યા, ને કહ્યું કે જંગલમાં મને કોઇએ શેરડીના કકડા કરતાં જોયો નથી. ઘણીવાર પછી બીજો શિષ્ય આવ્યો તેણે કકડા ધર્યા. મોડું થયા બદલ ગુરુજીએ પૂછ્યું તો કહે હું તો ઘણે દૂર નીકળી ગયો અને કદાચ ખુણેખાંચે કોઇ માણસ કે પશુપક્ષી શેરડીના કકડા કરતાં જોઈ જાય તો આપની આજ્ઞાનું ઉલ્લંઘન થયાનો દોષ લાગે, એટલે બહુ દૂર જઈને એક ટેકરાના વિશાળ વૃક્ષપર ચઢી આસપાસ લાંબી નજરે જોતાં કોઈ પ્રાણી ન દેખાવાથી નિશ્ચિતપણે શેરડીના ગુપ્તપણે કકડા કરીને આવતા મોડું થયું છે. રાતપડતા ત્રીજો શિષ્ય આવ્યો તેણે તો ગુરુજીને સાષ્ટાંગ પ્રણામ કરીને આખીને આખી શેરડી ચરણમાં ધરી દીધી અને કહ્યું કે મહારાજ! ક્ષમા કરો હું સવારથી સાંજસુધી નિર્જન અરણ્યમાં ભટક્યો, પણ હું જ્યાં જ્યાં ગયો અને જ્યાં જ્યાં દૃષ્ટિપાત કર્યો ત્યાં ત્યાં સર્વત્ર મને શ્રીઈશ્વરનું અસ્તિત્વ જણાયું,-

"વિશ્વમાંહી દીઠા મેં વિશ્વનાથ જ્યાં ત્યાં;
વિશ્વનાથ જ્યાં ત્યાં મેં દૃષ્ટિકરી જ્યાં જ્યાં."

એટલે "કોઇપણ ન જુએ એ રીતે" શેરડીના કકડા કરી લાવવાની આપની આજ્ઞા હતી, પણ સર્વત્ર પ્રભુની હાજરી હોવાથી હું શેરડી પાછી લાવ્યો છું. શ્રીગુરુએ પોતાનો વરદહસ્ત આ શિષ્યના મસ્તકપર મૂકયો. આનું નામ ઈશ્વરની સર્વવ્યાપકતામાં વિશ્વાસ, અને સર્વવ્યાપકપણાનો દૃઢ નિશ્ચય.

જેવી રીતે બાળક પાઠશાળામાં જાય છે ત્યારે ગુરુ તેને પાટીપર અક્ષર લખતાં શીખવે છે, અક્ષરો ઘુંટાવે છે, પણ જ્યારે તેનો હાથ ઠરે છે ત્યારે કાગળપર લખવા માટે કોપી લખવાની ટેવ પાડે છે, પછી અભ્યાસવડે તો તે સર્વકાંઈ લખી શકે છે. પાટીપર ઘુંટવાથી તે હાથનો મરોડ લાવી શકે છે-વલણ લાવી શકે છે, પાટી ઘુંટ્યા વિના હાથનો વળાક આવે નહિ અને સુંદર મરોડદાર અક્ષરો લખી શકાય નહિ. તેવીજ રીતે પ્રતિમાપૂજન પણ પાટીપર હાથ ઠેરવવાજેવું છે. જ્યારે પ્રતિમામાં દૃષ્ટિ ઠરી ગઈ તો પછી સર્વત્ર ઈશ્વરદર્શનનો આનંદ પ્રાપ્ત કરી શકાય છે. ભક્ત પ્રહ્‌લાદજીએ પોતાના પિતાને કહ્યું હતું તેમઃ-

**"હુંમાં તુંમાં, ખડ્ગ ખંભમાં, જહાં દેખું તહાં રામ."**

આ રીતે સર્વત્ર ઈશ્વરદર્શન કરી શકાય છે. આખું જગત્ સીતારામરૂપ જણાય છે. **"સર્વં વિષ્ણુમયં જગત્"** એ દૃષ્ટિ ખીલે છે. આ બધું પ્રતિમાપૂજનવડેજ થઈ શકે છે, અન્યથા નહિ. પ્રતિમા તો મનને સ્થિર–એકાગ્ર કરવાનું એક અવલંબન છે–આધાર છે. સર્વીલણીથી મનની વૃત્તિને ખેંચીને શ્રીઇષ્ટદેવના રૂપમાં તેને જોડી દેવામાં આવે તો તેની એકાગ્રતા થાય છે. મનની ત્રણ અવસ્થા છે.

૧ પત્થર ગંગામાં પડતાં તે શિતળ થઈ જાય છે તેમ મન પ્રતિમાપૂજનવડે–પરમાત્માના રૂપચિંતનથી–ઉપર ઉપરથી શીતળ થાય છે.

૨ વસ્ત્ર પાણીમાં બોળવાથી તેના તંતુઓમાં પાણી પ્રવેશ કરી વસ્ત્રને અંતર બહાર શીતળ કરે છે તેમ ભક્તિરસમાં મન તરબોળ થવાથી તેને અંતર અને બહાર શીતળતા પ્રાપ્ત થાય છે.

૩ ખાંડ–સાકર પાણીમાં ઓગળી જાય છે, પાણીના રજકણો સાથે પોતાના રજકણો ઓતપ્રોત કરી દે છે તેવી રીતે પરમાત્માના સ્વરૂપમાં મન ઓગળી જાય છે. પ્રભુમાં એકાકાર થઈ જાય છે. અને પછી તો–

**"પોતે કૃષ્ણ શ્રીકૃષ્ણ પોતાવિષે; કૃષ્ણ વિના બીજું ન દેખાય."**

આ સ્થિતિ ધીમે ધીમે મનની થઈ જાય છે.

ધ્યાનના સગુણ (સાકાર) અને નિર્ગુણ (નિરાકાર) બે ભેદ છે. જે મનુષ્ય સાકાર ઉપાસનાના અધિકારી છે, સગુણમાંજ જેમને પ્રીતિ છે અને જે સગુણ ભગવાનના શ્રવણ કીર્તન વા સ્મરણદ્વારા જે રૂપમાં મનને પ્રેમ પ્રકટે અથવા મન પોતાની સ્થિરતા માટે આલંબન–આધાર–ઇચ્છે તેવા મનુષ્યોમાટે સગુણધ્યાન–સગુણઉપાસનાસારુ મૂર્તિજ ઇષ્ટદેવરૂપ છે. એ મૂર્તિપૂજનનું ફળ એ છે કે સ્મરણદ્વારા જે રૂપ હૃદયમાં ધારણ કર્યું હોય છે તે રૂપ અર્ચન, પૂજન ને ધ્યાનદ્વારા હૃદયમાં દૃઢ થાય છે, અને આંખમાં વસી જાય છે; જેથી પ્રત્યેક પદાર્થમાં દૃષ્ટિપાત કરતાંની સાથે તેજ રૂપ દૃષ્ટિમાં આવે છે; કેમકે દૃષ્ટિમયજ સંસાર છે. "જેવી દૃષ્ટિ તેવું દૃશ્ય" "જેની આંખમાં કમળો હોય તે સર્વત્ર પીળું જુએ" તેમ જેની આંખમાં પ્રભુના સ્વરૂપની છબી પડી છે તે આંખ સર્વત્ર પ્રભુનું દર્શન કરે એ સ્વાભાવિક છે. જેની દૃષ્ટિ જે સ્વરૂપમાં પરિપક્વ થયેલી હોય તેવુંજ દૃશ્ય તેની સન્મુખ ખડું થાય છે. જેવી રીતે શરદ્પૂર્ણિમાની રાત્રે જ્યારે ભગવાન્ કૃષ્ણચંદ્ર ગોપીઓપાસેથી અદૃશ્ય થયા ત્યારે એ સ્વરૂપ ગોપીઓની આંખમાં વસી જવાથી ગોપીઓ સર્વ પદાર્થોને, વૃક્ષોને, અન્ય ગોપીઓને શ્રીકૃષ્ણરૂપજ જોવા લાગી. આ સગુણ–સાકાર ઉપાસના પ્રતિમાપૂજનનો મુખ્ય ઉદ્દેશ છે. જેના દ્વારા તન-મન-પરથી આપણો અધિકાર દૂર થઇ જાય છે, અને તમોગુણ અને રજોગુણ ગલિત થઈ જવાથી નિર્ગુણ ઉપાસના–નિરાકાર ઈશ્વરની ઉપાસના–નિર્ગુણધ્યાનમાટે વાસ્તવિક અધિકાર આપણને પ્રાપ્ત થાય છે. (ચાલુ)

———[०]———

## श्रीआषाढीपूर्णिमानो श्रीसद्गुरुमहापूजनमहोत्सव तथा आध्यात्मिक साधनक्रम

**(સ્થળ: આનંદાશ્રમ)**

ગત જ્યેષ્ઠમાસના અંકમાં જણાવ્યા પ્રમાણે આષાઢ સુદિ ચૌદશ, પૂર્ણિમા ને વદિ એકમ એમ ત્રણ દિવસપર્યંત શ્રીસદ્ગુરુપરમાત્માશ્રીના મહાપૂજનમહોત્સવનો તથા તેને અંગે આધ્યા-

ત્મિક સાધનક્રમનો સાત્ત્વિક કાર્યક્રમ રાખવામાં આવ્યો હતો. આ મંગળ પ્રસંગનો લાભ લેવા માટે મુંબઈ તથા ગુજરાત કાઠિયાવાડમાંથી આશરે બસો બંધુબહેનો આવ્યાં હતાં.

કાર્તિક સુદિ ૧૨ ની રાત્રિએ શ્રવણમંદિરમાં નિયત સમયે સૌ ગુરુબંધુઓ અને બહેનો એકત્ર થયાં હતાં, અને શ્રી. માણેકલાલ નાનજી ચંદારાણા, એમણે મહાપૂજનમહોત્સવ અને સાધનક્રમ સંબંધી આવશ્યક વિવેચન કર્યું હતું.

આધ્યાત્મિક સાધનક્રમની યોજના પ્રમાણે આ વેળા પણ ઉત્સવના દિવસોમાં પ્રાતઃ-સ્મરણ, ભજનકીર્તન, યોગાસનો, સ્નાનસંધ્યાદિ નિત્યકર્મ, વેદપાઠ, જપધારણાધ્યાન, વ્યાખ્યાન-પ્રવચન, શ્રીઇષ્ટમંત્રનો જપ આદિ ક્રમ રાખવામાં આવ્યો હતો, જેમાં આવનાર બંધુબહેનોએ યથાશક્તિ પ્રેમપૂર્વક ભાગ લીધો હતો.

આષાઢ સુદિ ૧૫ ગુરુવારે ૧૦ વાગે પૂજ્યપાદ સદ્ગુરુદેવના મહાપૂજનનો સમય હોઈ તે પહેલાં શ્રીદક્ષિણામૂર્તિ સ. ધ. વિદ્યાલયના શાસ્ત્રીજીઓ તથા વિદ્યાર્થીઓ આદિએ વેદમંત્રોના પાઠવડે મંગલાચરણ કર્યું હતું. ત્યારબાદ શ્રીસદ્ગુરુપરમાત્માનું ષોડશોપચારવડે વિધિપૂર્વક મહા-પૂજન કરવામાં આવ્યું હતું. પૂજનમાં વચ્ચે વચ્ચે શ્રીસદ્ગુરુપ્રશસ્તિઓ તથા ભાવમય ભજનો બોલતાં હતાં. પૂજનકાર્ય સમાપ્ત થયા પછી શ્રી. મહારાણીદાસભાઈએ લખેલાને શ્રી. જયંતીલાલ ગોકુલદાસ ચંદારાણા વરતેજવાળા તરફથી છપાવી પ્રસિદ્ધ કરેલા શ્રીઉપદેશગ્રંથાવલિના "પ્રારબ્ધ પૌરુષ અને સંચિત" નામના ૧૦૫ મા અંકના કેટલાક ભાગનું શ્રી. માણેકલાલ નાનજી ચંદારાણાએ વાચન કર્યું હતું, ને અવશિષ્ટ ભાગનું વાચન રાત્રિએ કરવામાં આવ્યું હતું.

બરવાળા તાલુકાના નામદાર દરબારશ્રી શ્રીઅમરાવાળા સાહેબને તેઓએ કુંકાવાવની લૂટના દિવસે લૂટારાઓસાથે વીરતાપૂર્વક સામનો કરેલો આ તેઓના ક્ષાત્રવીરતાના કાર્યમાટે તેઓ સાહેબને આનંદાશ્રમના ટ્રસ્ટીમંડળ તરફથી આજે આષાઢી પૂર્ણિમાને દિવસે માનપત્ર આપવામાં આવ્યું હતું. આ પ્રસંગે મુંબઈ આનંદાશ્રમ મુમુક્ષુમંડળ તરફથી તથા કરાંચી આનંદાશ્રમમંડળ તરફથી અભિનંદનના તારો પણ આવ્યા હતા.

સાધનક્રમના દિવસોમાં પૂજ્યપાદશ્રીના નિજમંદિરમાં શ્રી ઇષ્ટમંત્રના જપની યોજના પણ ચાલુ રાખવામાં આવી હતી, જેમાં ભિન્ન ભિન્ન બંધુઓએ એકેક કલાક ધૂપદીપ સાથે જપ કરવામાં યથાશક્ય લાભ લીધો હતો.

સાધનક્રમના દિવસોમાં નીચેના વક્તાઓએ ભિન્ન ભિન્ન વિષયોપર વ્યાખ્યાનો કર્યાં હતાં:—

| વક્તાનું નામ | વિષય |
|---|---|
| ૧ શ્રી. માણેકલાલ નાનજી ચંદારાણા. | મહાપૂજન મહોત્સવ ને સાધન ક્રમ. |
| ૨ ,, ,, ,, ,, | શ્રી ઉપદેશગ્રંથાવલિના ૧૦૫માં અંકનું વાચન. |
| ૩ શ્રી. ભાઈશંકર ધનજી દવે. | પૂજ્યપાદ શ્રીસદ્ગુરુદેવનું સ્વરૂપ, આદેશ ને ઉદ્દેશ. |
| ૪ ,, જીવનરામ મકનજી ભટ્ટ. | બ્રાહ્મણોનું કર્તવ્ય. |
| ૫ શાસ્ત્રીજી શિવલાલ બહેચરલાલ મહેતા. | બ્રહ્મગાલ—બાલમુકુંદ. |
| ૬ ,, ,, ,, ,, | કુંડલિની વિજ્ઞાન. |

સિવાય ઢાંકવાળા શ્રી ગાંડાલાલ બહેચરલાલ મહેતાએ આ દિવસો દરમ્યાન ગત્રિ નીચેનાં ત્રણ. આખ્યાનો બહુ સુંદર રસમય વાણીથી કર્યાં હતાં:—

૧ અર્જુન ભક્તિ. ૨ મીરાંબાઈ. ૩ મહાસતી અનસૂયા.

શ્રીગુરુપૂર્ણિમાના મહોત્સવના ત્રણે દિવસો દરમ્યાન નીચેના ગૃહસ્થો તરફથી પૂજ્યપાદ શ્રીસદ્ગુરુદેવની પાવનસેવામાં થાળ ધરાવવા ઉપરાંત આનંદાશ્રમવાસીઓ તથા મહોત્સવમાં ભાગ લેવા આવેલા સૌ જિજ્ઞાસુ બંધુ બહેનોને મિષ્ટાન્ન ભોજન આપવામાં આવ્યાં હતાં:—

આષાઢ સુદિ ૧૪ એક ભક્તજન.

આષાઢ સુદિ ૧૫ શ્રી હરજીવન કેશવજી શાહ-મુંબઈ. અર્પણ થયેલ રકમના વ્યાજમાંથી.

આષાઢ વદિ ૧ સદ્ગત શેઠ ભાયાલાલ છોટાલાલ ઠક્કર-ભાવનગર. હા. શેઠ ઇંદુકુમારભાઈ.

શ્રી મહાપૂજન મહોત્સવ પ્રસંગે નીચેની વસ્તુઓ ભેટરૂપે આવેલી છેઃ—

૧ **સદ્ગત શેઠ રવજી દેવજી ગાંધી હા. શેઠ છગનલાલ વાલજીભાઈ** જામનગરવાળા તરફથી ભોજનમાં વપરાતો સર્વપ્રકારનો મશાલો, એલચી, કેશર, કપૂર, સોપારી વગેરે.

૨ **શ્રી. ચતુરભાઈ આશાભાઈ પટેલ-અમદાવાદ** તરફથી ચાહ રતલ ૧૦ ને કૉફી રતલ ૧.

૩ શ્રી. જ્યેષ્ઠારામ પીતાંબર ભટ્ટ-સાણંદ ચેવડા નિમિત્તે રૂ. ૧૧-૦-૦.

૪ શ્રી. જમનાદાસ હરખજી સંઘવી-મુંબઈ પૂજનમાટે કેશર તોલો ૧.

૫ શ્રી. લાલજી ઝીણાભાઈ-જૂનાગઢ જનોઈના જોટા નંગ ૧૦૦.

૬ શ્રી.ગુરુપૂર્ણિમાને દિવસે ભિન્ન ભિન્ન સ્થળોએ પણ શ્રીસદ્ગુરુપૂજન થયું હતું. શ્રીઆનંદાશ્રમ-પોરબંદર, શ્રીઆનંદાશ્રમ-મોજીદડ, શ્રીઆનંદાશ્રમ-લીંમડા, શ્રીઆનંદાશ્રમ-પ્રાકા, શ્રીઆનંદાશ્રમ-કરાંચી, શ્રીઆનંદાશ્રમ-અમદાવાદ, શ્રીઆનંદાશ્રમ મુમુક્ષુમંડળ-મુંબઈ, જંબુસર, માંડળ, સીગામ, દીવા, કુંડલા, જામજોધપુર, સાદરા, કુતિયાણા, વગેરે સ્થળોએ ત્યાંના સૌ ગુરુબંધુઓએ મળીને શ્રીસદ્ગુરુદેવનું યથાવિધિ મહાપૂજન કર્યું હતું.

———[*]———

## શ્રીઆનંદાશ્રમ-સમાચાર

### [ જેઠ માસ ]

**મુખ્યભેટ:**— ૧૧-૦-૦ શ્રી. લક્ષ્મીદાસ મોહનલાલ પોરબંદર. ૫૧-૦-૦ શ્રી. ઉપેંદ્રસિંહજી કરણસિંહજી-મુંબઈ. ૧૬૦-૦-૦ શ્રી. કેવળચંદ કાનજી પારેખે શ્રીનાથચરિતામૃત દ્વિતીયપ્રવાહના ખીલમાંથી સેંકડે ૧૦) ટકા લેખે ભેટ આપી તે. ૨૫-૦-૦ શ્રી. દ્વારકાદાસ ખેતસી-કરાંચી ૧૫-૧૦-૦ શ્રી. અજિતરાય હરિદાસ પારેખ-મુંબઈ.

**લઘુરુદ્ર:**— વિદ્યાર્થી વિશ્વનાથ-બાબાપુર ( રુદ્રાભિષેક ).

**ભોજન:**— ૧૬-૩-૦ શ્રી. ચતુરભાઈ આશાભાઈ પટેલ-અમદાવાદ ચિ. વિમલાગૌરીના લગ્નપ્રસંગે. ૧૭-૫-૦ શ્રી. સબળસિંહ જાલમસિંહ-કુતિયાણા.

**થાળ:**— ૧-૪-૦ શ્રી. હેમચંદ તલકચંદ-માંગરોળ. ૧-૪-૦ શ્રી. મોરારજી ઓધવજી ખીલખા. ૨-૮-૦ શ્રી. રામજી વિશ્રામ-કરાંચી (બે થાળ.) ૧-૪-૦ શ્રી. ગોપાળજી જીવનભાઈ પોરબંદર. ૧-૪-૦ શ્રી. વેલજી જીવાભાઈ-પોરબંદર. ૧-૪-૦ શ્રી. જયંતીલાલ અંબાશંકર ત્રિવેદી બોટાદ. ૧-૪-૦ શ્રી. હર્ષદરાય મહારાણીદાસ દેશાઈ-માંગરોળ. ૨-૮-૦ શ્રી. મોરારજી છગનલાલ કરાંચી ( બે થાળ ). ૧-૪-૦ વિદ્યાર્થી વિશ્વનાથ હરિશંકર. ૧-૪-૦ શ્રી. શીવલાલ બહેચરલાલ મહેતા-ઢાંક. ૧-૪-૦ શ્રી. હર્ષદરાય મહારાણીદાસ દેશાઈ-માંગરોળ. ૧-૪-૦ શ્રી. કેવળચંદ

કાનજી પારેખ-ગોંડલ. ૧-૪-૦ શ્રી. કેશવલાલ આશારામ-મીયાંગામ. ૫-૦-૦ શ્રી. પ્રાગજી દેવજી-કરાંચી. પ્રભુશ્રીને હાકુસકરી ધરવા નિમિત્તે. ૧-૪-૦ શ્રી. પ્રાગજી દેવજી-કરાંચી. ૧-૪-૦ શ્રી. મૂળશંકર નરભેરામ-મુંબઈ. ૧-૪-૦ શાસ્ત્રી પ્રભાશંકર નાનજી જોશી-વઢિયા. ડૉ. ઉમેદભાઈ વી. પટેલ-કરમસદ. ૧-૪-૦ સ્વ. કાકુભાઈના પુણ્યાર્થે. હ. શ્રી. પ્રાણજીવનદાસ વિઠ્ઠલદાસ ધ્રુવ-મુંબઈ. હ. શ્રી. અજિતરાયભાઈ પારેખ. ૧-૪-૦ શ્રી. દયાળસિંહજી લાલસિંહજી -ઠાકોર-મુંબઈ. ૨-૮-૦ રાજમોહનસિંહજી સુરસિંહજી બે થાળ. બેન વીરમતીગૌરી રામજી-કરાંચી ૧-૪-૦ ચિ. મૂળપ્રસાદ રામજી-કરાંચી. ૧-૪-૦ શ્રી. ભગવાનજી મનુભાઈ ચંદારાણા-ગોધરા ૧-૪-૦ શ્રી. માણેકલાલ નાનજી ચંદારાણા-ગોધરા.

અખંડદીપકના:—૦-૮-૦ શ્રી પ્રાણજીવનદાસ વિઠ્ઠલદાસ ધ્રુવ-મુંબઈ. ૧-૪-૦ શ્રી હર્ષદરાય મહારાણીદાસ દેસાઈ-માંગરોળ.

૧૫-૦-૦ શ્રી હર્ષદરાય મહારાણીદાસ દેસાઈ માંગરોળ મંત્રજપના. ૦-૧૦-૦ શ્રી. શિવલાલ બહેચરલાલ મહેતા-ઢાંક. ૦-૬-૯ શ્રી. પ્રાગજી દેવજી-કરાંચી. ૧-૪-૦ શ્રી. મૂળશંકર નરભેરામ-મુંબઈ. ૨-૧-૬ ડૉ. ઉમેદભાઈ બી. પટેલ-કરમસદ. ૦-૪-૦ શ્રી. દયાળસિંહજી લાલસિંહજી ઠાકોર-મુંબઈ.

**શ્રીનાથચરિતામૃત તૃતીય પ્રવાહ** છપાવવા માટે શ્રી. શેઠ હરજીવન કેશવજી શાહ-મુંબઈવાળા તરફથી રૂ. ૫૦૧) પાંચસો એક અર્પણ થયા છે. હા. શ્રી. અજિતરાય હરિદાસ પારેખ-મુંબઈ.

## પરચુરણ ભેટ

૩-૦-૦ શ્રી. હેમચંદ તલકચંદ-માંગરોળ
૫-૦-૦ શેઠ હરખચંદ લક્ષ્મીચંદ-જૂનાગઢ
અમદાવાદ-આનંદાશ્રમમાં આવેલી રકમ.
૦-૪-૦ શ્રી. રવિશંકર મહાશંકરનાં પત્ની
૮-૦-૦ સ્વ. શ્રી. ભાયાલાલભાઈ તરફથી મળતા થાળના માસિક
૧-૦-૦ શ્રી. જેઠાભાઈ લલ્લુભાઈ-રાયપુર
૦-૨-૦ ,, અંબાશંકર નાનજી જોશી
૧-૪-૦ ,, લક્ષ્મણ હાજાભાઈ-કરાંચી
૦-૧-૦ પરચુરણ
૦-૪-૦ ચિ. શાંતિલાલ કરશનદાસ
૦-૪-૦ શ્રી. દેવજી રૂડા-જૂનાગઢ
૦-૪-૦ ,, લક્ષ્મણ હાજા-કરાંચી
૦-૨-૬ પરચુરણ
૫-૦-૦ સદ્‌ગત દામોદર છગનલાલનાં વિધવા તરફથી-કરાંચી
૨-૮-૦ શ્રી. મોરારજી છગનલાલ-કરાંચી તેમના બંધુના કલ્યાણાર્થે ભેટ
૧-૦-૦ શ્રી. રતિલાલ ધરમશી-મુંબઈ
૨-૦-૦ ,, કેશવલાલ જેઠાલાલ-મજીઠીયા

૨-૦-૦ શ્રી. પ્રાણકુંવરબેન ચકુભાઈ
૦-૨-૦ વિદ્યાર્થી નાનાલાલ ભાનુશંકર
૦-૨-૦ ચિ ચન્દ્રશેખર રઘુનંદનઝા
૦-૨-૦ બેન મણિબાઈ
૦-૮-૦ ,, સુમનજા
૦-૪-૦ પરચુરણ
૦-૪-૦ ચિ. ભોગીલાલ વિઠ્ઠલદાસ
૦-૨-૦ ચિ. વિશ્વનાથ હરિશંકર
૧-૦-૦ શ્રી. વિશ્વનાથ હરિશંકર
૫-૪-૦ ,, ચતુરભાઈ આશાભાઈ પટેલ બેન વિમલાગૌરીના લગ્ન પ્રસંગે ભેટના
૮-૯-૦ શ્રી. ચતુરભાઈ આશાભાઈ પટેલને ત્યાં ચિ. વિમલાગૌરીના લગ્ન પ્રસંગે પૂજનભેટના
૨-૨-૦ શ્રી. કાંતિલાલ કરશીરામ-પોરબંદર
૧-૦-૦ ,, ભાનુશંકર જટાશંકર-મોઝીદડ
૧૧-૦-૦ શ્રી. જેઠાલાલ પીતાંબર ભટ્ટ સાણંદવાળા તરફથી ગત કાર્તિકીપૂર્ણિમાપ્રસંગે [illegible] નિમિત્તે હા. શ્રી. અંબાશંકર [illegible] જોશી



**Reg. No. B. 3087.**

**સને ૧૯૪૪ તા. ૨૫ જુલાઇ**

૧-૦-૦ શ્રી. પોપટલાલ તારાચંદ વકીલ.
૦-૬-૦ ,, પ્રભાશંકર નાનજી જોશી.
૨-૦-૦ ,, પુંજાજી નાગાજી-પોરબંદર.
૭-૪-૦ ,, વામનરાય જટાશંકર-પાટણ.
૧-૦-૦ ,, કવિવરરાય હર્ષદરાય.
૧-૦-૦ બેન પન્નાબેન વામનરાય.
૧-૦-૦ ચિ. પ્રર્ણેન્દુચંદ્ર વામનરાય.
૧-૦-૦ ચિ. યાજ્ઞવલ્ક્ય વામનરાય.
૧-૦-૦ સૌ. મધુલતાબેન મહારાણીદાસ દેશાઇ
૦-૫-૩ ચંચળબેન મગનલાલ.
૨-૦-૦ શેઠ પ્રાગજી દેવજી.
૧-૦-૦ શ્રી. વામનરાય જટાશંકર-પાટણ.
[illegible] ,, રણછોડદાસ ત્રિભુવનદાસ.
[illegible] બેન પ્રાણકુંવર ચકુભાઈ.
[illegible]-૧૫-૦ શ્રી. અંબાશંકર ભાઇશંકર ત્રિવેદી
તરફથી નવીઆક્ષરે નિમિત્તે.
[illegible]-૦ શેઠ દામોદરદાસ માધવજીને ત્યાં જેઠ
સુ. ૧૦ ને દિવસે ગુરુશ્રીનું પૂજનથતાં
ગુરુબંધુઓ તરફથી ભેટના.
૦-૩-૯ મોજીદડઆશ્રમમાં ભેટના.
૦-૨-૦ શ્રી. કરશનદાસ હરજી.
૫-૦-૦ અમદાવાદના માજી કલેકટર સાહેબ.
[illegible]-૮-૦ શ્રીમતી આધુબા-પ્રાશ.
[illegible]-૦-૦ શ્રી. પુરુષોતમ અનંતરાય-માંગરોળ.
૮૪-૦-૦ શ્રી. ગજસી જીવરાજ-વાંકાનેરવાળા.
તરફથી સાત્વિકદાનના માસિક.

## વિજ્ઞપ્તિ

વર્તમાનમાં કાગળોની અસાધારણ મોંઘવારીને અંગે તેમજ કાગળો મળવાની મુશ્કેલીને લીધે "આનંદાશ્રમ" માસિક હવે પછી દ્વિમાસિકરૂપે કાઢવામાં આવશે. લવાજમ વધારવાનું ઉચિત ધાર્યું નથી.



શ્રી આનંદાશ્રમ, [illegible] (પો. બીલખા-કાઠિયાવાડ)
તરફથી
પ્રગટ થતું ધાર્મિક માસિક પત્ર.
आनंदाश्रम
P. O. Bilkha. (Kathiawar-India).

## વિજ્ઞપ્તિ

શ્રાવણ સુદિ ૧૫ ને શુક્રવાર તા: ૪-૮-૪૪ના દિવસે શ્રાવણી હોઇ સવારના નવા સ્ટા. ટા. ૯ થી ૧૨ યજ્ઞોપવીત (જનોઇ) બદલાવવાની વિધિ થશે ને ૧૨ થી ૧ શ્રીગુરુદેવનું પૂજન થશે.

શ્રાવણ વદિ ૮ ને શુક્રવાર તા. ૧૧-૮-૪૪ સવારના સ્ટા. ટા. ૧૧ થી ૧૨ જન્માષ્ટમી નિમિત્તે પૂજ્યપાદ શ્રીગુરુદેવનું મહાપૂજન થશે તો સૌ ગુરુબંધુઓને ઉપરોક્ત બંને પ્રસંગોનો લાભ લેવા વિનંતિ છે.

ઠે. આધ્યભુવન, કાંદાવાડી મુંબઇ ૪
લિ. આનંદાશ્રમ મુમુક્ષુમંડળ-મુંબઇ

:o:

વર્ષ ૧૩ મુ

ભાદ્રપદ

અંક ૩-૪

સંવત્ ૨૦૦૦

॥ ॐ ॥

॥ यतो धर्मस्ततो जयः ॥

# आनंदाश्रम

વાર્ષિક લવાજમ

પોસ્ટેજસાથે

રૂ. ૧-૦-૦

પરદેશમાટે

શિલિંગ ૨





શ્રીઆનંદાશ્રમ

आनंदाश्रममेतद्द् भूयो भवभीतिभञ्जनं भविनाम् ।
निर्मातृनाथचरणं प्रसादयामोऽपुनर्भूत्यै ॥

સંસારીઓના પુનર્જન્મના ભયને નિવૃત્ત કરનાર આ આનંદાશ્રમના આદ્યસ્થાપક શ્રીનાથભગવાનના ચરણકમળને અમે મોક્ષને માટે આરાધીએ છીએ

# વિજ્ઞપ્તિ

હાલમાં કાગળોની અતિમોંઘવારીને લીધે "આનંદાશ્રમ" માસિક દ્વિમાસિક રૂપે બહાર પાડવાનું ગયા અંકમાં જાહેર કરવામાં આવ્યું હતું, પરંતુ ખર્ચમાં થતા વધારા પેટે રૂા. ૩૦૦) ત્રણસોની રકમ મુંબઇ આનંદાશ્રમ મુમુક્ષુમંડળે આપવાનું સ્વીકારી પુનઃ માસિકરૂપે "આનંદાશ્રમ" શરૂ કરવાની માગણી હોવાથી હવે પછી આનંદાશ્રમ માસિક માસિકરૂપે પૂર્વવત્ પ્રસિદ્ધ થશે. આ પુણ્ય પ્રવૃત્તિમાટે મંડળને ધન્યવાદ ઘટે છે.

——[ * ]——

# અનુક્રમણિકા



——: ૦ :——

## લવાજમસંબંધી જરૂરી નોંધ

કાગળની અસહ્ય મોંઘવારીમાં ચાલુ ૧૩મા વર્ષનો આ ત્રીજો-ચોથો અંક પ્રસિદ્ધ થાય છે, માટે જે બંધુબહેનોનું લવાજમ બાકી હોય તેઓ પોતાનું લવાજમ જેમ બને તેમ વેળાસર મોકલી આપે એમ સ્મરણ આપવામાં આવે છે. ગ્રાહક રહેવાની ઇચ્છા ન હોય તેમણે અગાઉથી ના લખવા શ્રમ લેવો, એટલે ટપાલ તથા વી. પી. કરવાના શ્રમ ને ખર્ચમાં નકામું ઊતરવું ન પડે.

**વ્યવસ્થાપક, આનંદાશ્રમ, નવાગામ** પોસ્ટ **બીલખા**-કાઠિયાવાડ.

——[ * ]——

જરૂરી

**સૂચનાઃ—લેખસંબંધી અને માસિકસંબંધી સર્વ પત્રવ્યવહાર શ્રી. વ્યવસ્થાપક આનંદાશ્રમ, નવાગામ-પોસ્ટ બીલખા (કાઠિયાવાડ) એ શિરનામે કરવો.**


**તંત્રી** અને પ્રકાશકઃ શ્રી. મહારાણીદાસ ગોકુળદાસ દેસાઇ, વેદાંતભૂષણ-**માંગરોળ**-કાઠિયાવાડ.

શ્રી ભગવતસિંહજી ઇલેક્ટ્રિક લિથો એન્ડ પ્રિન્ટિંગ પ્રેસ.
માલિક, મુદ્રકઃ પારેખ કેવળચંદ કાનજીભાઈ, ગોંડલ.



श्रीदक्षिणामूर्तिनाथसद्गुरवे नमः॥




आनंदं ब्रह्मणो विद्वान् न बिभेति कुतश्चन ।

અર્થઃ—આનંદસ્વરૂપ બ્રહ્મને જાણનાર કોઇથી પણ ભય પામતો નથી.

તૈત્તિરીય—ઉપનિષત્

વર્ષ ૧૩ મું ] સંવત્ ૨૦૦૦—ભાદ્રપદ [ અંક ૩-૪

# श्रीनाथप्रभुने भगवती सरस्वतीए आपेल वर

## हरिगीत छंद

[ લેખકઃ શ્રી. પોપટલાલ તારાચંદ વકીલ-જૂનાગઢ. ]

રમ્ય રમ્ય વહેંત ઝરણાં વૃક્ષ વૃક્ષ સુખેલતાં,
જહાં વિહગ મૃદુસ્વર ગાન કરતાં મૃગ મૃગી સૌ લેટતાં;
આનંદ ગિરિ ગિરનાર શું, પ્રતિધ્વનિ ઉરે ગાજી રહે,
સદ્‌ગુરુ કૃપાલુ નાથ પ્રભુની મૂર્તિ તે ઉર છાજી રહે. ૧

તે પુણ્યક્ષેત્ર મુચકુંદ ગુહામાં નાથ પ્રભુ વસતા તદા,
ધરી ધ્યાન આત્મસ્વરૂપનું સમાધિ સ્થિત રે'તા હતા;
નિરોધ કરતા વાણીનો સંકલ્પ સત્ય દઢાવતા,
વળી મૌન સેવ્યું માસત્રય પ્રભુ જ્ઞાનમગ્ન રહેતા હતા. ૨

ઉરમાં વિચાર્યું નાથપ્રભુ જગ જન્મ જે કારણ ધર્યો,
તે જ્ઞાન ભક્તિ યોગને ઉપદેશવા નિશ્ચય કર્યો;
પ્રભુપૂર્ણકામ હતા છતાં પણ પૂણ્ય કાર્ય હૃદયે ધરી,
નિજબોધ વાણી, સફળ કરવા વિનવ્યાં વાગીશ્વરી. ૩

ત્રણ પ્રહર રાત્રિ વીતતાં મૃદુ મધુર શબ્દ ગજાવતી,
ધરી દિવ્ય તનુ વરદાન દેવા દેવી પ્રકટ્યાં ભારતી;
મહેશ ઈચ્છા માન્ય કરી મુજ હૃદય હર્ષ વધારતી,
અતિ પ્રસન્ન છઉં તવ ઉપરે હું માગ્ય વર મોટા યતિ. ૪

છૂટી સમાધિ નાથની નજરે દીઠાં વાગીશ્વરી,
અતિ સ્મિત વદને નાથ નમતાં દેવી કર શિરે હરિ;
છું પૂર્ણકામ હું માત આશા અન્ય નહિ મુજને રહી,
મમ વાણી મધ્યે નિત્ય વસજો એજ વર માગું સહી. ૫

તવ વાણીમાં વેદો વસે નિત્ય વાસ સુખ મારો થશે,
નિર્બાધ વાણી નાથની સંકલ્પ સિદ્ધ સઘળા થશે;
વળી વેદ સમ તવ ગ્રંથ સઘળા અખિલ વિશ્વ ઉદ્ધારશે,
થઈ વર્ણ ચારે ધર્મરત ગુરુ નાથ નામ દિપાવશે. ૬

———[ * ]———

## શ્રીનાથવચનામૃત

[ લેખકઃ શ્રીમન્નાથભગવાન્ ]

દૃશ્યચિંતન ને દૃશ્યસેવન ત્યજી બ્રહ્મચિંતન ને બ્રહ્મદર્શન કર્યા કરવાથી બ્રહ્મનિષ્ઠા આરૂઢ થઈ મનની શાંતિમાં ને આનંદાનુભવમાં ઉત્તરોત્તર વધારો થઈ જીવ કૃતાર્થ થાય છે.

વ્યવહારપક્ષે વર્ણાશ્રમના ધર્મનું પરિપાલન ને શિષ્ટાચારનું સેવન પુણ્યજનક છે.

બ્રહ્માકારવૃત્તિનો પ્રવાહ ચાલ્યા કરે તે બ્રહ્મમાં મનની એકાગ્રતા કહેવાય, વૃત્તિ જડ થઇને પડી રહે તે કષાય દોષ કહેવાય.

ત્રણ શરીરથી પર રહેલા કૂટસ્થસ્વરૂપમાં ચિત્તવૃત્તિને જોડ્યા કરવી તે આત્મસ્વરૂપનું અનુસંધાન કહેવાય.

હું બ્રહ્મ છું એવું ચિંતન વા એવું ધ્યાન કરવું તે નિદિધ્યાસન છે.

બ્રહ્મનો દૃઢ અનુભવ થાય તો સાધકને મોક્ષ થાય, કથનમાત્ર જ્ઞાનથી કે અદૃઢ જ્ઞાનથી મોક્ષ ન થાય.

વિષયાનુરાગનો કે વિષયવાસનાનો નાશ બ્રહ્મજ્ઞાન વિના થાય નહિ.

જે મુમુક્ષુનું અજ્ઞાન દૂર થયું ન હોય અને જેની ત્રિવિધ વાસના દગ્ધ ન થઈ હોય તે મુમુક્ષુની ઈચ્છા હોય કે ન હોય તોપણ તેને પુનર્જન્મ થાય.

જો દેહાભિમાન ગલિત થાય, ને આત્માના અકર્તા અભોક્તાદિ સ્વભાવનો તેવી ભાવનાવડે દૃઢ અનુભવ થાય તો તેને પુનર્જન્મ ન થાય.

જો આત્માથી અભિન્ન બ્રહ્મમાં ચિત્તની એકાગ્રતા કરી ચિત્તને શુદ્ધ સત્વ-ગુણવાળું કરાય તો આત્મસ્વરૂપનો દૃઢ બોધ થાય.

ચિત્તની એવી યોગ્યતા થયે આવરણભંગ થવાથી બ્રહ્મનું જ્ઞાન થાય.

ભાવના પ્રમાણે સિદ્ધિ થાય છે એટલે મનુષ્ય દૃઢ ઈચ્છાથી જે વસ્તુને ઈચ્છે છે તેની તેને પ્રાપ્તિ થાય છે, અને તે પ્રમાણે બ્રહ્મપ્રાપ્તિની દૃઢ ઇચ્છાથી "હું

બ્રહ્મ છું " એવી ભાવનાનો અભ્યાસ કરવાવડે તે ભાવનાનો પરિપાક થતાં પોતાનો બ્રહ્મભાવ સ્ફુરે છે.

વેદાંતે પ્રતિપાદન કરેલા બ્રહ્મનું ચિંતન કરવાથી એટલે ભિન્ન ભિન્ન યુક્તિઓ, દૃષ્ટાંતો ને શાસ્ત્રપ્રમાણુથી બ્રહ્મથી અભિન્ન આત્માનો વિચાર કર્યા કરવાથી વા પોતાના બ્રહ્મસ્વરૂપમાં મનને સ્થિર કર્યા કરવાથી બ્રહ્માનંદનો અનુભવ થાય.

• ચિત્તવૃત્તિમાં નિરાવરણ બ્રહ્મ સ્ફુર્યા કરે તે બ્રહ્માકારવૃત્તિ કહેવાય

શ્રમ કે શરીરની અશક્તિ આદિના કારણથી સૂતાં સૂતાં પણ ઉઘ્યા વિના બ્રહ્મચિંતન વા વેદાંતશાસ્ત્રનું વાચન કરવામાં આવે તો તેમાં અડચણ નથી.

સર્વથા અસત્ય ન બોલવું તે ઉત્તમ. બીજાને હાનિથવાના પ્રસંગમાં મૌન રાખવું, પણ અસત્ય ન બોલવું, જો રાજસત્તા બોલવાની ફરજ પાડે તો જે સત્ય હોય તે વિવેકથી કહેવું.

જીવને અનુકૂળ જણાય તે સુખ, ને તેને પ્રતિકૂલ જણાય તે દુઃખ સુખજનક પ્રસંગ તે અનુકૂળ પ્રસંગ, ને દુ ખજનક પ્રસંગ તે પ્રતિકૂલ પ્રસંગ.

ધર્મનું એટલે પુણ્યકર્મનું ફલ સુખ થાય છે, ને અધર્મનું એટલે પાપકર્મનું ફલ દુઃખ થાય છે આ નિયમ સર્વથા સર્વદા અબાધિત છે વર્તમાનમાં અધર્મીને સુખ થતું જણાતું હોય ત્યાં તે તેના પૂર્વના કોઈ પુણ્યકર્મનું ફલ સમજવું ધર્મીને વર્તમાનમાં દુ.ખ થતું જણાતું હોય તો તે તેના પૂર્વના કોઈ પાપ કર્મનું ફલ સમજવું. પુણ્યકર્મ પાપકર્મ તેનો પરિપાક થયે સુખદુ ખરૂપ ફલને પ્રકટાવે છે, માટે વર્તમાનમાં ક્વચિત્ ધર્મીને દુ ખ થતું જોઇને અને પાપીને સુખ થતું જોઇને વ્યામોહમાં પડવાતું નથી.

જો બ્રહ્મજ્ઞાન ન થાય તો કર્મફલપ્રદાતા સત્તાના નિયમાનુસાર કાલે કરીને પ્રત્યેક કર્મ પરિપાક પામી પોતાનું ફલ આપ્યા વિના રહેતું નથી

જીવો પોતાનાં પરિપાક પામેલાં કર્માનુસાર પરસ્પર સંબંધથી જોડાય છે, ને છૂટા પડે છે. પછી તે પરિપાક પામેલાં કર્મો પાછલ્યા જન્મનાં હોય કે આ જન્મનાં હોય. સ્ત્રીપુરુષનો સંબંધ બહુધા પરિપાક પામેલાં પાછલ્યા જન્મનાં કર્માનુસાર હોય છે. (ચાલુ)

———[*]———

## શ્રીનાથમહેશ્વરનો પાટોત્સવ

[ લેખક: શ્રી. મણિશંકર ત્રિભુવન ભટ્ટ ]

( ગતાંકથી ચાલુ )

### પ્રતિમાપૂજનની અનિવાર્યતા

ઇશ્વિરસૃષ્ટિમાં–પ્રકૃતિના સામ્રાજ્યમાં પ્રતિમાપૂજન આવશ્યક છે. ઇશ્વિરની સૃષ્ટિમાં એનો લોપ થઈ શકે તેમ નથી કેમકે માનસિક પ્રકૃતિને એ અનુકૂળ છે, મનનો સ્વભાવ છે કે તે પ્રેમ ચાહે છે. મન પ્રેમશૂન્ય રહી શકતુ નથી કોઈને ઈશુખ્રિસ્તમાં, કોઈને મુસાતમાં, કોઇને ગુરુ નાનકમા, કોઇને દયાનંદમા, કોઈને ધનુષ્યધારી શ્રીરામચંદ્રમાં, તો કોઈને વ્રજવિહારી શ્રીકૃષ્ણચંદ્રમા પ્રેમ હોય છે. કોઈ પોતાના સદ્ગુરમા સર્વ દેવનું આરોપણ કરી તેમના સ્વરૂપમા પ્રેમ કરે છે. જેને જેનુ ચારિત્ર્ય બહુ ગમે તેમાં તેનુ

મન ચોટે છે. પ્રકૃતિ અનુસાર રુચિપણ ભિન્ન ભિન્ન હોય છે અને એ સ્વાભાવિક પણ છે. મન વિષમદૃષ્ટિવાળું હોવાથી કોઈમાં ઉત્કૃષ્ટ–ઉત્તમરૂપથી પૂજ્યબુદ્ધિ અને કોઈમાં અપકૃષ્ટ–અથવા–હલકા રૂપથી અપૂજ્ય બુદ્ધિ તેને હોય છે. દેવબુદ્ધિથી જે તે રૂપમાં મનને અટકાવવાનું પ્રયોજન એ છે કે તે સાંસારિક બંધનમાંથી મૂક્ત થઈને બહાર નીકળે. સર્વ ઉપાસનોના મૂળમાં વસ્તુ એકજ છે, અને એ સર્વે મૂળમાં કોઈ એક વસ્તુનું "ઉપલક્ષણ" ચિહ્નરૂપ છે. ઉદાહરણ–કોઈએ પૂછ્યું કે દેવદત્તનું ઘર ક્યું ? તો બતાવવાવાળો આંગળીના ઈશારાથી કહે કે પે...લા જે ઘરપર કાગડો બેઠો છે તે દેવદત્તનું ઘર છે. હવે પછી ચાહે તો એ ઘરપર કાગડો બેઠેલો રહે કે ઉડી જાય. પણ ઘરનો પત્તો એ કાગડાએ આપી દીધો. જેવીરીતે કાગડો ઘરના કોઈ એક દેશમાં છે અન્ય દેશમાં નથી, અથવા કોઈ એક કાળમાં છે અન્ય કાળમાં નથી; પરંતુ બીજાં ઘરોથી દેવદત્તનું ઘર તે જુદું બતાવે છે. કાગડો એ દેવદત્તના ઘરનું ઉપલક્ષણ (ચિહ્ન નિશાની) છે એવી રીતે ઉપર્યુક્ત વિભૂતિઓ રામ, કૃષ્ણ ઈત્યાદિ શ્રીઈશ્વરના લીલાવિગ્રહો, આચાર્યો, મહાત્માઓ પણ કોઈ એક વસ્તુનું ઉપલક્ષણ–ચિહ્ન છે, અને તે બ્રહ્મરૂપ ઘરનો પત્તો આપવાવાળા છે. જિજ્ઞાસુનું પ્રયોજન પણ ઘરનો પત્તો મેળવી લેવા સાથે છે, પરંતુ મંદબુદ્ધિદ્વારા પ્રેમરૂપી દૂધમાં ખટાશ નાંખવામાં મન ખાટું થઈ જાય છે, અને તે લક્ષ્ય વસ્તુને અશ્રદ્ધા લાવીને છોડી દે છે. દેવદત્તના ઘરનો પત્તો કોઈએ કાગડો બતાવીને, કોઈએ બિલાડીનો સંકેત કરીને, કોઈએ કુતરાની નીશાનીવડે બતાવ્યો તેથી કાગડો, બિલાડી કે કુતરા સાથે આપણે જરાએ રાગદ્વેષ નથી. આપણે તો સચ્ચિદાનંદરૂપ બ્રહ્મધામનો પત્તો મેળવવાનું માત્ર પ્રયોજન છે. મુખ્ય આશય છોડી દઈને નાહક ઝગડામાં ઉતરવું નહિ. વાસ્તવિક રીતે તો સર્વ ધર્મના મૂળમાં એક માત્ર "પ્રેમ"જ મુખ્ય વસ્તુ છે, પણ આપણી અણસમજથી આપણે "દુર"ના "રદુ" કરી નાંખીએ છીએ યા તો ગોડ (God) ને બદલે ડૉગ (Dog)માં ફેરવી નાખીએ છીએ.

જેવું ચારિત્ર્ય જેના મનને ભાવે તે રૂપમાં તેનું મન ચોંટે છે. તે રૂપની છબી તેના હૃદયમાં ઘર કરી બેસે છે, એટલે પોતાના પ્રિયતમના સ્મારકરૂપે કોઈ વસ્તુ સન્મુખ આવતાં તરત તેનું હૃદય ઉમળકાથી ઉલટે છે–દ્રવે છે. પ્રિયતમનો પત્ર આવતાં તેના સ્વરૂપની ઝાંખી આંખમાં સમાઈ જાય છે. આંખ અને મન થનગનાટ કરી રહે છે. પ્રિયતમ પ્રભુના ગ્રંથો જેમાં પોતાના ઈષ્ટદેવના ગુણાનુવાદ છે એ તેમના પત્રો છે. જેના દ્વારા પ્રભુનો પ્રેમસંદેશ આપણને મળે છે, જે પરમપ્રિય પ્રભુએ અમારૂં ચિત્ત ચોર્યું છે ને જે સદા અમારી દૃષ્ટિમર્યાદામાંથી અલોપ થયા છે તેમનો ફોટો–મૂર્તિ–પ્રતિકૃતિ અમારી આંખોની સામે આવતાંની સાથેજ હૃદય તેના રૂપ, ગુણ, સ્વભાવ આદિથી ભરાઈ જાય છે અને પ્રેમનો મહાસાગર માઝા–મર્યાદા મૂકી દે છે. આ પ્રાકૃતિક નિયમપર કોઈ એકને ઈજારો નથી, એટલે પ્રતિમાપૂજન ભક્તને માટે–બ્રહ્મદર્શનના જિજ્ઞાસુઓ માટે સર્વદા સર્વથા આવશ્યક છે–અનિવાર્ય છે; કેમકે તે આ પણ ઈષ્ટદેવના રૂપ, ગુણ, સ્વભાવ, અને ચરિતનો ફોટોગ્રાફ આપણી સન્મુખ ખડો કરે છે.

ખ્રિસ્તીઓ શુળીનું નિશાન જોવામાં આવતાં ઈસાની શુળી યાદ કરી તે દૃશ્ય મનોમય ખડું કરી તેને હૃદયથી વંદન કરે છે. કાબાનું ચિહ્ન જોતાં, મુસલમાન તેને પોતાનું માથું નમાવે છે. શીખ લોકો ગ્રંથસાહેબ સમક્ષ માથું મૂકી વંદન કરે છે. ગ્રંથસાહેબના પ્રાણરૂપ જે વચનો છે તેના આગળ કદાચ શીખનું શિર નહિ મૂકવું

હોય પણ સ્થૂલ શરીરરૂપ ગ્રંથસાહેબને તો સ્થૂલ માથું અવશ્ય નમશેજ. સમાજિસ્ટો પણ પ્રતિમાપૂજન ભલે ન કરે પણ સ્વામી દયાનંદનો ફોટો નજરે ચડતાંજ તેનું મન તેના ચરણોમાં ઝુકશે, પછી શરીર ચાહે ઝુકે યા ન ઝુકે. માણસનુ મન જો પોતાના પ્રિયતમ પ્રભુપ્રતિ ન ઝુકે તો જાણવું કે એ પ્રતિમા-ફોટો એના પ્રિયતમનાં નથી, અને તેઓશ્રીનાં વચનામૃતનો તે અધિકારી પણ નથી. આપણે કોઈ મુસાફરી દરમિયાન એકાદ મનોહર દશ્ય જોયું હોય તો તેનો ફોટોગ્રાફ મનમાં પડે છે ઘેર આવ્યા પછી જ્યારે જ્યારે મુસાફરીમાંના તે દશ્યનું પ્રસંગોપાત્ત સ્મરણ થાય છે ત્યારે ત્યારે અંતઃકરણ તેટલીજ પ્રસન્નતાનો અનુભવ કરે છે. તો હવે એ જડ વસ્તુ જ્યારે આપણને સ્મરણમાત્રથી પ્રસન્નતા ઉપજાવવાનું સામર્થ્ય ધરાવે છે તો પછી એ ચૈતન્ય જગદાધાર વિભૂતિઓનો ફોટોગ્રાફ ભાવિકોના હૃદયમાં પ્રેમ અને પ્રસન્નતા પ્રકટાવવા સમર્થ નહિ હોય? લાખો પ્રયત્ન કરવા છતાં પ્રતિમાપૂજનનો લોપ થવાનો નથી. સ્વભાવ સિદ્ધ વસ્તુનો કદી લોપ થતોજ નથી. જેવી રીતે અન્નવિના દેહ ટકી શકે નહિ તેવી રીતે મન પણ કોઈ ભાવમયી મૂર્તિઓના આલંબન–આધારવિના રહી શકતું નથી.

કોઈ માણસનો ફોટોગ્રાફ મૂકેલો હોય તે માણસનો કોઈ પ્રેમીજન-ભક્તજન તે ફોટો સામે દૃષ્ટિ રાખી તેના ગુણાનુવાદ ગાય તો તે પ્રેમીજનના સુંદરભાવથી એ ફોટા પાછળ છુપાયલો મનુષ્ય કે જેનો એ ફોટો છે તે એકદમ ગળગળા હૃદયપૂર્વક પ્રકટપણે બહાર આવી ગુણાનુવાદ ગાનાર પોતાના પ્રેમીજનને ભેટી પડે કે નહિ? એવીજ રીતે ભગવાન કે જે સર્વવ્યાપક છે તો તે મૂર્તિમાં નહિ હોય? જો તે મૂર્તિમાં નહિ હોય તો તેની સર્વવ્યાપકતામાં દોષ આવશે. હવે જ્યારે મૂર્તિમા પણ પ્રભુનો નિવાસ છે તો પ્રભુના ભક્તે એ મૂર્તિ સન્મુખ સ્થિત થઇને જે પ્રાર્થના કરી હોય તે એ મૂર્તિમાં બિરાજેલા પ્રભુ નહિ સાંભળે? પ્રાર્થના કરવાથી હૃદય દ્રવીભૂત નહિ થાય? અને સ્તુતિ પ્રાર્થનાવડે ભક્ત ભગવાનના હૃદયને દ્રવીભૂત નહિ બનાવે? અને પ્રત્યક્ષરૂપમાં પ્રકટ થઇને ભગવાન્ પોતાના વરદ કરકમળ ભક્તના શિરપર સ્થાપી તેને અભય નહિ બનાવે? (ચાલુ)

———[ * ]———

## શ્રીનાથસુબોધમાલા

[લેખક: પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાન્]

દોહરા

મનને નિર્મલ રાખવું, તથા વિકસિત સદાય;  
પરમાનંદમય રાખવું, જેથી તાપ વિલાય. ૧  
બહિર્મુખવૃત્તિવડે, દુઃખની પ્રાપ્તિ થાય;  
અંતર્મુખવૃત્તિવડે, સાચું સુખ પમાય. ૨  
અજ્ઞાને દુઃખ થાય છે, જ્ઞાને દુઃખ વિલાય;  
તેથી જ્ઞાનને પામવા, કરવો યત્ન સદાય. ૩  
ભૂમસ્વરૂપમાં કામ નહિ, નહિ ક્રોધનો લેશ;  
શોક લોભ ભય ત્યાં નહિ, નહિ અન્ય કોઈ ક્લેશ ૪  
પરમધામમાં રહો સદા, દૂર કરી સંસાર;  
જીવભાવનો બાધ કરી, નિરખો નિજરૂપસાર. ૫  
મનોરાજ્ય ને સ્વપ્નની, વસ્તુ જેમ ચિદ્રૂપ;  
તેમ જાગ્રતની વસ્તુ સૌ, જાણે ચેતન્ રૂપ. ૬

બધે બ્રહ્મને દેખવું, કરી દશ્યનો બાધ;
એ નિર્મલ દષ્ટિવડે, લેવું સુખ અગાધ. ૭
કાર્યો કારણરૂપ છે, એ નિશ્ચય ઉર આણ;
જગના કારણ બ્રહ્મને, એ રીતે પિછાણ. ૮
ઇંદ્રિય મન ને પ્રાણને, રાખી બ્રહ્મ મોઝાર;
તેજ બ્રહ્મને દેખવું, અંતર તથા બહાર. ૯
નિર્મલ દષ્ટિ રાખીને, જોવું સદા ચિદ્રૂપ;
નિર્મલ દષ્ટિ સ્થિર થયે, બાધ થાય જડરૂપ. ૧૦

(ચાલુ)

———[૦]———

## महापूजनमहोत्सव अने आध्यात्मिक साधनक्रम

[ સ્થળ: શ્રીઆનંદાશ્રમ ]

આગામી કાર્તિકી પૂર્ણિમાના મહોત્સવપ્રસંગે પૂજ્યપાદ કૃપાનાથના મહાપૂજન સાથે આધ્યાત્મિક સાધનક્રમ પણ ચાલુ નિયમ મુજબ રાખવામાં આવ્યો છે. સમયપત્રક પાછલ્યા ઉત્સવો પ્રમાણે બહુધા ચાલુ રહેશે. કાર્તિક સુદિ પૂનમ (ગુરુપૂર્ણિમા) મંગળવારે (તા. ૩૧ મી ઓક્ટોબર)ના પવિત્ર દિવસે મહાપૂજન મહોત્સવ ઊજવાશે.

કાર્તિક સુદિ ૧૩, ૧૪ ને પૂનમ (શ્રીસદ્‌ગુરુ પૂજન) ને વદિ એકમ (તા. ૩૦-૩૧ ઓક્ટોબર અને તા. ૧લી નવેમ્બર) આ ત્રણે દિવસોમાં સાધનક્રમ ચાલુ રહેશે.

**મહાપૂજનનો સમય:**—નવા સમય પ્રમાણે સવારના ૯ા વાગે રહેશે. મહાપૂજનનો તથા સાધનક્રમનો લાભ લેવો એ આવશ્યક છે. ઇષ્ટમંત્રનો અખંડજપ પણ ચાલુ રાખી શકાય તેવી વ્યવસ્થા રહેશે.

**પૂજ્યપાદ કૃપાનાથનો ઉપદેશ છે કે:**—આનંદાશ્રમમાં આવનાર જિજ્ઞાસુઓએ વ્યાવહારિક વાતોથી જેમ બને તેમ મુક્ત રહેવું. આ ઉપદેશનું પાલન એ **સાધનબળને** ટકાવી રાખવામાટે ને નવીન સાધનબળ વિશેષ પ્રાપ્ત કરવા માટે આવશ્યક વસ્તુ છે.

સાધનક્રમના કાર્યક્રમમાં ને સમયક્રમમાં પરિસ્થિતિ અનુસાર અનુકૂલ ફેરફાર વ્યવસ્થાપક કરી શકશે.

આગમન કરનારા બંધુઓએ અબોટિયું કે ધાબળી સાથે લાવવાં જોઈએ, અને ભોજનવેળા તે પહેરીને બેસવું જોઈએ.

ઓઢવાનું સાધન પણ સાથે લાવવું જરૂરનું છે.

સૌએ પોતાના આગમનની મિતિ અવશ્ય જણાવવી જોઈએ, કે જેથી વ્યવસ્થા કરવાની અનુકૂળતા રહે. આ પણ પૂજ્યપાદ કૃપાનાથની આજ્ઞા છે.

———[૦]———

## श्रीआनंदाश्रम-समाचार

[ આષાઢ માસ તથા શ્રાવણ માસ ]

**શ્રીસદ્‌ગુરુદેવનું પૂજન:**— આષાઢ વદ ૩૦ ના સૂર્યગ્રહણ નિમિત્તે સૌ આશ્રમવાસીઓએ મળી શ્રી ગીતાજીના પાઠ, શ્રી ઇષ્ટ મંત્રનો જપ, ભજન ધૂન કર્યાં હતાં, ત્યારબાદ પૂજ્યપાદશ્રીનું

યથાવિધિ મહાપૂજન કરવામાં આવ્યું હતું. બળેવના દિવસે તેમજ શ્રીકૃષ્ણ જન્માષ્ટમીના પવિત્ર દિવસે સૌ આશ્રમવાસીઓએ એકત્ર થઇ પૂજ્યપાદ કૃપાનાથનું મહાપૂજન કર્યું હતું, તથા ભજનધૂન પણ થયાં હતાં.

**મુખ્યભેટ:**— રૂા. ૧૧–૦–૦ શ્રી. દલપતરામ નંદરામ શુકલ–મુંબઈ. રૂા. ૧૧૦–૦–૦ શ્રી. અજીતરાય હરિદાસ પારેખ–મુંબઈ. રૂા. ૨૫–૦–૦ શ્રી. કાનજી શામજી કરાચીવાળાતરફથી તેમના પુત્રી જયબેનના લગ્ન પ્રસંગે ભેટ. રૂા. ૧૨–૦–૦ શ્રી. મધુવનદાસ ચંદુલાલ–ગોધરા–નિલદાનની ભેટ. રૂા.૧૧–૧–૬ શ્રી. મધુવનદાસ સી. પારેખ–ગોધરા. રૂા.૨૫–૦–૦ શ્રી. દ્વારકાદાસ ખેતસી–કરાચી. રૂા.૫૧–૦–૦ શ્રી. દોલતશંકર ત્રિભુવન–લીંબડી. રૂા.૧૦–૦–૦ શ્રી. અજિતરાય હરિદાસ પારેખ–મુંબઈ. રૂા. ૨૫–૪–૦ શ્રી પરમાણંદ પુરુષોત્તમ હીરજી તેમની બ્હેન તથા બંધુના લગ્ન પ્રસંગે ભેટ. રૂા. ૩૦–૦–૦ શ્રી. દ્વારકાદાસ ખેતસી–કરાચી. રૂા.૧૧–૦–૦ શ્રી. પીતાંબર પુરુષોત્તમ પંજ્ઞા–લખનૌ. રૂા., શ્રી. મંગલદાસ ટી. છાયા–કરાચી રૂા. ૧૦–૦–૦ શ્રી. હરિદાસ વીરજી–મુંબઇ. રૂા.૧૩–૪–૦ શ્રી. કાનજી મેપાભાઇ–નાઇરોબી. રૂા.૨૦–૮–૦ બાશ્રી સરદારકુંવરબા–મહેલોલ.

**લઘુરુદ્ર ને રુદ્રાભિષેક:**— એક ભક્તજન. (રુદ્રાભિષેક.) શ્રી. રતનશી લઘુભાઈ–ઉમરાળા લઘુરુદ્ર. શ્રી. જી. એચ–ચંદારાણા (રુદ્રાભિષેક). શ્રી. દ્વારકાદાસ ખેતસી–કરાચી–૪ રુદ્રાભિષેક. શ્રી. છગનલાલ ગાંડાભાઈ જાજલ–ધાટકોપરવાળાતરફથી શ્રાવણ માસમાં ૧૦૮ રુદ્રાભિષેક. શ્રી. રામજી વિશ્રામ કરાચી–૫ રુદ્રાભિષેકના. શ્રી. હરજીવનદાસ મૂળજી, શ્રી. ગોકુલદાસ હરજી, શ્રી. ગોરધનદાસ હીરજી, શ્રી. લવજી રણછોડ, ચાંપરાજ–ચરખા. શ્રી. ઇશ્વરજી શ્યામજી–કુંતિયાણા. એક ભક્તજન–ખીલખા.

**ભોજન:**—રૂા.૧૧૫–૨–૬ ગત કાર્તિક સુદિ ૧૪ના ભોજન ખર્ચના એક ભક્તજન–મુંબઈ. રૂા. ૧૪–૦–૦ શ્રી.રાજ દોલતસંગ અખેરાજ સીમાસ. રૂા. ૧૫–૦–૦ દરબારશ્રી હરિશ્ચંદ્રજી પ્રભાતસિંહજી રોજકા. રૂા. ૧૧–૦–૦ શ્રી. ગુણવંતસિંહ જાલમસિંહ ઠાકોર–મુંબઈ. રૂા. ૨૧–૨–૦ શ્રી. જયંતીલાલ અંબાશંકર ત્રિવેદી–ધંધુકા. રૂા. ૧૪–૦–૦ શ્રી. અંબાલાલ જેઠાલાલતરફથી વિદ્યાર્થીઓને સદ્‌ગત બહેન હિરાલક્ષ્મીની સદ્‌ગતિમાટે ભોજન. હા. શ્રી. જેશંકર મયારામ ભટ્ટ–અમદાવાદ. રૂા. ૧૫૬–૧૫–૮ શ્રી આષાઢ સુદિ ૧૪ના ભોજન ખર્ચના એક ભક્તજનતરફથી. રૂા. ૧૦–૦–૦ શ્રી. સૌ. મણિબેન–જોરાવરનગર. રૂા. ૨૮–૮–૦ શ્રી. પદ્માશંકર અંબાશંકર ત્રિવેદી–જોરાવરનગર. રૂા. ૨૮–૮–૦ શ્રી. જમનાદાસ પરમાણંદદાસ–પોરબંદર. શ્રાવણ સુદ ૧૫ના ભોજન ખર્ચના. રૂા. ૧૦–૦–૦ શ્રી. પ્રાગજી દેવજી.

**થાળ:**— રૂા. ૧–૪–૦ શ્રીમતી મણિબેન–ખીલખા. રૂા. ૧–૪–૦ શિવલાલ બહેચરભાઈ શાસ્ત્રીજી–ઢાંક. રૂા. ૧–૪–૦ શ્રી. ગાંડાલાલ બહેચરલાલ મહેતા–ઢાંક. રૂા. ૧–૪–૦ શ્રી. આણંદલાલ ગોવિંદજી લાખાણી–પોરબંદર તા ૧૦ મી એપ્રોલના થાળના. રૂા. ૦–૮–૦ શ્રી. ઇશ્વરસંગ જીતસંગ–બોરા. રૂા. ૧–૪–૦ શ્રી. માણેકલાલ નાનજી ચંદારાણા–ગોધરા. રૂા. ૧–૪–૦ શ્રી. હર્ષદરાય મહારાણીદાસ દેશાઇ–માંગરોળ. રૂા. ૧–૪–૦ શ્રી. મૂળશંકર કાનજી વકીલ. રૂા. ૧–૪–૦ શ્રી. વશરામ જેઠાભાઇ–વાળોબા. રૂા ૧–૪–૦ શ્રી. ભાયાલાલ છોટાલાલ ઠક્કર–ભાવનગર હ. શ્રી. ભાઇશંકર ધનજી દવે. રૂા. ૬–૪–૦ શ્રી. જીવણરામભાઇ–ભાવનગર ( પાંચ થાળ ). રૂા. ૧–૪–૦ શ્રી. મૂળશંકર નરભેરામ પડીયા–મુંબઇ. રૂા. ૧–૪–૦ શ્રી. રતનશી લઘુભાઇ–ઉમરાળા. રૂા. ૫–૦–૦ શ્રી. ગુણવંતસિંહ જાલમસિંહ–મુંબઇ, ૪ થાળ. રૂા. ૧–૪–૦ ગં. સ્વ. શ્રી. જડીબેન–જોરાવરનગર. રૂા.૧–૪–૦ શ્રી. માણેકલાલ નાનજી ચંદારાણા–ગોધરા–શ્રી.

એબીબહેનવતી. રૂા. ૨–૦–૦ શ્રી. ચંદ્રકાંત વિઠ્ઠલદાસ–મુંબઇ. રૂા. ૧–૪–૦ એક ભક્તજન–મુંબઇ. રૂા. ૧–૪–૦ ગં. સ્વ. બહેન મુક્તાબહેન–લીંબડી. રૂા. ૧–૪–૦ શ્રી. અજિતરાય હરિદાસ પારેખતરફથી ચિ. દીલિપકુમારના જન્મપ્રસંગ નિમિતે. રૂા. ૧–૪–૦ શ્રી. હર્ષદરાય મહારાણીદાસ દેશાઇ–માંગરોળ. રૂા. ૧–૪–૦ શ્રી. જટાશંકરભાઇ. રૂા. ૧–૪–૦ શ્રી. સુંદરજી બહેચર તન્ના–માંગરોળ. રૂા. ૨–૮–૦ પાઠક શંકરલાલ મોહનલાલ–જામજોધપુર. રૂા. ૫–૧–૩ શ્રી. કુરજી પ્રાગજી ભટ્ટ–માંગરોળ (૪ થાળ તથા સાકરદૂધના). રૂા. ૫–૦–૦ સદ્ગત બેન મંગળાગૌરીના આત્મકલ્યાણાર્થે દૂધ-ફલાહારના. રૂા. ૧–૪–૦ પૂ. બ્ર. શ્રી. બ્રહ્મપ્રકાશજી. રૂા. ૫–૪–૦ શ્રી. વ્રજલાલ વનમાળી વસાણી–દહાણું (૪ થાળ). રૂા. ૨–૦–૦ શ્રી. કરણસિંહજી લાલસિંહજી ઠાકોર–જૂનાગઢ (૨ થાળ). રૂા. ૩–૦–૦ ગોમતીબાઇ દુર્લભજી–મુંબઇ (૨ થાળ). રૂા. ૧–૪–૦ શ્રી. શાંતિલાલ દેવશંકર મહેતા–ઢાંક. રૂા. ૧–૪–૦ શ્રી. ચંદુલાલભાઇ બી. પઢીયાર–કાવીબંદર. રૂા. ૨–૮–૦ શ્રી. દુર્ગાશંકર કાલિદાસ જાની (૨ થાળ). રૂા. ૫–૦–૦ શ્રી. રસિકલાલ ચંદુલાલ ત્રિવેદી–જોરાવરનગર (૪ થાળ). રૂા. ૨–૮–૦ શ્રી. ભાનુશંકર પ્રભુરામ રાવળ–મીતડી (૨ થાળ). રૂા. ૧–૪–૦ શ્રી. મોહનલાલ પ્રાણજીવન–રાજસીતાપુર. રૂા. ૫–૦–૦ શ્રી. કરશનદાસ વસનજી–પોરબંદર (૪ થાળ). રૂા. ૧–૪–૦ શ્રી હરગોવિંદ પીતાંબર ત્રવાડી–ટંકારા. રૂા. ૧–૪–૦ શ્રી. રૂપસિંહ હરિસિંહ ઠાકોર–મુંબઇ. રૂા. ૧–૪–૦ શ્રી. જમનાદાસ પરમાણંદદાસ–પોરબંદર. રૂા. ૬–૪–૦ શ્રી. છગન સવજી (૫ થાળ). રૂા. ૨–૮–૦ શ્રી. છગનલાલ સવજી જન્માષ્ટમીના ફલાહારના રૂા. ૧–૪–૦ શ્રી. જીવણબા હકાભાઇ–સાણંદ. રૂા. ૫–૦–૦ શામજી રૂડા–મોંબાસા (ફલાહાર ને દૂધનિમિતે). ૧–૪–૦ શ્રી. કરણસિંહજી લાલસિંહજી–જૂનાગઢ. રૂા. ૧–૪–૦ શ્રી. સદ્ગત મનુભાઇના કલ્યાણાર્થે થાળ હા. શ્રી. માણેકલાલ નાનજી ચંદારાણા. રૂા. ૧–૪–૦ શ્રી. રામજી વિશ્રામ–કરાચી. રૂા. ૧–૪–૦ શ્રી. પ્રાણજીવનદાસ વિઠ્ઠલદાસ ધ્રુવ–મુંબઈ. રૂા. ૧–૪–૦ શ્રી. ગુણવંતરાય પરમાણંદદાસ–રાજકોટ. રૂા. ૧–૪–૦ શ્રી. જગજીવન જશરાજ–કરાચી. રૂા. રૂા. ૧–૪–૦ શ્રી. કુંવરજી જગજીવન–કરાચી. રૂા. ૧–૪–૦ એક ભક્તજન–મુંબઈ. રૂા. ૪–૦–૦ શ્રી. પ્રભાબ્હેન મણિશંકર–ખંભાત. રૂા. ૧–૪–૦ શ્રી. કૃપાશંકર જયરામ ભટ્ટ–બીલખા. રૂા. ૧–૪–૦ શ્રી. હર્ષદરાય મહારાણીદાસ દેશાઇ–માંગરોળ. (જુલાઇ માસના).

**પુસ્તકપ્રકાશનપ્રચાર:**—રૂા. ૬–૦–૦ શ્રી. ચંદ્રસિંહજી પ્રતાપસિંહજી ઠાકોર–મુંબઇ. રૂા. ૬–૦–૦ શ્રી. ચંદ્રસિંહજી પ્રતાપસિંહજી ઠાકોર–મુંબઇ.

**અખંડદીપક:**—રૂા. ૯૦–૦–૦ ભીમડીનિવાસી શેઠ રામલાલ ત્રિકમલાલ તરફથી શ્રાવણમાં અખંડદીપક માટે. રૂા. ૧–૪–૦ મધુકાંતા દુર્ગાશંકર તરફથી દીપમાળાના પૂર્ણિમાના દિવસે. રૂા. ૧–૦–૦ શ્રી. ગંગાબેન મૂળજી–લીંબુડા. રૂા. ૧–૪–૦ શ્રી. વ્રજલાલ ત્રિભુવન–મોટીપરબડી. રૂા. ૨–૦–૦ શ્રી. રેવાશંકર બાલકૃષ્ણ ત્રિવેદી–ગોધરા. રૂા. ૦–૧૨–૦ શ્રી. ઉછરંગલાલભાઇ. રૂા. ૧–૪–૦ શ્રી. હર્ષદરાય મહારાણીદાસ દેશાઇ. રૂા. ૧૫–૦–૦ શ્રી. હર્ષદરાય મહારાણીદાસ દેશાઇતરફથી જપમાટેના જૂન માસના. રૂા. ૦–૮–૦ દરબાર શ્રી. હરિશ્ચંદ્રજી–રોજકા. રૂા. ૩–૧૨–૦ શ્રી. જીવનરામ મકનજી ભટ્ટ–ભાવનગર. રૂા. ૦–૧૨–૦ શ્રી. દુર્લભજી નાગજી–કુંડલા. રૂા. ૫–૪–૦ શ્રી. દેવશંકરભાઇ–કુંડલા. રૂા. ૨–૦–૦ શ્રી. ચંદ્રસિંહ પ્રતાપસિંહ–મુંબઇ. રૂા. ૦–૮–૦ શંકરલાલ મોહનલાલ પાઠક–જામજોધપુર. ૧–૦–૦ ગં. સ્વ. જડીબેન–જોરાવરનગર. રૂા. ૦–૧૧–૦ શ્રી. શિવલાલ બહેચરલાલ–ઢાંક. રૂા. ૦–૪–૦ એક ભક્તજન. રૂા. ૦–૪–૦, શ્રી. જટાશંકરભાઇ. રૂા. ૦–૧૦–૦ શ્રી. સુંદરજી બહેચર તન્ના. રૂા. ૦–૮–૯ શ્રી. કુરજી

પ્રાગજી ભટ્ટ—માંગરોળ. રૂા. ૦—૪—૦ શ્રી. રેવાશંકર બાલકૃષ્ણ—ગોધરા. રૂા. ૧—૦—૦ સૌ. બેન મણિબાઇ—જોરાવરનગર. રૂા. ૦—૮—૦ શ્રી. મોહનલાલ પ્રાણજીવન રાવળ—રાજસીતાપુર. રૂા. ૧—૦—૦, શ્રી. અંટોળભાઇ બી. પઢીયાર—કાનીબંદર. રૂા. ૦—૪—૦ શ્રી. હરશનદાસ વનસજી—પોરબંદર. રૂા. ૧—૪—૦ શ્રી. છગન સવજી—મુંબઇ. રૂા. ૧૫—૦—૦ શ્રી. શામજી રૂડા—મોમ્બાસા. રૂા. ૦—૪—૦ શ્રી. કરણસિંહજી લાલસિંહજી ઠાકોર. રૂા. ૨—૦—૦ શ્રી. ચંદ્રસિંહજી પ્રતાપસિંહજી—મુંબઇ. રૂા. ૦—૪—૦ શ્રી. હરશનદાસ, જુઠાભાઇ—રાકુ. રૂા. ૧—૪—૦ શ્રી. હર્ષદરાય મહારાણીદાસ દેશાઇ—માંગરોળ (જુલાઈ માસના.) રૂા. ૧૫—૦—૦ શ્રી. હર્ષદરાય મહારાણીદાસ દેશાઈ—માંગરોળ (જુલાઈ માસના જપના.)

બળેવના દિવસે ચાલતા રિવાજ પ્રમાણે ખીલખા તથા નવાગામમાં રહેતા બ્રાહ્મણ-સાધુઓને પાકનાલાકુ આનંદાશ્રમ તરફથી પ્રસાદરૂપે આપવામાં આવ્યા હતા.

લીંબુડા—મોજીદડ—અમદાવાદ—કરાંચી—મુંબઇ—કુતિયાણા—કુંડલા આદિ આશ્રમોમાં ત્યાંના ગુરુબંધુઓએ એકત્ર થઇ પૂજ્યપાદશ્રીનું યથાવિધિ જન્માષ્ટમીના દિવસે મહાપૂજન કર્યું હતું.

**આગામી મહોત્સવોઃ**—આશ્વિન સુદિ ૪ ગુરુવાર તા. ૨૧—૯—૪૪ના શુભ દિવસે પૂજ્યપાદ શ્રીમનાથ ભગવાનનો **સત્યાસીમો જયંતીમહોત્સવ** શ્રીઆનંદાશ્રમમાં ઊજવાશે.

આશ્વિન વદિ ૧૧ ગુરુવાર (તા. ૧૨મી ઓક્ટોબર)ના દિવસે પૂજ્યપાદ શ્રીમનાથ પ્રભુ સ્વરૂપાવસ્થાન થયા હોઇ આરાધન તિથિ નિમિત્તે ભજન, પૂજન, પાઠ ઇત્યાદિ ધર્મસાધન થશે.

**જૂનાગઢઃ** શ્રી. પોપટલાલ તારાચંદ વકીલને ઘેર જન્માષ્ટમી નિમિત્તે પૂજ્યપાદ કૃપાનાથનું મહાપૂજન ઉત્સાહપૂર્વક થયું હતું, જેમાં સૌના ગુરુબંધુઓએ સારો લાભ લીધો હતો.

**જૂનાગઢઃ** શ્રી. લાલજી ઝીણાભાઈ બગડીવાળાએ પંચહાટડીમાં પોતાની દુકાને પૂજ્યપાદ કૃપાનાથપ્રણીત આનંદાશ્રમમાં મળતાં સર્વે પુસ્તકો વેચવાની ગોઠવણ કરી છે, જેથી જૂનાગઢમાં પણ જિજ્ઞાસુઓ આનંદાશ્રમનાં પુસ્તકો સરલતાપૂર્વક ઉપરોક્ત સ્થળેથી મેળવી શકશે.

**લીંબડીઃ** પૂજ્યપાદ કૃપાનાથના શિષ્યમંડળે એકત્ર થઈ ગુરુબંધુ શ્રી. દુર્ગાશંકર મણિશંકર ઉપાધ્યાયને ઘેર અષાઢીપૂર્ણિમાના શુભ દિવસે પૂજ્યપાદ કૃપાનાથનું વિધિપૂર્વક મહાપૂજન કર્યું હતું. આ સમયે પૂજ્ય સ્વામી શ્રી કૈવલ્યાનંદજીનો નિવાસ અહીં હોવાથી તેમનાં વ્યાખ્યાનો પણ થયાં હતાં.

**મોજીદડઃ** આનંદાશ્રમમાં શ્રી. પદ્મશંકર અંબાશંકર ત્રિવેદી તરફથી શ્રાવણમાસમાં ૧૨ રુદ્રાભિષેક કરાવવામાં આવ્યા હતા.

## આનંદપ્રદ વર્તમાન

નામદાર સિંધ સરકારે આપણા ગુરુબંધુ શ્રીમાન્ શેઠ કાનજી શામજીને જસ્ટીસ ઓફ પીસ (જે. પી.)નો માનવંતો ઇલ્કાબ (ઉપાધિ) એનાયત કર્યો છે, તે બદલ અમો તે નામદાર સરકારને ધન્યવાદ આપીએ છીએ. કરાંચીમાં સરકારી ઇલ્કાબ મેળવનાર આપણા ગુરુબંધુઓમાં તેઓ એકજ છે. અમો આ ગુરુબંધુ શેઠ કાનજીભાઈની ગુરુભક્તિનું ફલ સમજી તેમને હાર્દિક અભિનંદન આપીએ છીએ.

———[*]———

**નામદાર દરબાર શ્રી અમરાવાળા સાહેબ—બરવાળાસ્ટેટતરફથી ગત વર્ષ પ્રમાણે આ શ્રાવણમાસમાં પણ શ્રી ઇષ્ટમંત્રો લખવાની યોજના થઈ હતી, જેમાં આનંદાશ્રમવાસીઓ, પૂ. શાસ્ત્રીઓ તથા વિદ્યાર્થિઓ આદિએ ભાગ લીધો છે.**

## પરચુરણ ભેટ

૫-૦-૦ સ્વર્ગસ્થ વકીલ ઝીણાભાઈ-પોરબંદર
૫-૦-૦ શ્રી. કેશવલાલ જેઠાલાલ-મુંબઈ
૧-૦-૦ રાજેશ્વિરસંગ જીતસંગ-ઓરા
૨-૦-૦ શ્રી. દલપતરામ નંદરામ-મુંબઈ
૧-૦-૦ ,, ભાઈશંકર ધનજી દવે-ભાવનગર
૧-૦-૦ ,, હરગોવિંદ પીતાંબર-ટંકારા
૧-૦-૦ સોની મંગળજી મોતીભાઈ ,,
૦-૨-૦ શ્રી. શાંતિલાલ-ખીલખા
૧-૦-૦ ,, દેવશંકર સ્યામજી-ભીંડોરા
૦-૪-૦ બેન પ્રાણકુંવર ચકુભાઈ-રાજકોટ
૩-૦-૦ શ્રી. ભાનુશંકર કાશીરામ-સુપેડી
૧-૦-૦ ,, ઇચ્છારામ કૃષ્ણદેવ-સીગામ
૧-૦-૦ ,, ઉદેસિંહ મોહનસિંહ બાવા-સીગામ
૧-૦-૦ બેન લલિતાબાઈ ,,
૧-૦-૦ ,, અંબાજી ,,
૧-૦-૦ ,, માકવેર બેન ,,
૦-૨-૦ ,, કસ્તુરબાઈ-ખીલખા
૨-૮-૦ પૂ. પ્ર. શ્રી. ગહનસ્વરૂપજી-ભાવનગર
૦-૨-૦ શ્રી. પ્રાણશંકર પોપટલાલ-મંડલીકપુર
૨-૦-૦ શ્રી. માણેકલાલ નાનજી ચંદરાણા
૧-૦-૦ ,, મધુવનદાસ ચંદુલાલ-ગ્વાલીયર
૦-૮-૦ વકીલ મૂળશંકરભાઈ-વંથલી

વાંકાનેરમાં પૂજન ભેટના

૧-૦-૦ શ્રી. નર્મદાબેન
૦-૪-૦ કેશરબાઈ જાદવજી
૦-૮-૦ ઠા. ખીમજીભાઈ
૧-૦-૦ સંતોકબેન કુંવરજી
૦-૪-૦ ગોસ્વામી કાળુભી
૦-૮-૦ શ્રી. કરશનજી પ્રાણજીવન

૨-૪-૦ શ્રી. લાલજી ઝીણા-જૂનાગઢ
૦-૮-૦ ,, કેશવજી ઝીણા ,,
૧-૦-૦ ,, પોપટલાલ તારાચંદ-જૂનાગઢ
૧૧-૦-૦ ,, જેઠાલાલ પીતાંબર ભટ્ટ-અમદાવાદવાળા તરફથી આષાઢીપૂર્ણિમા પર ચેવડા નિમિત્તે આવ્યા.
૧-૯-૯ ,, સોમનાથ ત્રિકમલાલ પાઠક-અમદાવાદ

૧-૦-૦ વિજ્યાબેન લક્ષ્મીશંકર-ધંધુકા
૧-૦-૦ હરભમસિંહ દાદાબાવા
૧-૦-૦ પ્રતાપસિંહ અખેરાજ
૧-૦-૦ ઠાકોર સાહેબ મા સાહેબ-સીગામ

ગોધરામાં શ્રીરામનવમીના પૂજન ભેટના.

૧-૦-૦ શ્રી. માણેકલાલ નાનજી ચંદારાણા
૧-૦-૦ ,, કેશવલાલ માણેકલાલ ,,
૦-૪-૦ સૌ. મણિબેન ,,
૦-૨-૦ ,, જયંતીબેન ,,
૦-૨-૦ ,, તારાબેન ,,
૦-૧-૦ બકુલાબેન
૦-૪-૦ શ્રી. રેવાશંકર બાલકૃષ્ણ
૦-૪-૦ શ્રી. માણેકબેન

૩-૧-૦

શ્રી શંકરજયંતીની ભેટ ગોધરામાં

૧-૦-૦ શ્રી. માણેકલાલ નાનજી ચંદારાણા
૧-૦-૦ ,, કેશવલાલ માણેકલાલ ચંદારાણા
૦-૪-૦ સૌ. મણિબેન
૦-૨-૦ ,, જયંતીબેન
૦-૨-૦ બેન તારાબેન
૦-૨-૦ ચિ. ભગવાનજીભાઈ
૦-૧-૦ બકુલાબેન
૦-૪-૦ રેવાશંકર બાલકૃષ્ણ ત્રિવેદી
૧-૪-૦ ચિ. ભગવાનજી-મુંબઈની ભેટના
૦-૪-૦ શ્રી. માણેકલાલ નાનજી ચંદારા વૈ. વ. ૪ના ભેટ
૦-૪-૦ ,, માણેકલાલ નાનજી ચંદ. વૈ. વ. ૩૦ના ભેટ
૦-૪-૦ ,, માણેકલાલ નાનજી ચંદારાણા તરફથી ભીમઅગીયારશની ભેટ
૧-૦-૦ બેન કપિલાના ભાણાને મા મૂકાવી તેની ભેટના
૩-૦-૦ શ્રી. રેવાશંકર બાલકૃષ્ણ ત્રિવે નિસદાન
૧-૦-૦ શ્રી. સવજી જેરામ-જામવાળી
૧-૦-૦ ,, દરબારસિંહ લાલસિંહ-મુંબઈ

૧-૦-૦ શ્રી. દયાળસિંહ લાલસિંહ-મુંબઇ
૫-૦-૦ „ ભગવાનજી કાનજી-ભાણવડ
૧-૦-૦ „ જેશંકર કેશવજી „
૧-૦-૦ „ ઉછરંગલાલ
૧-૪-૦ „ ભાઈશંકર રૂગનાથ
૨-૦-૦ „ મધુસૂદન માણેકલાલ
૫-૦-૦ „ જયંતીલાલ લાલજીભાઈ
૦-૪-૦ ચંચળબેન-કુમસ
૦-૪-૦ પુજાપાના „ તરફથી
૦-૪-૦ શ્રી. શિવશંકર દયાળજી-સાકી
૦-૪-૦ „ દ્વારકાદાસ ભગવાનજી
૦-૪-૦ „ હીરાલાલ હરગોવિંદ પંડ્યા
૦-૪-૦ „ મહાશંકર મણિશંકર-ભાવનગર
૨-૦-૦ એકભક્ત-ભાવનગર
૧-૦-૦ શ્રી. અજિતરાય હરિદાસ પારેખ
૧-૦-૦ „ રતનશી લલ્લુ-ઉમરાળા
૧-૦-૦ „ પ્રાણજીવન ગોકુલદાસ-મુંબઈ
૦-૮-૦ „ વસંતરાય છબીલારામ-પાટણ
૦-૪-૦ „ રાજેશ્રી વસંતરાય
૨-૪-૦ „ ધનસુખરાય વસંતરાય
૨-૪-૦ „ વિનોદરાય વસંતરાય
૧-૦-૦ „ દેવશંકર મોરારજી-દેવરાણા
૦-૪-૦ „ મૂળશંકર હરિરામ-ગાંફ
૦-૪-૦ „ જગજીવન છગનલાલ
૦-૪-૦ „ રામનારાયણ રેવાશંકર-રોજકા
૧-૫-૩ „ મહાશંકર જેશંકર
૧-૦-૦ એકભક્ત
૦-૮-૦ ડૉ. મૂળજી જીવનદાસ
૧-૦-૦ શ્રી. ઈંદુરાય વસંતરાય ઘોળકીયા
૧-૦-૦ દરબાર હરિશ્ચંદ્રજી-રોજકાવાળા તરફથી દૂધનિમિત્તે
૨-૦-૦ દરબાર હરિશ્ચંદ્રજી-રોજકા
૨-૦-૦ શ્રી. વસંતરાય છબીલારામ ઘોળકીયા તરફથી વસ્ત્રનિમિત્તે
૧-૦-૦ શ્રી. પ્રભાશંકર કાલિદાસ-કેશોદ
૧-૪-૦ „ રઘુનાથસિંહ નથુસિંહ-કુતિયાણા
૧-૦-૦ „ મોનજી ભવાન-મોણપરી

૧-૪-૦ શ્રી. જડાવબેન લલુભાઈ-ભાવનગર
૨-૦-૦ બેન નાનીબેન-સુરત
૨-૦-૦ „ પાર્વતી નાથુભાઈ-સુરત
૨-૦-૦ શ્રી. જ્ઞાનીજી „
૧-૦-૦ „ શારદાબેન „
૧-૦-૦ „ મહાલક્ષ્મીબેન „
૧-૦-૦ „ છોટુભાઈ „
૧-૦-૦ „ મગનબેન „
૨-૫-૦ શ્રી. કેશવલાલ નથુભાઈ-કોટડાપીઠા
૧-૪-૦ „ વ્રજલાલ વનમાળી-દહાણુ
૦-૪-૦ „ રામજી વ્રજલાલ „
૦-૪-૦ „ હર્ષદ રામજી „
૦-૪-૦ દીવાળીબાઈ વ્રજલાલ „
૨-૦-૦ શ્રી. દ્વારકાદાસ ખેતશી-કરાંચી
૨-૦-૦ „ માણેકલાલ દામોદર-ઉમરેઠ
૨-૦-૦ શ્રી વામનરાય જટાશંકર-પાટણ
૨-૦-૦ „ વશરામ જેઠા-વાળોત્રા
૧-૦-૦ ડૉ. લક્ષ્મીશંકર લાલજી-ધોરાજી
૨-૦-૦ શ્રી. મૂળશંકર નરભેરામ-મુંબઈ
૧-૦-૦ „ વકીલ શાંતિલાલ ધનેશ્વર
૧-૦-૦ „ મોનજી પીતાંબર
૧-૦-૦ „ જેચંદ ખહેચર
૦-૮-૬ પરચુરણ
૧-૦-૦ શ્રી. પુરુષોત્તમ લાલજી-શાપુર
૧-૪-૦ બેન મોંઘીબાઈ-સરસીયા
૧-૦-૦ બેન શ્રી દૈવાબેન
૦-૪-૦ સાકુબેન
૧-૦-૦ શ્રી. હરિલાલ હરકીશનદાસ
૧-૦-૦ „ ગોવિંદજી કાળાભાઈ
૧-૪-૦ દરજી મથુરાદાસ-વંથલી
૩-૦-૦ શ્રી. લાભશંકર ભવાનીશંકર માંકડ-રાજકોટ (નિત્યદાન)
૦-૪-૦ „ દ્વારકાદાસ ભગવાનદાસ-આટવા
૦-૮-૦ „ વસંતરાય છબીલારામ-પાટણ
૦-૪-૦ „ રાજેન્દ્રરાય વસંતરાય „
૦-૪-૦ „ ધનસુખરાય વસંતરાય „
૦-૪-૦ „ વિનોદરાય વસંતરાય „

૧-૦-૦ શ્રી. નરોત્તમ પરભુ–ગણદેવી
૨-૦-૦ બેન પ્રભાલક્ષ્મી જયેન્દ્રપ્રસાદ
૧-૪-૦ શ્રી. નારાયણરાવ પાંડુરંગ દેશપાંડે
૧-૦-૦ ,, કરશનદાસ પ્રેમજી
૧-૦-૦ ,, સુંદરજીભાઈ
૫-૦-૦ ,, ગુણવંતસિંહ જાલમસિંહ
૧-૦-૦ ,, રમણસિંહ જાલમસિંહ
૨-૦-૦ ,, પ્રાણજીવનદાસ વિઠ્ઠલદાસ ધ્રુવ
૨-૦-૦ ,, હરિલાલ હરકીશનદાસ–મુંબઈ
૧-૦-૦ પ્ર. બ્રહ્મપ્રકાશજી
૧-૦-૦ શ્રી. કરુણાશંકર ચનાભાઈ–જૂનાગઢ
૧-૦-૦ નર્મદાબેન–કુંડલા
૧-૪-૦ શ્રી. અરજણ કરમણ–મુંબઈ
૨-૦-૦ ,, દુર્લભજી નાગજી–કુંડલા
૧-૦-૦ ,, દેવશંકર ભાઈશંકર ,,
૧-૦-૦ ,, બાબુલાલ નથુભાઈ ,,
૧-૦-૦ ,, લાભશંકર ભવાનીશંકર–રાજકોટ
૩-૦-૦ ,, ચંદ્રસિંહજી પ્રતાપસિંહજી–મુંબઈ
પ્રભુશ્રીનાં વસ્ત્રો ધોવાના સાબુમાટે
૧-૦-૦ ,, વિષ્ણુપ્રસાદ દેવશંકર ભટ્ટ–
ભાવનગર
૦-૪-૦ ,, હરજી કરશન–લીંબુડા
૦-૮-૦ ,, પ્રાણશંકર ગોરાભાઈ
૦-૮-૦ ,, દેવશંકર શ્યામજી–ભીંહોરા
૬-૦-૦ ,, પુરુષોત્તમ ભીખાભાઈ–સુરત
૫-૦-૦ વિદ્યાર્થી પુરુષોત્તમ રઘુરામ–મોણપરી
૧-૦-૦ શ્રી. જયંતીલાલ અંબાશંકર ત્રિવેદી
૧-૦-૦ ,, વામનરાય જટાશંકર–પાટણ

**ગોધરાઃ** શ્રી. રેવાશંકર બાલકૃષ્ણ ત્રિવેદીને સાં પૂર્ણિમાનું મહાપૂજન થતાં ભેટ નીચે પ્રમાણેઃ—

૧-૦-૦ શ્રી. કેશવલાલ માણેકલાલ ચંદારાણા
૦-૮-૦ ,, રેવાશંકર બાલકૃષ્ણ ત્રિવેદી
૦-૮-૦ ,, ગણપતરામ અંબાશંકર ,,
૦-૬-૦ ,, માણેકબેન રણછોડલાલ
૦-૨-૦ સૌ. મણિબેન
૦-૨-૦ સૌ. જયંતીબેન
૦-૨-૦ તારામતીબેન
૦-૨-૦ બકુલાબેન તથા પરચુરણ

૨-૧૪-૦

૧-૦-૦ શ્રી. પોપટલાલ તારાચંદ–જૂનાગઢ
૮૩-૨-૦ શ્રીગુરુપૂર્ણિમાને મંગલદિવસે શ્રીમુમુક્ષુ-મંડળ મુંબઈમાં મહાપૂજન થતાં ગુરુબંધુઓ તરફથી ભેટ હા. શ્રી. શેઠ દામોદરદાસભાઈ
૧-૦-૦ શ્રી. કેશવજી ઝીણાભાઈ–જૂનાગઢ
૧-૦-૦ ,, હરિલાલ હરકીશનદાસ–મુંબઈ
૨-૦-૦ ,, રતનશી લલુભાઈ–ઉમરાળા
૦-૨-૦ એકભક્ત પૂજાપાના
૦-૮-૦ શ્રી. રતનશી લલુભાઈ–ઉમરાળા પૂજાપાના તથા ભેટ

**વાંકાનેરઃ** શ્રી. રાજસી જીવરાજભાઈ ને સાં ગુરુપૂર્ણિમાને દિવસે મહાપૂજન થતાં ભેટઃ—
૫-૦-૦ શ્રી. રાજસી જીવરાજભાઈ
૦-૮-૦ ,, કરશનજી પ્રાણજીવન ઓઝા
૭-૦-૦ બહેન ભીખાબાઈ

**મોજીદડઃ** ગુરુપૂર્ણિમાની ભેટનાંઃ—
૧-૦-૦ શ્રી. ઓઘડલાલ રણછોડભાઈ
૦-૮-૦ ,, હરદત્ત રેવાશંકર જોશી
૦-૮-૦ ,, હરનારાયણ કલ્યાણજી
૦-૮-૦ ,, ઈચ્છાશંકર નાગરદાસ
૦-૪-૦ ,, રતનશી ત્રિભુવન
૦-૬-૩ પરચુરણ
૧-૦-૦ શ્રી. ઉમેદભાઈ આશાભાઈ
૫-૦-૦ ,, કૃપાશંકર પ્રભુશંકર પાઠક
૨-૦-૦ બેન ચંદનગૌરી મહેતા
૧-૦-૦ રૂક્ષ્મણીબેન
૫-૧૪-૦ જામજોધપુરમાં ગુરુપૂર્ણિમાના પૂજન ભેટના હા. પરમાણંદ લાલજીભાઈ
૧૯-૧૪-૦ **શ્રીઅમદાવાદ** આનંદાશ્રમમાં પૂર્ણિમાના પૂજનભેટના સાંના ગુરુબંધુઓ તરફથી



૧-૦-૦ શ્રી. દુર્ગાશંકર મણિશંકર ઉપાધ્યાય-લીંબડીવાળાને ત્યાં ગુરુપૂર્ણિમાએ પૂજનભેટના
૧-૦-૦ શ્રી. પ્રાણલાલ રવિશંકર
૧-૦-૦ ,, ઇશ્વરલાલ ભટ્ટ
૧-૦-૦ નર્મદાશંકર રાવળ
૧-૦-૦ શ્રી. ચંદ્રકાંત દુર્ગાશંકર
૧-૦-૦ સૌ. ઉજમબહેન ઉપાધ્યાય
૧-૦-૦ બેન જસુમતી પ્રા. ,,
૧-૦-૦ ગં. મુક્તાબેન ભટ્ટ
૧-૦-૦ સૌ. વિજયાબેન ઉપાધ્યાય
૦-૪-૦ કુમારી કુમુદબહેન
૩-૦-૦ શ્રી. ચુનીલાલ જગનાથ-પાટણ
૦-૮-૦ પરચુરણ
૨-૦-૦ શ્રી. માણેકલાલ નાનજી ચંનારાણા
૭-૦-૦ ,, મધુવનદાસ ચંદુલાલ-ગ્વાલીયર
૫-૦-૦ ,, રામલાલ ત્રિકમલાલ-ભીમડી
૧-૦-૦ ,, શંકરલાલભાઈ
૦-૮-૦ ,, નારાયણરાવભાઈ
૨-૧-૦ ,, બેચરલાલ ભવાન-વર્ધા
૧-૦-૦ ,, મૂલજીભાઈ-દીવા
૧-૦-૦ ,, વેણીભાઈ ,,
૧-૦-૦ ,, ઇશ્વરભાઈ ,,
૦-૮-૦ ,, ભૂધરભાઈ ,,
૧-૦-૦ ,, હરજીવન મીસ્ત્રી
૦-૮-૦ ,, રણછોડભાઈ
૦-૪-૦ ,, હાથીભાઈ
૦-૮-૦ ,, ભગવાનભાઈ
૩-૮-૦ માંડલમાં પૂર્ણિમાની ભેટના હા શ્રી. બાલાભાઈ રાવળ
૩૬-૬-૯ પોરબંદર-આનંદાશ્રમમાં શ્રી ગુરુપૂર્ણિમાના દિવસે પૂજનભેટ હા. શ્રી. આણંદલાલભાઈ
૦-૮-૦ શ્રી. જટાશંકર અજરામર-કમળેજ
૦-૧૦-૬ ,, રમણિકલાલ દવે-રાજકોટ
૧-૪-૦ ,, હર્ષદરાય મહારાણીદાસ દેશાઈ-માંગરોળ
૧-૦-૦ ,, ઇશ્વરલાલ અંબાશંકર-વિજયનગર

૧-૦-૦ શ્રી. ભાનુલાલ પીતાંબર ઠાકર
૧-૦-૦ ,, સુંદરજી બહેચર તન્ના
૧-૦-૦ ,, અંબાલાલ તુલજારામ-જંબુસર
૧-૦-૦ ,, તાપીશંકરભાઈ ,,
૧-૦-૦ ,, પ્રાણજીવનભાઈ ,,
૧-૦-૦ ,, ડાહ્યાભાઈ ,,
૨-૦-૦ ,, ડાહ્યાભાઈ મંગળદાસ નિસદાનમાટે
૧-૦-૦ ,, ઇચ્છારામ કૃષ્ણદેવ-સીગામ
૦-૪-૦ ,, પ્રભાતસંગ દીપસંગ ,,
૦-૪-૦ બેન લલિતાબાઈ ,,
૧-૦-૦ ઘનશ્યામરાય ઓછવરાય
૨-૦-૦ શ્રી. પોપટલાલ વાલજી-જામનગર
૩૯-૦-૦ શ્રીકરાંચી-આનંદાશ્રમમાં દર રવિવારે પૂજનભેટના વૈશાખ તથા જેઠના હા. શ્રી. કરશનદાસ વર્મા
૧-૪-૦ રાજકોટ લગ્નપ્રસંગે મળ્યા
૩-૧૨-૦ શ્રી. કરશનદાસ શ્યામજી વર્મા-કરાંચી ગુરુપૂર્ણિમાની ભેટ
૨-૦-૦ ,, જેઠાલાલ શિવશંકર મહેતા
૪-૦-૦ ,, ભાઈશંકર ધનજી દવે
૦-૧-૦ ,, જટાશંકર અજરામર-કમળેજ
૭-૮-૦ સાણંદમાં ગુરુપૂર્ણિમાના દિવસે પ્રભુશ્રીનું પૂજન થતાં ગુરુબંધુઓ તરફથી ભેટના હા. શ્રી. કાળિદાસ ઇશ્વરભાઈ
૧-૦-૦ શ્રી. ઇચ્છાશંકર દુર્ગાશંકર-હડાળા
૨-૬-૦ કુરજી આણજી ભટ્ટ તરફથી દુધનિમિત્તે
૦-૨-૦ શ્રી. કરશનદાસ હરજી-જૂનાગઢ
૫-૦-૦ સાદરામાં ગુરુપૂર્ણિમાનું પૂજન થતાં ભેટના હા. શ્રી. મંગળદાસભાઈ

ગ્રહણનિમિત્તે પૂજનભેટ આશ્રમમાંઃ—
૧-૦-૦ શ્રી. અંબાશંકર ભાઈશંકર ત્રિવેદી
૦-૨-૦ લલિતરાય અંબાશંકર જોશી
૦-૨-૦ ચિ. ચંદ્રકાંત રઘુનંદનપ્રસાદ
૦-૨-૦ ,, નારાયણ રમણિકલાલ
૧-૪-૦ સૌ. મણિબહેન ત્રિવેદી
૦-૪-૦ કૃપાશંકર જયરામ ભટ્ટ
૦-૨-૦ બેન કસ્તુરબાઈ વ્યાસ

૦-૧-૯ પરચુરણ
૧-૦-૦ શ્રી. રસણિકલાલ ત્રિભુવન દવે
૧-૦-૦ ,, રેવાશંકર બાલકૃષ્ણ-ગોધરા
૦-૪-૦ ,, માણેકલાલ નાનજી ચંદારાણા-ગોધરા
૦-૮-૦ શ્રી. રમણસિંહ ગુણવંતસિંહ-મુંબઈ
૧૦-૦-૦ ,, દ્વારકાંદાસ ખેતસી તરફથી શ્રાવણમાં ૪ રુદ્રી તથા અખંડ-દીપકમાટે
૧-૦-૦ શ્રી. મૂળશંકર મોહનલાલ-જૂનાગઢ
૧-૮-૦ ,, ગુણવંતસિંહભાઈ તથા તેમના પુત્ર રમણસિંહ ઠાકોર-મુંબઈ
૧-૮-૦ શ્રી ગુણવંતસિંહજી-મુંબઈ નિત્યદાનના
૮૪-૦-૦ ,, શેઠ રાજસી જીવરાજ તરફથી માસિક સાત્ત્વિકદાનના
૨૭-૦-૦ શ્રી. જયંતીલાલ ગોકુલદાસ-કાના-મેંગલોરવાળા તરફથી ઉપદેશગ્રંથાવલિના પ્રકાશન અર્થના
૨૩-૦-૦ તેમના તરફથી સાત્વિક ધર્માદામાટે
૧-૦-૦ શ્રી. પુરુષોત્તમ નારાણદાસ-સનાવદ
૫-૧૨-૦ કુતિયાણામાં ગુરુબંધુઓએ ગત-આષાઢીપૂર્ણિમાએ મહાપૂજન કરેલું તેની ભેટના હા. શ્રી. જાદવજી માવજી
૦-૮-૦ શ્રી. મૂળશંકર ભવાનીશંકર-જસદણ હા. વિ. જગજીવન મોનજી
૧-૪-૦ શ્રી. રૂપસિંહ હરિસિંહ-મુંબઈ
૧-૦-૦ ,, કાલિદાસ ઉકાભાઈ. ચિ. કાનજીના લગ્નપ્રસંગે-ઊના
૧-૦-૦ તેમના તરફથી બળેવની ભેટના
૦-૨-૦ શ્રી. શિવશંકર દયાળજી-લાઠી
૦-૧૦-૦ ,, રામજી વિશ્રામ પૂજાપાના
૦-૧૦-૦ તેમના તરફથી ભેટના
૧૮-૨-૦ શ્રી અમદાવાદ-આનંદાશ્રમમાં આવેલ ભેટ નીચે પ્રમાણે:—
૦-૪-૦ શ્રી. અંબાશંકર નાનજી જોશી
૦-૪-૦ વિદ્યાર્થી દલપતરામ બહેચરલાલ
૮-૦-૦ સદ્‌ગત શ્રી. ભાઈલાલ નાનાલાલનાં વિધવા તરફથી માસિક થાળના જેઠમાસના
૧-૦-૦ શ્રી. ભાનુલાલ પોપટલાલ-જૂનાગઢ
૦-૫-૦ શ્રી. રમણલાલ નરોત્તમલાલ જૂનાગઢ
૦-૫-૦ સાણંદવાસી એક બેન
૮-૦-૦ સદ્‌ગત ભાઈલાલભાઈનાં વિધવાઓ તરફથી નિત્યના થાળના આષાઢ માસના
૫-૦-૦ શ્રી. લક્ષ્મીદાસ મોહનલાલ-પોરબંદર ગ્રહણની ભેટના

મુંબઈ શ્રીઆનંદાશ્રમ મુમુક્ષુમંડળે ગ્રહણનિમિત્તે પ્રભુશ્રીનું પૂજન કરેલું તેની ભેટ:-

૫-૪-૦ એક ભક્તજન
૦-૮-૦ શ્રી. પ્રાણજીવનદાસ ધ્રુવ
૦-૪-૦ ,, અમથાલાલભાઈ
૧-૦-૦ ,, મૂળશંકર નરભેરામ પઢીયા
૧-૦-૦ ,, અરજણભાઈ
૧-૦-૦ ,, ગિરધરભાઈ કુંડલાવાળા
૦-૪-૩ ,, રતનજી રામજી લાખાણી

૯-૪-૩ હા. શેઠ દામોદરદાસભાઈ
૬-૧૦-૦ શ્રી. હેરિ એંડ સન્સ ઈસ્ટ લંડન-લગ્નપ્રસંગે ભેટના
૧-૦-૦ ,, લાલભાઈ કેશવજી-મુંબઈ
૦-૮-૦ ,, હરજીવન મૂળજી-ચાંપરાજ ચરખાવાળા તરફથી ૪ રુદ્રીના

ગોધરામાં ગતગ્રહણના દિવસે શ્રી. માણેકલાલ નાનજી ચંદારાણાને ઘેર પ્રભુશ્રીનું પૂજન થતાં ભેટના

૩-૦-૦ શ્રી. માણેકલાલ નાનજી ચંદારાણા
૨-૪-૦ ,, કેશવલાલ માણેકલાલ ચંદારાણા
૧-૦-૦ ,, મધુવનદાસ ચંદુલાલ
૦-૮-૦ ,, રેવાશંકર બાલકૃષ્ણ
૦-૪-૦ સૌ. મણિબેન

-૨-૦ સૌ જયતીબેન
-૩-૦ શ્રી તારાબેન તથા બકુલાબેન
૧-૮-૦ શ્રી હરજીવન મૂળજી
૧-૮-૦ ,, ગોકુળદાસ હરજી
૧-૮-૦ ,, ગોરધનદાસ હીરજી
૧-૮-૦ ,, લવજી રણછોડ

આનંદાશ્રમ-નવાગામમા બળેવના દિવસે પ્રભુશ્રીનુ પૂજન થતા ભેટના —

૧-૦-૦ શ્રી અબાશંકર ભાઈશંકર ત્રિવેદી
૦-૨-૦ ,, કૃપાશંકર જયરામ ભટ્ટ
૦-૨-૦ પંડિતજી
૦-૩-૦ શાંતાબેન
૦-૨-૦ મણિબેન
૦-૪-૦ કસ્તુરબેન
૦-૮-૦ શ્રી મણિબેન-જોરાવરનગર
૪-૦-૦ ,, મૂળશંકર ઈશ્વરજી
૦-૨-૦ ,, કરશનદાસ હરજી
૦-૪-૦ શાસ્ત્રી દયારામ મૂળજી
૧-૪-૦ શ્રી સુમતિબેન
૦-૪-૦ ,, હરિદાસ હીરજી
૦-૧-૦ ચિ લલિતરાય જોશી
૧-૦-૦ શ્રી કૃપાશંકર જયરામ ભટ્ટ
૦-૨-૦ શાસ્ત્રી મેઘજીભાઈ
૦-૨-૦ રસોયા વિઠ્ઠલજી
૦-૨-૦ એકભક્તજન
૧-૦-૦ શ્રી અબાશંકર ભાઈશંકરના ધર્મપત્ની જોરાવરનગર

મુબઈ-આનંદાશ્રમ મુમુક્ષુમંડળમા શ્રાવણી નિમિત્તે પૂજનભેટના –

૭-૪-૦ એકભક્તજન
૦-૮-૦ શ્રી અમથાલાલ જગજીવન
૧-૦-૦ ,, મૂળજી અરજણ
૧-૦-૦ ,, મૂળશંકર નરભેરામ
૧-૦-૦ ,, નારણભાઈ
૦-૮-૦ ,, પ્રાણજીવનદાસભાઈ
૧-૦-૦ ,, છગનલાલ લવજી
૧-૦-૦ ,, ભદ્રસિંહ પ્રતાપસિંહ
૧-૦-૦ ,, પ્રાણજીવન પરમાણદ
૧-૦-૦ ,, રંગનાથ પુરુષોત્તમ

૦-૪-૦ શ્રી જગજીવનદાસભાઈ
૦-૪-૦ ,, રતનજી રામજી
૧-૦-૦ ,, નદલાલ શિવશંકર
૧-૦-૦ ,, ગુણવતસિંહજી
૦-૮-૦ પરચુરણ
૦-૨-૦ મણિબેન
૩-૦-૦ શ્રી ચદ્રસિંહ પ્રતાપસિંહ-સાણુમાટે
૧-૦-૦ ,, કરશનદાસ લુણાભાઈ-ગઢ
૫-૦-૦ ,, મણિભાઈ ઝવેરભાઈ-નડીયાદ

શ્રીકૃષ્ણજન્માષ્ટમી પ્રસગે પૂજનભેટ-આનદાશ્રમ –

૧-૦-૦ શ્રી અબાશંકર ભાઈશંકર ત્રિવેદી
૦-૪-૦ ,, કૃપાશંકર જયરામ ભટ્ટ
૦-૨-૦ પ રઘુનંદનઝા
૦-૪-૦ શાસ્ત્રીજી દયારામભાઈ
૦-૨-૦ શ્રી કરશનદાસ હરજી
૨-૦-૦ ,, રામજી વિશ્રામ
૦-૫-૩ ,, મણિબેન તથા સતોકબેન
૧-૪-૦ ,, હરિદાસ હીરજી
૦-૨-૦ ,, ત્રિભુવન વિઠ્ઠલજી દવે
૦-૨-૦ કસ્તુરબહેન
૦-૨-૦ ચિ લલિતરાય અબાશંકર જોશી

મુબઈ-આનંદાશ્રમ મુમુક્ષુમંડળમા જન્માષ્ટમીનુ પૂજન થતા ભેટના.–

૫-૪-૦ એકભક્તજન
૧-૦-૦ શ્રી અજિતરાય હરિદાસ પારેખ
૧-૦-૦ ,, ગુણવતસિંહ જાલમસિંહ
૦-૮-૦ ,, રંગનાથદાસ પુરુષોત્તમ
૦-૪-૦ ,, પ્રાણજીવનદાસ
૦-૪-૦ ,, અમથાલાલભાઈ
૧-૪-૦ ,, હરજીવનદાસ દીક્ષિત
૮૪-૦-૦ શેઠ રાજસી જીવરાજભાઈ સાત્વિક દાનનિમિત્તે ઓગષ્ટમા આ થા તે
૦-૮-૦ ઈશ્વરજી રામજી-કુતિયાણા પૂજાપાના
[illegible] પરચુરણ
[illegible] બાઈશ્રી સરદારકુવરબા-મહેતાલ
૧-૦-૦ શ્રી મોરારજી છગનલાલ-કરાચી
૦-૮-૦ ,, મોરારજીભાઈ તરફથી સાકર શ્રીફળના હા શ્રી રામજીભાઈ
૦-૪-૦ સુમતિબા-બીનખા

No. B. 3087.

૧૯૪૪ તા. ૨૫ સપ્ટેમ્બર



## વિજ્ઞપ્તિ

શ્રી કાંદાવાડી-માધવભુવનમાં મળેલી સમિતિઓએ સંધારે સંવત ૧૦૧૧ સુધીમાં થનારાં ઉત્સવો-ર મહાપૂજનો:-

આશ્વિન વદિ ૧૧ (સ્વરૂપોત્સવ) ગુરુવાર તા. ૧૨ ઓકટોબર.

કાર્તિક સુદિ ૧ (બેસતું વર્ષ) બુધવાર તા. ૧૮ ઓકટોબર.

કાર્તિક સુદિ ૧૫ (ગુરુપૂર્ણિમા) મંગળવાર તા. ૩૧ ઓકટોબર.

માર્ગશીર્ષ સુદિ ૧૫ દત્તજયંતી.

લિ. આનંદાશ્રમ મુમુક્ષુમંડળ-મુંબઈ

———:o:———

શ્રીઆનંદાશ્રમ, નવાગામ (પો. ભીલખા)

તરફથી

P. O. Bilkha

(Kathiawar-India)

આનંદાશ્રમ

## आनंदाश्रमनां पुस्तकोनो प्रचार

શ્રીમુંબઈ આનંદાશ્રમ-મુમુક્ષુમંડળ આનંદાશ્રમનાં સર્વ પુસ્તકો મુંબઈમાં રાખીને આનંદાશ્રમ-
ગામ પો. ભીલખામાં મળતી કિંમતેજ વેચે છે. ભીલખાથી મુંબઈ પુસ્તકો પહોંચવાને લગતો
ર ખર્ચ તથા વ્યવસ્થાખર્ચ પણ મુંબઈનું મંડળ સહન કરે છે, અર્થાત્ એ રીતે મુંબઈમાં કોઈ-
ણ જિજ્ઞાસુ ભીલખામાં મળતી કિંમતે જ કોઈપણ પુસ્તક મેળવી શકે છે. આ પ્રમાણે શ્રીમુંબઈ
નંદાશ્રમ-મુમુક્ષુમંડળ આનંદાશ્રમનાં પુસ્તકોનો પ્રચાર કરીને સનાતનધર્મની સેવા કરે છે. મુંબઈના
ડળે જ્યારથી આ પ્રવૃત્તિ હાથ ધરી છે ત્યારથી આનંદાશ્રમનાં પુસ્તકોની માગણી મુંબઈની
નતામાં ઉત્તરોત્તર વિશેષ થવા લાગી છે, અને મોટા પ્રમાણમાં પુસ્તકોનો ઉપાડ થવા લાગ્યો
. કેટલાંક પુસ્તકો તો લગભગ ખલાસ થયેલાં હોવાથી તેની પુનરાવૃત્તિઓ છપાવવાની શરૂઆત
રવામાં આવી છે. આ પ્રવૃત્તિમાટે મંડળને ધન્યવાદ ઘટે છે.

કરાંચી આનંદાશ્રમમંડળ પણ આનંદાશ્રમનાં પુસ્તકોનો પ્રચાર કરે છે. અન્ય શહેરના
વાસી ગુરુબંધુઓએ પણ આ પ્રકારે આનં[illegible]નાં પુસ્તકોનો પ્રચાર કરવાની પ્રવૃત્તિ ગ્રહણ
રી સનાતનધર્મની સેવાનો લાભ લેવો જોઈ[illegible] લાલજી ઝીણાભાઈ ઠક્કર જૂનાગઢવાળાએ
ણ આ સેવા કરવા માટે આનંદાશ્રમનાં સર્વ પુસ્તકો જૂનાગઢમાં વેચવાનું કાર્ય હાથ ધર્યું છે.

પૂજ્યપાદ મહાત્માશ્રીવિરચિત પદચ્છેદ, પદાર્થ, શબ્દાર્થ ને રહસ્યદીપિકાટીકાવાળાં શ્રીમદ્-
ભગવદ્ગીતા (મોટાં ગીતાજી) કે જે અર્ધી કિંમતે આપવામાં આવતાં હતાં તે હવેથી પોણી
કિંમતે આપવામાં આવશે, અર્થાત્ તેની મૂળ કિંમત રૂ. ૭-૮-૦ છે તેને બદલે હવેથી તે રૂ.
-૧૦-૦ થી મળશે.

# વિજ્ઞપ્તિ

હાલમાં કાગળોની અતિમોંઘવારીને લીધે " આનંદાશ્રમ " માસિક દ્વિમાસિક રૂપે બહાર પાડવાનું ગયા અંકમાં જાહેર કરવામાં આવ્યું હતું, પરંતુ ખર્ચમાં થતા વધારા પેટે રૂ. ૩૦૦) ત્રણસોની રકમ મુંબઈ આનંદાશ્રમ મુમુક્ષુમંડળે આપવાનું સ્વીકારી પુનઃ માસિકરૂપે "આનંદાશ્રમ" શરૂ કરવાની માગણી હોવાથી હવે પછી આનંદાશ્રમ માસિક માસિકરૂપે પૂર્વવત્ પ્રસિદ્ધ થશે. આ પુણ્ય પ્રવૃત્તિમાટે મંડળને ધન્યવાદ ઘટે છે.

—[ * ]—

# અનુક્રમણિકા



—:o:—

## લવાજમસંબંધી જરૂરી નોંધ

કાગળની અસહ્ય મોંઘવારીમાં ચાલુ ૧૩મા વર્ષનો આ પાંચમો અંક પ્રસિદ્ધ થાય છે, માટે જે ગ્રાહકોનું લવાજમ બાકી હોય તેઓ પોતાનું લવાજમ જેમ બને તેમ વેળાસર મોકલી આપે એમ સ્મરણ આપવામાં આવે છે. ગ્રાહક રહેવાની ઇચ્છા ન હોય તેમણે અગાઉથી ના લખવા શ્રમ લેવો, એટલે ટપાલ તથા વી. પી. કરવાના શ્રમ ને ખર્ચમાં નકામું ઉતરવું ન પડે.

વ્યવસ્થાપક, આનંદાશ્રમ, નવાગામ પોસ્ટ ભીલખા–કાઠિયાવાડ.

—[ * ]—

જરૂરી

**સૂચના:—લેખસંબંધી અને માસિકસંબંધી સર્વ પત્રવ્યવહાર શ્રી. વ્યવસ્થાપક આનંદાશ્રમ, નવાગામ-પોસ્ટ ભીલખા (કાઠિયાવાડ) એ શિરનામે કરવો.**


તંત્રી અને પ્રકાશકઃ શ્રી. મહારાણીદાસ ગોકુળદાસ દેસાઈ, વેદાંતભૂષણ–માંગરોળ–કાઠિયાવાડ.

શ્રી ભગવતસિંહજી ઇલેક્ટ્રિક લિથો એન્ડ પ્રિન્ટિંગ પ્રેસ.
માલિક, મુદ્રકઃ પારેખ દેવચંદ કાનજીભાઈ, ગોંડલ.



श्रीदक्षिणामूर्तिनाथसद्गुरवे नमः॥

॥ श्रीमन्नाथ जयन्ती अंक ॥




आनंदं ब्रह्मणो विद्वान् न बिभेति कुतश्चन ।

અર્થઃ–આનંદસ્વરૂપ બ્રહ્મને જાણનાર કોઇથી પણ ભય પામતો નથી.

તૈત્તિરીય–ઉપનિષત્

વર્ષ ૧૩ મું ] સંવત્ ૨૦૦૦–આશ્વિન [ અંક ૫

## कृतज्ञता अने कृतार्थता

### सद्गुरुमहिमा

રાગ લાવણી

મગન ભયા હૈ અબ મન મેરા, ભય ભ્રમના સબ મોર ટળી;
મોહ માયા સબ નષ્ટ ભઈ હૈ, નાથ ચરણમેં નિગા ઠરી–ટેક.

ભટકત ફીરત ભવસાગરમેં, બૂડત ચહુત બેડા મેરા;
ડૂબત દેખી બાંહી ગ્રહી હૈ, પાર કીયા પલમેં બેડા. ૧

સદ્ગુરુકાજે શિશ કટાઉં, તલભર તોય નહિ લેખો;
રૂંવે રૂંવામેં ઉન ગુણ ભરીઓ, કૌન કરે ઉન કર લેખો? ૨

નેહ નિધાકો તીર ચલાકે, સંશય બાજકું માર દીઆ;
જ્ઞાન દીપકકો ધરા હૃદયમેં, અજ્ઞાન અંધેરા દૂર કીઆ. ૩

દયા કીન ગુરુદેવ દયાળુ, આંખ ફોડ કર અંધ કીઆ;
પાંવ કાટ–કર કીઆ અપંગ, અબ નાક બિન ઉન બના દીઆ. ૪

ખડ્ગ ચલાયા વો આનંદને, ધડસેં શિશ ઉન ઊડા દીઆ,
પડા શિશ જબ જમીન ઉપર, આપમેં ઉન સમા દીઆ. ૫

બિના પાંવસેં ચઢા ગગનમેં, બિના આંખસેં સબ દેખા;
બિના નાકસેં લીન ગંધકેં, રસના બિન-સુજ્ઞ રસ ચાખા. ૬
શિશ કાટકે અમર કીન હૈ, કીન અમર કાયા મેરી;
નાથકૃપાસેં નાગ કહત હૈ, કહા કરેગા જમ વૈરી. ૭

आस्ते दैशिकचरणं निरवधिरास्ते तदीक्षणे करुणा ।
आस्ते किमपि यदुक्तं, किमतः परमस्ति जन्मसाफल्यम् ॥

જો મારા શ્રીસદ્ગુરુદેવનું ચરણકમલ મારા મસ્તક પર છે; તેઓશ્રીના અવલોકનમાં જો મારાપર અનવધિ કૃપા છે, અને જો તેઓશ્રીએ જે કાંઈ પણ મને ઉપદેશેલું છે તે મારા હૃદયમાં છે, તો આનાથી વિશેષ મારા જન્મનું સફલપણું બીજું શું છે? અર્થાત્ માનવજન્મનું એજ સફલપણું છે. ધન, ધામ, ધરા, વૈભવ કે સત્તાદિની પ્રાપ્તિ એ માનવ જન્મનું સફલપણું નથી. "अहो भाग्यमहो भाग्यम् ॥"

શ્રીનાથજયંતી સં. ૨૦૦૦<br>શ્રીનાગનાથાશ્રમ-**બખરલા** } શ્રીસદ્ગુરુચરણકમલાનુરાગી "નાગ" (આત્મપ્રકાશજી)

——[ * ]——

## શ્રીનાથવચનામૃત

**[ પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાન્ ]**

સામાન્યરીતે મનુષ્યનું આયુષ્ય શાસ્ત્રમાં ૧૦૦ વર્ષનું કહ્યું છે. શાસ્ત્રમાં કોઈ સ્થળે મનુષ્યના આયુષ્યની સીમા ૧૧૬ વા ૧૨૦ વર્ષની પણ જણાવી છે.

જીવને નવા દેહની પ્રાપ્તિ થતી વેળા તેનાં પૂર્વકર્માનુસાર તેનું અમુક સમયનું (અમુક શ્વાસોચ્છ્વાસનું) આયુષ્ય કર્મફલપ્રદાતાસત્તાના નિયમાનુસાર નિર્માણ થાય છે. એ નિશ્ચિત્ત થયેલા આયુષ્યના સમયમાં મનુષ્ય અસાધારણ શાસ્ત્રીય પુરુષાર્થરૂપ પુણ્યકર્મવડે તે પુણ્યકર્મના બલથી વૃદ્ધિ કરી શકે છે, અને ઈશનિયમનો ભંગ કરીને એટલે શરીરાદિનો ઉતાવળે ક્ષય કરનારા અનાચારનું સેવન કરવારૂપ અસાધારણ પાપકર્મવડે તે પોતાના આયુષ્યમાં ઘટાડો કરી શકે છે. અગ્નિ, જલ, સર્પદંશ ને વિદ્યુત્પાત વગેરેથી ઓચિંતું શરીર છૂટે તે અકાળમૃત્યુ કહેવાય. એ બધાંમાં જીવનાં કર્મો કારણરૂપ હોય છે.

"बुद्धिः कर्मानुसारिणी" એ નિયમાનુસાર બુદ્ધિ જીવના પ્રારબ્ધકર્માનુસાર કાર્યમાં પ્રેરાય છે, એ વાત ખરી, તોપણ તેમાં પુરુષાર્થને અવકાશ છે. જે મનુષ્ય જાગૃતિ રાખી, શ્રી અંતર્યામી પરમાત્માએ અંતઃકરણમાં આપેલા શુભ સ્ફુરણને તથા શાસ્ત્રની અને મહાપુરુષોની આજ્ઞાઓને અનુસરી શુભ પુરુષાર્થપરાયણ રહે છે તે મનુષ્ય પોતાના પુરુષાર્થના પ્રમાણમાં દુષ્ટ પ્રારબ્ધને દબાવી, વા શુભપ્રારબ્ધને બલવાન કરી, કલ્યાણના માર્ગમાં આગળ વધતો જાય છે, ને જે ગાફલ રહી ગમે તેમ વર્તે છે તે આગળ વધતો નથી, વા પાછો પડે છે.

જીવ ને આત્મા એક નથી. સત્, ચિત્ ને આનંદાદિ સ્વભાવવાળું જે અનંત

વ્યાપક ચેતન છે તેમાંથી, અંતઃકરણરૂપ ઉપાધિએ રોકેલું ચેતન, અંતઃકરણમાં પડેલું ચેતનનું પ્રતિબિંબ ને અંતઃકરણ એ ત્રણે મળીને જીવ કહેવાય છે. એ જીવનું શુદ્ધ સ્વરૂપ જે ચેતન છે તે આત્મા છે, ને તે આત્માનો વ્યાપક ચેતનરૂપ પરમાત્માની સાથે સર્વથા સર્વદા અભેદ છે.

• પુરુષ અને પ્રકૃતિ એ બેમાં પુરુષ બલવાન્ છે. પુરુષ સ્વભાવે ચેતન છે, ને પ્રકૃતિ સ્વભાવે જડ છે. પુરુષ અને પ્રકૃતિનું સ્વરૂપ શ્રીમદ્‌ભગવદ્‌ગીતાના ૧૩ મા અધ્યાયમાં વિસ્તારથી જણાવ્યું છે.

. શ્રીનૃસિંહમહેતાને સંસારસંબંધનો વિયોગ થયો એ પણ તેમના કર્મનું ફળ સમજવું. પરમાત્માના નિગ્રહમાં પણ તેમનો અનુગ્રહ હોય છે. આ વાત જે સ્પષ્ટ સમજે તે તે નિગ્રહવડે પણ શાંતિ મેળવે છે, ને જે ન સમજે તે દુઃખાનુભવ કરે છે.

[ નૂતનવર્ષોપદેશ ]

"નવા વર્ષમાં મનને વધારે શાંત કરી, તથા દૃશ્યનો મોહ નિવૃત્ત કરી આત્મચિંતન કરતા રહેશો.

બોધવિરાગ ઉપરતિતણી, વૃદ્ધિ કરો સદાય;
નિજાનંદમાં સ્થિર રહો, તેથી તાપ વિલાપ. ૧
વૃત્તિ અંતર્મુખ થતાં, જે શીતલતા થાય;
તે શીતલતા સ્થિર થયે, લેશ ન દુઃખ જણાય. ૨

ચાલુ થયેલા નવા વર્ષમાં અહંમમની કલ્પિતબાજીને પરમાનંદરૂપ પરમાત્મામાં વિલીન કરી તથા પ્રારબ્ધકર્મના ફલના દ્રષ્ટા રહી સુપ્રસન્ન રહેશો.

સર્વ ભૂતોમાં રહેલા આત્માને અને પોતાના આત્મામાં રહેલા ભૂતોને જોવાથી સ્વારાજ્યપદમાં અભિષિક્ત થવાય છે, માટે તેવો શુભ પ્રયત્ન આદરપૂર્વક સતત સેવશો.

ત્રણ પ્રકારનાં દુઃખોની ઐકાંતિક ને આત્યંતિક નિવૃત્તિ કરવામાટે તથા સ્વાભાવિક પરમાનંદની નિત્યપ્રાપ્તિ કરવામાટે બ્રહ્મસાક્ષાત્કારપર્યંતનો બ્રહ્મવિચાર પ્રસન્નમને કરતા રહેશો.

ભક્તની શુભપ્રતિજ્ઞાનો નિર્વાહ કરવા તથા તેને સર્વપ્રકારની યથાયોગ્ય સાહાય્ય આપવા પ્રભુ સમર્થ છે. (ચાલુ)

———:o:———

ॐ

## કૃપાનાથનું જીવનદર્શન

[ લેખકઃ શ્રી. કરણસિંહ લાલસિંહ ઠાકોર ]

જગતને આંગણે જ્યારે કાલભૈરવ યુદ્ધનું તાંડવ નાચી રહ્યા છે, જ્યારે જગત્ આખું દુઃખ અને દર્દને ભડકે બળી રહ્યું છે અને સાચું કહીએ તો જ્યારે સમસ્ત માનવજાત અશાંતિના ભારમાં ગુગળાઈ રહી છે ત્યારે તેમાથી મુક્તિ મેળવવા મથતા હોઇએ તેમ આપણે. આજે એક અવતારી પુરુષનો જયંતીમહોત્સવ ઊજવી રહ્યા છીએ...!

ભારત સિદ્ધોનું વિહારસ્થાન છે, તપસ્વીઓની તપોભૂમિ છે. ત્યાં યુગેયુગે અવધૂતો ને અવતારો અવતરતા રહે છે. એમને પગલે પાવન બનેલી આ ભૂમિમાંથી હજુ ધર્મભાવના પરવારી નથી, શ્રદ્ધાના પાયા હજુ હચમચ્યા નથી, તેમ આસ્તિકતા હજુ ઓસરી નથી. એટલેજ આર્યાવર્ત અત્યારલગી પોતાની પૂજ્યવિભૂતિઓના જન્મદિવસોને મહામૂલા મહોત્સવો માને છે; એટલેજ અત્યારલગી ભાવિક આર્ય સંતાનોની રગેરગમાં પૂજનની ભાવના ગુંજન કરી રહી છે; અને એટલેજ આપણે પણ આજે એવા એક પૂજ્યપુરુષની ચરણધૂલીને વંદના કરવા એકઠા મળ્યા છીએ.

આજે વિક્રમ સંવત્‌નું ૨૦૦૦મું વર્ષ છે, આસો માસ ને શુક્લપક્ષ છે, ચોથ ને ગુરુવાર છે, ગુરુવાર એટલે ગુરુનો વાર. સુભાગ્યે ગુરુને વારેજ એક સમર્થ મહાગુરુનો જન્મદિન ઊજવવાની આપણને તક સાંપડી છે.

શિષ્યસમૂહ જેઓશ્રીને અનેક નામોથી સંબોધતો તેમાંનું એક સંબોધન "કૃપાનાથ" છે, અને તેઓશ્રીનું જીવન જગતને શું દર્શન કરાવે છે એ આ લેખનો વિષય છે.

વિક્રમ સંવત્ ૧૯૧૪ના વર્ષના આસોમાસની અજવાળી ચોથ ને રવિવારની રાત્રિના આઠને સુમારે કાઠિયાવાડમાં આવેલ લીંબડી સંસ્થાનના મોજીદડ નામના નાના ગામડામાં એક બ્રાહ્મણ દંપતીને ત્યાં પ્રકટેલા મહાપુરુષનો આ જયંતીમહોત્સવ છે. તેઓશ્રીના પિતાનું નામ પીતાંબરજી હતું અને માતાનું નામ નંદુબા હતું. પોતાશ્રીનું નામ નથુરામજી હતું.

તેઓશ્રીનું બાલજીવન અવલોકવું હશે તો મોજીદડની શેરીઓમાં ફરવું પડશે—ત્યાં તેઓશ્રીનું નિર્દોષ બાલખેલન થતું. તેઓશ્રીનું બાલજીવન જાણવું હશે તો ત્યાં કુદરતને ખોળે ઝુલતાં લીલાંછમ ખેતરોમાં ફરતા અને જાણે પ્રભુને પેખવા મથતા હોય એવા મસ્તબાળકની માનસઝાંખી કરવી પડશે.

લગભગ ૧૦ વર્ષની વયથી તેઓશ્રીનો વિદ્યાભ્યાસ શરુ થાય છે અને તે મોજીદડ, ચૂડા ને રાજકોટમાં પૂરો થાય છે. મોજીદડમાં ગુજરાતી પાંચ ધોરણનો અભ્યાસ થયો. ચૂડામાં ગુજરાતી છઠ્ઠું ધોરણ પૂરું થયું અને પ્રાવેશિક પરીક્ષાની તૈયારી થઈ. રાજકોટ ટ્રેનિંગ કોલેજમાં અધ્યાપનકલાશિક્ષણમાં બે વર્ષ પસાર થયાં. આટલો તેઓશ્રીનો વિદ્યાભ્યાસ હતો. તે પછી તેઓશ્રીનું શિક્ષકજીવન શરુ થયું અને તે પોરબંદર તાબે અડવાણામાં, બાંટવા તાબે લીંબુડામાં અને જાફરાબાદમાં પૂરું થાય છે. તે પછી તેઓશ્રીએ માંગરોળમાં તથા વરલમાં રાજ્યની નોકરી કરેલી. આ બધાં સ્થાનો કાઠિયાવાડમાં જ આવેલાં છે.

સંવત્ ૧૯૪૩ના વર્ષમાં તેઓશ્રીએ વરલ છોડ્યું અને સાથે સંસારનો વ્યવહાર પણ છોડ્યો.

મોજીદડ, ચૂડા, રાજકોટ, અડવાણા, લીંબુડા, માંગરોળ ને વરલ—આ પ્રત્યેક સ્થલ તેઓશ્રીના જીવનનું એક એક અમૂલ્ય પ્રકરણ છે, મોજીદડના સામાન્ય બ્રાહ્મણ બટુક આદર્શ વિદ્યાર્થી, આદર્શ શિક્ષક અને આદર્શ રાજ્યસેવક હતા, એટલું જ નહિ પરંતુ તેઓશ્રીના એ સમયના જીવનમાંથી આપણને સંતજીવનની સુવાસ તથા સાધુજીવનની મીઠાશ સાંપડે છે.

જાફરાબાદમાં શિક્ષક હતા ત્યારે જ તેઓશ્રીએ માયાસામે ઝુંબેશ ઉઠાવી, માતાએ નક્કી કરેલો વિવાહસંબંધ સ્વીકારવા તેઓશ્રીએ સ્પષ્ટ ના પાડી અને લગ્નબંધનમાં નહિ પડવાનો દૃઢ નિશ્ચય જગતને જણાવ્યો. જીવનની પચ્ચીશીમાં યૌવન મહાલતું હોય ત્યારે લગ્નજીવનને ઠોકરે મારવું એ બાળકનો ખેલ નથી. તેઓશ્રી જાફરાબાદથી હિમાલયમાં પધારે છે અને પ્રભુસાથે પ્રીતગાંઠ પાકી કરે છે.

હિમાલયથી જાફરાબાદ પાછા ફરેલા શિક્ષકમાં હવે પ્રભુનો પ્રકાશ દેખાય છે અને જીવનના અંગ પ્રત્યંગમાં દૈવીજીવન પ્રકટે છે. નેણ પલટાય છે, વેણ પલટાય છે. માંગરોળમાં અષ્ટાંગયોગની સાધના પૂરી કરી તેઓશ્રી સિદ્ધયોગી બને છે અને ઘણાને યોગશક્તિનો પરિચય કરાવે છે. વરલમાં આવ્યા પછી ધીમે ધીમે વ્યવહાર અરુચિકર થાય છે. રાજ્યના સેવક મટી પ્રભુના પયગંબર સંદેશવાહક–બનવા દૃઢ નિશ્ચય થવાથી નોકરી છોડી તેઓશ્રી હિમાલયનો દ્વિતીય પ્રવાસ કરે છે તે પછી કાશી ભણી પ્રયાણ આદરે છે. કાશી જવું થાય તો કાશીથી પૂર્વભણી વરણા નદી ગંગાજીને મળે છે ત્યાં આવેલી આનંદગુફાનાં અવશ્ય દર્શન કરવાં. આ સ્થાનમાં તેઓશ્રીએ નિવાસ કરેલો. અહીં તેઓશ્રી સંસ્કૃતનાં ગહન શાસ્ત્રગ્રંથોનો અભ્યાસ આદરે છે અને બ્રહ્મવિદ્યાના ઉપાસન તથા અધ્યાત્મવિદ્યાના પ્રચારની પૂર્વ તૈયારી કરતા જણાય છે. છેવટે ત્યાંથી તેઓશ્રીનું જૂનાગઢ (કાઠિયાવાડ) પધારવું થાય છે. ત્યાં ગિરનાર ભણી જતાં દામોદરજીની સમીપની બાજુએ આવેલ મુચકુંદગુફામાં તેઓશ્રી નિવાસ કરે છે. આનંદગુફા અને મુચકુંદગુફા તેઓશ્રીની તપશ્ચર્યાનાં મુખ્ય સ્થાનો છે. મુચકુંદગુફામાં એ તપશ્ચર્યા પરાકાષ્ઠાએ પહોંચે છે. સ્થૂલશરીરની પરવા કર્યાવગર અહીં તેઓશ્રી ત્રણમાસનું મૌનવ્રત ધારણ કરે છે, તદ્દન એકાંતવાસનું સેવન કરે છે અને નિર્વિકલ્પ સમાધિના નિજાનંદમાં નિમગ્ન બને છે. અહીં સ્થૂલ શરીર અત્યંત નબળું પડે છે પણ એ નબળા શરીરમાં વાલ્મીક જેવા તપસ્વીનાં દર્શન થાય છે. મૌનવ્રત ધારણ કરેલું છે છતાં રોમેરોમમાંથી પરાવાણીનું ગુંજન સભળાય છે. અને એકાંતવાસમાં વસતા છતાં બ્રહ્મરૂપે સર્વત્ર વસેલા ઋષિવરનાં દર્શન થાય છે. તે સમયે તેઓશ્રીનાં દર્શન કરવાં એટલે ભારતના જુગજૂનાં ઋષિજીવનને તાદૃશ્ય જોવું: તે સમયે તેઓશ્રીનાં દર્શન કરવાં એટલે સાક્ષાત્ તપોમૂર્તિને નિહાળવી આવું દર્શન કરનાર શિષ્યોમાંથી હજુ બે વિદ્યમાન છે. શ્રી. માણેકલાલ નાનજી ચંદારાણા અને બીજા શ્રી. ભાઈશંકર ધનજી દવે બન્ને વયોવૃદ્ધ પુરુષો છે. મુચકુંદગુફાનાં સંસ્મરણો આપતાં તેઓ તન્મય બને છે, તેઓની વાણી ગદ્‌ગદ બને છે, આંખો ભીની થાય છે.

આવા તપોમૂર્તિ, સિદ્ધયોગી અને બ્રહ્મદર્શી સંતને પૂજવા કોણ ન ઇચ્છે? મુચકુંદ-ગુફાનું ચાતુર્માસ પૂરું થયા પછી સંવત્ ૧૯૪૭ના વર્ષની કાર્તિકી પૂનમને દહાડે બહારના ઘણા શિષ્યો એકઠા થયા હતા. તે દહાડે સૌએ તેઓશ્રીનું પ્રકટ આચાર્યરૂપે પૂજન કરેલું

વિક્રમ સંવત્ ૧૯૪૭ના વર્ષની ત્રિપુરી પૂર્ણિમા–કાર્તિકી પૂર્ણિમાનો દિવસ યાદગાર દિવસ હતો, છે ને રહેશે. તે દહાડે મોજીદડના એક સામાન્ય બ્રાહ્મણબટુકનું મહાબ્રાહ્મણ તરીકે પૂજન થયેલું–અડવાણા, લીંબુડા ને જાફરાબાદના સામાન્યશિક્ષકનું મહાગુરુરૂપે પૂજન થયેલું–માંગરોળ તથા વરલના સામાન્ય રાજ્યકર્મચારીનો શિષ્યસમૂહે પરમપુરુષ તરીકે સ્વીકાર કરેલો. સાચુ કહીએ તો તેઓશ્રી આચાર્ય બન્યા ન હતા, પણ જિજ્ઞાસુવર્ગે તેઓશ્રીને આચાર્યપદે સ્થાપ્યા હતા–પોતાનો મોક્ષમાર્ગ સરલ કરવા એવા સમર્થ સદ્‌ગુરુનું શરણ સાધકોએ સ્વેચ્છાથી સ્વીકારેલું હતું.

સંવત્ ૧૯૪૭ના વર્ષની કાર્તિકી પૂનમનો દિવસ ફક્ત શિષ્યો માટે, સાધકજનોમાટે, કે જિજ્ઞાસુ વર્ગમાટેજ યાદગાર દિવસ નથી–સમસ્ત માનવજાતમાટે એ યાદગાર દિવસ છે. તે દહાડે જગત્કલ્યાણ માટે એક સંત બહાર પડે છે. આધિ, વ્યાધિ ને ઉપાધિથી પીડાતા માનવોને સાચો રાહ દેખાડવા એક સાધુપુરુષ તે દહાડે કટિબદ્ધ થાય છે.

જગતને સત્ય-સુખની ઝાંખી કરાવવા તે દહાડાથી એક સદ્‌ગુરુ વેદાંતનું સિંહ-ગર્જન આરંભે છે.

સાચા સંત જગત્ આખાનો વારસો છે. તેમને કોઈ ગામ, દેશ કે રાષ્ટ્ર માટે પક્ષપાત હોતો નથી. તેમને કોઈ વર્ગ કે વર્ણ માટે પક્ષપાત હોતો નથી. તેમને રાય કે રંક, સમજુ ને અણસમજુ, યુવાન્ ને વૃદ્ધ સૌ સરખા છે. તેઓશ્રી આવા સંત હતા અને માનવકલ્યાણ તેઓશ્રીનો જીવનમંત્ર હતો. આવા સંતમાટે જગતના કયા માનવીને માન ન હોય? વિક્રમ સંવત્ ૧૯૪૭ના વર્ષની કાર્તિકી પૂનમથી વિક્રમ સંવત્ ૧૯૮૭ આશ્વિન વદિ અગીઆરશ ને શુક્રવારના સુપ્રભાત સુધી—એટલે લગભગ ચાળીશ વર્ષપર્યંત તેઓએ આચાર્યસ્થાન શોભાવ્યું હતું. (ચાલુ)

——[ * ]——

## માનપત્ર

**[ મુંબઈ આનંદાશ્રમ મુમુક્ષુમંડળતરફથી શ્રી. માણેકલાલ નાનજી ચંદારાણાને જયંતીમહોત્સવપર અર્પાયેલું માનપત્ર ]**

**ૐ શ્રીમન્નાથપરમાત્મને નમઃ**

**वंदे श्रीदक्षिणामूर्तिं प्रसन्नवदनं प्रभुम्। नाथसंज्ञं महेशानं ह्यनंतानंतरूपिणम्॥**
**जनानामानन्दं कमपि कमनीयं विरचयन्। भवांभोधेः पारं निखिलजनगम्यं च विदधौ॥**
**श्रुतेरर्थं हस्तामलकमिव चक्रेऽतिगहनम्, अनाथानां नाथः सगुरुवरनाथः सुजयतु॥**

પૂજ્યપાદ શ્રીમન્નાથચરણકમલરત, દૈવીસદ્‌ગુણાલંકૃત, સૌજન્યસુધાનિધિ,

**શ્રીમાન્ માણેકલાલ નાનજી ચંદારાણા**
( માણિક્યવર્મા )

વાનપ્રસ્થ આસિ. ડેપ્યુ. એજ્યુ. ઇન્સ્પેક્ટર-**જુનાગઢ સ્ટેટ.**
નિવૃત્તિનિવાસ **શ્રી આનંદાશ્રમ નવાગામ, બીલખા**-કાઠિયાવાડ.

**સુજ્ઞ મહાશય!**

આપે પરમ કૃપાળુ યોગમાર્તંડ શ્રીમન્નાથભગવાનના ભવનિધિતારક ચરણકમલનું શરણ લઈ અનન્ય ભક્તિદ્વારા તેઓશ્રીના ચરણારવિંદની કૃપા પ્રાપ્ત કરી દ્વિજત્વને યથાર્થપણે દીપાવી શ્રીગુરુભક્તિનો આદર્શ જનતાસમક્ષ મૂક્યો છે, એટલુંજ નહિ પણ વ્યવહાર અને પરમાર્થ ઉભયમાં એક સરખી ઉજ્વલતા દાખવી સાચા ગુરુભક્ત તરીકે અમારા હૃદય ઉપર આપે આપના આચારવિચાર અને ધર્મપરાયણતા તેમજ કર્તવ્યનિષ્ઠાની જે ઉત્તમ છાપ પાડી છે, તે માટે આજે આપનો સત્કાર કરતાં તેમજ અમારા આમંત્રણને માન આપી લાંબા પ્રવાસનું કષ્ટ વેઠી અસ્વસ્થ પ્રકૃતિ હોવા છતાં પધારીને અમને જે સંતોષાનંદ આપ્યો છે, તે ઉત્સાહમાં આજે આપનો સત્કાર કરતાં અમારાં હૈયાં હરખાય છે.

**બંધુવર્ય!**

આપશ્રીએ પૂજ્યપાદ બ્રહ્મવિદ્‌વરિષ્ઠ સદ્‌ગુરુ પરમાત્મા શ્રી ૧૦૮ શ્રીમન્નાથભગવાનનાં ગૂઢ તત્ત્વજ્ઞાનયુક્ત અનુપમ વ્યાખ્યાનની કલ્યાણકારી વાણીધારારૂપી જ્ઞાનગંગા ઝીલીને "પરમ સુખી થવાના ઉપાય" રૂપે જિજ્ઞાસુઓના કલ્યાણ માટે તે વહાવી છે, તે માટે અમો આભારની લાગણી પ્રદર્શિત કરીએ છીએ.

હે સદ્ગુરુપાદપદ્મરત ભ્રમર!

પૂજ્યપાદશ્રીના ચરણકમલની મોક્ષપ્રદ રજનો પ્રસાદ પ્રાપ્ત કરી આપે ભગવાન્ શ્રીનાથ-મહેશ્વરને દિવ્ય હૃદય મંદિરમાં પધરાવી તેઓશ્રીના અલૌકિક ગુણોનો પરિચય કરી જનતા-સમક્ષ એ "ગુણાવલોકન" નિવેદન કરવાનું જે સૌજન્ય દાખવ્યું છે તે બદલ અમો આપનાપ્રતિ ગુણજ્ઞતાની લાગણી પ્રકટ કરીએ છીએ

હે વિવેકિન્!

રાત દહાડાના સરવાળા કરીને, તનમન નીચોવીને, મન અંતઃકરણ અને ઇંદ્રિયોને એકજ ધ્યેયમાં એકાગ્ર કરીને, કૃપાનાથના ચરણકમલમાં જિંદગીનાં ઘણા વર્ષો, પ્રભુશ્રીના પડછાયારૂપે ગાળીને તેના નિચોડરૂપે જનતાસમક્ષ ચરિતામૃતરૂપી સુંદર થાળ ધર્યો છે એટલુંજ નહિ પણ પ્રભુના જીવનનિધિમાં ડુબકી મારી તેમાંનો કિમતી રત્નભંડાર જન-સમાજ સમક્ષ રજુ કરી શ્રીનાથભગવાનની પ્રભુતાનુ સ્પષ્ટ ભાન સૌને કરાવી **परोपकारार्थमिदं शरीरम्** એ સૂત્રને ચરિતાર્થ કરી બતાવ્યુ છે એટલુંજ નહિ પણ ભવસાગરનો પાર પામવા માટે સૌને અંગુલિ નિર્દેશ કરીને આપે શ્રીનાથપાદામ્બુજરૂપી દીર્ઘનૌકા દર્શાવી છે, એટલુંજ નહિ પણ ભગવાન્ શ્રીદક્ષિણામૂર્તિ શ્રીનાથમહેશ્વરનું મંદિર અને તેમાં વિરાજતાં પ્રતિમાજી જે આજે પ્રભુશ્રીના સાક્ષાત્ દર્શનની ખોટ પૂરી પાડે છે તે પણ આપના પ્રયત્નને આભારી છે. આ બધા ઉપકારો જોતા અમારા હૃદય આપના ચરણમા સહસા નમી પડે છે આપના આ ભગીરથ પ્રયત્ન માટે અમો સૌ આપના ઋણી હોઈ કૃતજ્ઞતાની લાગણી દર્શાવીએ છીએ.

હે પ્રિય સુહૃદ્!

આપે શ્રીનાથચરિતામૃતના બે દળદાર વિભાગ બહાર પાડી ત્રીજા વિભાગ માટે પ્રવૃત્તિ આદરી છે તે માટે અમો સૌની તે કૃપાર્ણવ આશુતોષ મહેશ્વરના પુનીત પાદારવિંદ-યુગલ પ્રત્યે બદ્ધાંજલિપૂર્વક પ્રાર્થના છે કે તેઓશ્રી આપને આપના કાર્યની સિદ્ધિ અર્થે આરોગ્યપૂર્ણ શતાયુ બક્ષે અને આપના સુમંગલ હસ્તે જનકલ્યાણનાં અનેક કાર્યો કરાવી આપના કીર્તિમંદિરનો કળશ અધિકાધિક પ્રકાશિત રાખી આપના નિર્ધારિત મંગલકાર્યની સફલતા માટે ઉત્તમ શક્તિપ્રદાન કરવા સાથે પોતાના વરદ કરકમલનુ છત્ર આપના મસ્તકે રાખી આપને સર્વ પ્રકારે અભય આપી આપની સુમંગલ મનકામના પરિપૂર્ણ કરે!!!

હરિ ૐ તત્ સત્.

| | |
|---|---|
| શ્રીનાથજયંતી<br>સંવત ૨૦૦૦, ગુરુવાર<br>માધવબાગ, મુંબઈ | અમો છીએ આપના ગુણપૂજકો<br>"શ્રીઆનંદાશ્રમ મુમુક્ષુમંડળ મુંબઈ"ના સભ્યો |

——— 0 ———

## श्रीनाथजयंतिमहोत्सव

[ નવાગામ-પોસ્ટ બીલખા-આનંદાશ્રમ ]

આ જયંતીમહોત્સવમાં નીચે જણાવેલા ભક્તજનોએ લાભ લીધો હતોઃ

ભાવનગરથી પૂજ્ય પ. શ્રી ગહનસ્વરૂપજી (શ્રી ગંભીરશર્મા) તથા તેમની સાથે બે સાધકો, જૂનાગઢથી શ્રી પોપટલાલ તારાચંદ વકીલ, શ્રી. કરણસિંહજી, શ્રી દયાળસિંહજી, શ્રી. લાલજીભાઈ, શ્રી. કલ્યાણસિંહજી, શ્રી. વિઠ્ઠલજીભાઈ, શ્રી. મોતીલાલભાઈ વગેરે. તુતિયાણાથી

શ્રી. શ્યામજી જાની, દેવરાણાથી શ્રી. દેવશંકરભાઈ, વંથલીથી શ્રી. કાનજીભાઈ સહકુટુંબ, પોરબંદરથી શ્રી. કાંતિલાલ ઠાકોર.

જયંતીના દિવસે પ્રતિમામંદિર અને સમાધિમંદિર ઉપર નૂતન ધ્વજ ચઢાવવાની મંગલક્રિયા કરવામાં આવી હતી. શ્રવણમંદિરમાં પ્રણાલિકાનુસાર હિંડોળા ઉપર કૃપાનાથનાં છબિજીને પધરાવવામાં આવ્યાં હતાં, અને બહારગામથી આવેલા ભક્તજનોએ તથા ખીજખાના, સ્થાનિક ભક્તજનોએ એકત્ર મળીને ભક્તિભાવપૂર્વક અને શાંતિથી, કૃપાનાથનું ષોડશોપચાર પૂજન વિધિવત્ કર્યું હતું. એ પૂજનમાં સર્વેના પ્રતિનિધિ તરીકે પૂ. બ્ર. ગહનસ્વરૂપજીએ મુખ્ય પૂજન કર્યું હતું.

પૂજન થઈ રહ્યા બાદ શ્રી. દયાળસિંહજીભાઈ જયંતીમહોત્સવપ્રસંગને અનુસરતું પ્રારંભમાં પ્રાસ્તાવિકરૂપે થોડું બોલ્યા હતા, અને નવા આગંતુક ગુરુબંધુઓની ઓળખાણ કરાવવાની જે પ્રણાલિકા છે તેને અનુસરીને પૂ. બ્ર. ગહનસ્વરૂપજીની ઓળખાણ કરાવી હતી. તેઓ ભાવનગરની સનાતનધર્મપ્રવર્તક સભાના પ્રમુખ છે, અને પૂજ્ય શંકરાચાર્ય શ્રીરાજરાજેશ્વરાશ્રમ સ્વામી મહારાજે તેમને **"સદ્ધર્મભૂષણ"**ની પદવી અર્પણ કરી છે.

ગુરુબંધુઓએ એકબીજાના સંપર્કમાં આવી એકબીજાને ઓળખવા પ્રયત્ન કરવો જોઈએ, એવી કૃપાનાથની આજ્ઞાનું સ્મરણ કરાવ્યું હતું; કારણકે કૃપાનાથે ખાસ જણાવેલું છે કેઃ—

"પોતાના સગાભાઈ કરતાં પણ ગુરુબંધુઓએ પરસ્પર વિશેષ પ્રેમ રાખવો જોઈએ."

આ પ્રસ્તાવિક ઉલ્લેખ પછી તેમના મોટાભાઈ શ્રી. કરણસિંહજીએ **"કૃપાનાથનું જીવનદર્શન"** એ નામની આ જયંતીમહોત્સવમાટે ખાસ તૈયાર કરેલી પુસ્તિકા પોતાની લાક્ષણિક શૈલીવડે વાંચી સંભળાવી હતી, જેની અસર ભક્તજનોના અંતઃકરણઉપર સારી થઈ હતી; તે પછી પૂ. બ્ર. ગહનસ્વરૂપજીએ પણ જયંતી પ્રસંગને ઉચિત અને કૃપાનાથ સંબંધી સુંદર વિદ્વત્તાપૂર્ણ વ્યાખ્યાન; પોતાની શિષ્ટવાણીમાં ને શિષ્ટ શૈલીવડે કર્યું હતું. તેમજ,

> તન મળે ઇંદ્રિય મળે, મન બુદ્ધિ મળી જાય;
> મળે વિચાર આચાર જો, તો શિષ્ય સદ્‌ગુરુ થાય.

એ નાથપ્રભુના દોહરાનું સ્મરણ કરાવ્યું હતું. અને તેથી તેની અસર શ્રોતાજનોપર અદ્‌ભુત જણાઈ હતી, અને સૌ ભક્તજનો કૃપાનાથના સ્મરણધ્યાનમાં લીન થઈ ગયેલા ને ભક્તિરસમાં તરબોળ થઈ ગયેલા હોય એવું તટસ્થ જોનારને પણ જરૂર લાગી આવે એવું થયું હતું. આ રીતે અહીં આનંદાશ્રમમાં શ્રીનાથપ્રભુનો જયંતીમહોત્સવ શાંતિપૂર્વક ને સંયમપૂર્વક ઊજવવામાં આવ્યો હતો.

પોતાના સદ્‌ગુરુશ્રીનો જયંતીમહોત્સવ કેવી રીતે ઊજવવો જોઈએ તે સંબંધમાં કૃપાનાથે પોતાશ્રીએ જણાવેલું છે કેઃ—

પોતાના સદ્‌ગુરુશ્રીની આજ્ઞાઓનું ભક્તિભાવપૂર્વક શિષ્યોએ પરિપાલન કરવું એજ પોતાના સદ્‌ગુરુશ્રીનો જયંતીમહોત્સવ સારી રીતે ઊજવ્યો ગણાય.

આશ્વિન સુદિ ૩ બુધવારે ભાવનગરથી પૂ. બ્ર. ગહનસ્વરૂપજી અહીં પધાર્યા હતા, અને આશ્વિન સુદિ ૯ મંગળવારે અહીંથી જૂનાગઢ જઈ ત્યાં બે દિવસ રોકાઈને ભાવનગર તરફ વિદાય થયા હતા. તેમની આશ્રમમાં સ્થિતિ હતી તે દરમ્યાન પ્રવચનવડે તથા વાર્તાવડે કૃપાનાથના જીવનસંબંધી પોતાના સુંદર સંસ્મરણો આપ્યાં હતાં કે, જે જાણીને સહૃદય બંધુઓને નિર્મળ આનંદ ને રોમાંચ થયાં હતાં. આ સંસ્મરણો પ્રત્યેક બંધુબહેનો

પણ સાંભળે એમ પણ સૌને થયું હતું, કારણકે અત્યારે સર્વે બંધુબહેનોએ પોતપોતાના કૃપાનાથસંબંધીનાં સંસ્મરણો એકબીજાને કહેવામાટે અને એ રીતે કૃપાનાથનું સ્મરણધ્યાનપૂર્વક અનુસંધાન દૃઢ કરવામાટે જયંતીમહોત્સવના અનુસંધાનમાં પ્રત્યેક સ્થળે **"સંસ્મરણસત્ર"** યોજવું એ બહુ જરૂરનું છે.

જામજોધપુરના રહીશ શ્રી. મૂળશંકર મોહનલાલ પાઠક સંકીર્તનકારે જયંતીમહોત્સવની રાત્રિએ હરિકીર્તનના રૂપમાં **"માર્કંડેય આખ્યાન"** ગાઈ સંભળાવ્યું હતું.

જયંતીમહોત્સવના દિવસે પાટણનિવાસી શ્રીમાન્ ડૉક્ટર વામનરાય જટાશંકર વસાવડા તરફથી ફલાહાર તથા બીજે દિવસે મિષ્ટાન્ન ભોજન આપવામાં આવ્યું હતું.

શ્રીઆનંદાશ્રમ મુમુક્ષુમંડળ–મુંબઈ તરફથી શ્રી. માણેકલાલ નાનજી ચંદારાણાને જયંતીમહોત્સવપ્રસંગે ચાંદીના કાસ્કેટસાથે માનપત્ર અર્પણ થયું છે. આ સમાચારથી સૌ ગુરુબંધુઓને આનંદ થશે.

**શ્રીઆનંદાશ્રમ મુમુક્ષુમંડળ–કરાંચીમાં** પૂજ્યપાદ કૃપાનાથનો ૮૭મો જયંતીમહોત્સવ સુંદરરીતે ઊજવાયો હતો, જેનો કાર્યક્રમ નીચે પ્રમાણે છેઃ

કાર્યક્રમ

પ્રાતઃકાળ ૯થી ૧૦ શ્રીસદ્ગુરુમહાપૂજન વગેરે.
૧૦થી ૧૧ પૂજ્ય મંડલેશ્વર સ્વામી શ્રી કૃષ્ણાનંદજી મહારાજનું પ્રવચન.
૧૧થી ૧૧॥ ભજનધૂન.
સાયંકાળ ૭થી ૯ વરણાગી.
૯થી ૯॥ કીર્તનો.
૯॥થી ૧૦ આરતી–પ્રસાદ.

આ મંડળ દર રવિવારે સવારના ૧૦થી ૧૧॥ પર્યંત પૂજ્યપાદ મહાત્માશ્રીના ઉપદેશામૃતનું શ્રવણ–કીર્તન વગેરે સત્કાર્ય સેવે છે તેમાં ભાગ લેવા આપને સપ્રેમ નિમંત્રણ કરીએ છીએ. લિ. વ્યવસ્થાપકો, **આનંદાશ્રમ મુમુક્ષુમંડળ–કરાંચી.**

**જૂનાગઢમાં** શ્રી. વકીલ પોપટલાલ તારાચંદ ગોમળીયાને ઘેર પૂજ્યપાદ કૃપાનાથની આજ્ઞાનુસાર વર્ષો થયાં નિત્ય સત્સંગકથાશ્રવણ ચાલુ છે, જેનો લાભ જિજ્ઞાસુઓ લે છે. ઉપરાંત તેમને ત્યાં પૂજ્યપાદ કૃપાનાથપ્રણીત તથા કૃપાનાથસંબંધી પુસ્તકોનું પુસ્તકાલય રાખવામાં આવ્યું છે. જેનો લાભ જિજ્ઞાસુઓ લે છે.

શ્રી. દયાળસિંહજી લાલસિંહજી ઠાકોર જૂનાગઢવાળાતરફથી પૂજ્યપાદ કૃપાનાથની સેવામાં ધરવામાટે જર્મનસીલ્વરના હાથાવાળું ચમર એક ભેટ આવેલું છે; તેમજ **"કૃપાનાથનું જીવનદર્શન"** કે જે પુસ્તિકા આ જયંતીમહોત્સવવેળા શ્રી. કરણસિંહજી લાલસિંહજી ઠાકોરે લખી તૈયાર કરી છે તે ૪૦૦ પ્રતિ આનંદાશ્રમને અર્પણ કરેલ છે. મૂલ્ય રૂ. ૦–૧–૦ રાખવામાં આવ્યું છે. આ લેખ આ અંકમાં મૂકવામાં આવેલ છે.

અમદાવાદ–આનંદાશ્રમ, કુતિયાણા–આનંદાશ્રમ, લીંબુડા–આનંદાશ્રમ, મોજીદડ–આનંદાશ્રમ, પ્રાગ–આનંદાશ્રમ, કુકસ્વા–આનંદાશ્રમમાં તથા માંડલ, જંબુસર, જામજોધપુર, ગોધરા, દીવા વગેરે સ્થળોએ ત્યાંના ગુરુબંધુઓએ ઉત્સાહપૂર્વક શ્રીનાથજયંતીમહોત્સવ ઊજવ્યો છે.

પોરબંદર–આનંદાશ્રમમાં પૂજ્યપાદ કૃપાનાથનો ૮૭મો જયંતીમહોત્સવ સુંદર રીતે ઊજવાયો છે, જેનો કાર્યક્રમ નીચે પ્રમાણે અગાઉથી પત્રિકાદ્વારા પ્રકટ કરવામાં આવ્યો હતોઃ—

**કાર્યક્રમ:**

સવારના ૭ાા થી ૮ વેદઘોષ.
,, ૮ થી ૧૦ાા સદ્દગુરુપૂજન.
દિવસે ૭ થી રાત્રિના ૯ સુધી અખંડદીપ તથા જપ.

સ્થળ: સન્યાસી આશ્રમ
સમય સાંજના જુના ૫ થી ૭
વેદઘોષ: શાસ્ત્રીઓ તથા વિદ્યાર્થીઓ.

વક્તાઓ

શાસ્ત્રી ભાઈશંકર કામેશ્વર વેદાંતકેશરી.
જેઠાલાલ કહાનજી જોશી.
શાસ્ત્રી વિશ્વનાથ માધવજી વેદાંતરત્ન.
વાનપ્રસ્થ માલદેવભાઈ.
ભગવાનજીભાઈ ભજન તથા ધૂન.
પૂ. પરમહંસ પરિવ્રાજકાચાર્ય હૃષિકેષ–કાશીનિવાસી સ્વામીજી ૧૦૮ **શ્રી સંતોષાનંદજી મહારાજ** વેદાન્તાચાર્યે "પૂ. મહાત્મા **શ્રીમન્નાથ** પ્રભુશ્રીનો જયંતીમહોત્સવ અને સનાતન વૈદિક ધર્મપ્રચારક કર્તવ્ય" એ વિષય ઉપર પ્રવચન કર્યું હતું.

**શ્રીસદ્દગુરુમહાપૂજન:**—ગતશરદ્દપૂર્ણિમાના દિવસે રાત્રિએ આનંદાશ્રમની વિશાળ ફરસ ઉપર ચાંદનીમાં સિંહાસન ગોઠવી પૂજ્યપાદ કૃપાનાથનાં છબિજી તથા પાદુકાજી પધરાવી સૌ આનંદાશ્રમવાસીએ પૂજ્યપાદ કૃપાનાથનું વિધિપૂર્વક પૂજન કર્યું હતું. પૂજન બાદ શ્રી. અંબાશંકર ભાઈશંકર ત્રિવેદીએ "પૂજ્યપાદશ્રીનાં સંસ્મરણો"પર સુંદર વિવેચન કર્યું હતું. પછી સૌને પહુવાનો પ્રસાદ આપવામાં આવ્યો હતો.

આશ્વિન વદિ ૧૧ સ્વરૂપાવસ્થાનતિથિ હોવાથી પૂજ્યપાદશ્રીનું મહાપૂજન કરવામાં આવ્યું હતું તેમજ સમાધિમંદિરે પણ શ્રીપાદુકાજીનું વિધિપૂર્વક પૂજન કર્યું હતું. ત્યારબાદ શ્રીગીતાજીના ૫, ૧૨, ૧૫માં અધ્યાયના પાઠ તથા શ્રીદક્ષિણામૂર્તિસ્તોત્રના પાઠ સૌએ કર્યા હતા. ને ઉપવાસપૂર્વક વ્રત કર્યું હતું.

આશ્વિન વદિ ૧૧ના દિવસે અર્પણ થયેલી રકમના વ્યાજમાંથી શ્રી. મહાશંકર છગનલાલ રાવળ–ભાવનગરતરફથી વિદ્યાર્થીઓને ભોજન તથા શ્રી. ભાઈશંકર ધનજી દવે તેમ જ શાસ્ત્રી વિશ્વનાથભાઈ–કુંડલાવાળાતરફથી પૂજ્યપાદશ્રીને થાળ ધરાવવામાં આવ્યા હતા.

———:0:———

॥ ॐ ॥

## શ્રીનાથજયંતીમહોત્સવ

[ સં. ૧૯૭૨ના આશ્વિન સુદિ ૪, સ્થળ:–શ્રીઆનંદાશ્રમ-બીલખા મહાપૂજનપછી પૂ. કૃપાનાથે આપેલું વ્યાખ્યાન ].

" यावद्यावदहंकारो विस्मृतोऽभ्यासयोगतः ।
तावत्तावत्सूक्ष्मदृष्टेर्निजानंदोऽनुभूयते ॥ "

**જેટલી જેટલી અહંકારની અભ્યાસયોગવડે વિસ્મૃતિ, તેટલો તેટલો નિજાનંદ**

સૂક્ષ્મદષ્ટિવાળાને અનુભવાય છે.

એટલે,–

સાધકે પોતાના અંતઃકરણની વૃત્તિઓને વિષયોમાંથી ખેંચીને ઇંદ્રિયોમાં લાવવી. મતલબકે વિષયોનું સ્મરણ બંધ કરવું, ને વૃત્તિને ઇંદ્રિયોમાં જ રાખવી.

પછી ઇંદ્રિયોમાંથી વૃત્તિને આકર્ષીને અંતઃકરણમાં અહંકારમાં લાવવી-વિશેષ અહંકારમાં લાવવી.

હું અમુક જાતિનો છું, અમુકનો પુત્ર છું, ઇ૦ વિશેષ અભિમાનવાળી વૃત્તિ તે વિશેષ અહંકાર.

પછી તેની વિશેષ ભાવનાનું વિસ્મરણ કરીને "અહં" એવી સામાન્ય ભાવનામાં-સામાન્ય અહંકારમાં-સ્થિત થવું, ને તે પોતાના સામાન્ય અહંકારને સમષ્ટિના સામાન્ય અહંકારમાં સ્થાપવો. મતલબકે હું આત્મસ્વરૂપ છું એ ભાવના સ્થિર કરવી.

પછી શાંતાત્મામાં એ સામાન્ય અહંકારનું વિસ્મરણ કરવું.

જીવનનું પરમકર્તવ્ય આ છે-નિજાનંદ મેળવવો એ છે. એ આનંદ સ્વતંત્ર અને અનવધિ છે. જ્ઞાનીઓ તે આનંદ ઇચ્છા થાય ત્યારે મેળવી શકે છે. જમતાં જમતાં પણ મિનિટ બે મિનિટ તેમાં સ્થિતિ કરવી હોયતો તે કરી શકે છે.

પ્રત્યેક કેફી વસ્તુના કેફનો ઉતાર કષ્ટ આપનાર છે. જેમકે દારૂ, અફીણ, ભાંગ, ગાંજો ઇ૦, અને આ આનંદમાંથી તો જાગ્યા પછીની સ્થિતિ પણ આનંદમય હોય છે.

આ આનંદનો આરંભ, મધ્ય ને અંત ત્રણે આનંદમય છે.

(જો કે વિષયાનંદ પણ બ્રહ્માનંદજ છે, પણ જીવો ભ્રમથી અમુક વસ્તુવડે આનંદ પ્રાપ્ત થયો એમ જાણી તે વસ્તુમાંજ આનંદ માની લે છે.)

આવા આનંદને-મોક્ષસ્વરૂપ પરમાનંદને પ્રાપ્ત કરવો એ મનુષ્યજીવનનો પરમ ઉદ્દેશ છે, તે પરમપુરુષાર્થ છે. તેથી ઊતરતો પુરુષાર્થ ક્રમમોક્ષ પ્રાપ્ત કરવો તે છે, ને તેમ ન બની શકે તો ભુવર લોકથી માંડીને સત્યલોક સુધીના સ્વની સ્થિતિ પ્રાપ્ત થાય તેવો પુરુષાર્થ કરવો. છેવટ મનુષ્યમાંથી મનુષ્યનો અવતાર મળે તો પણ સારું. મુડી ન ખોવાય તો પણ બસ, પણ મનુષ્યમાંથી મનુષ્યથી ઊતરતી યોનિ પ્રાપ્ત એવાં કર્મો બને એ તો ઘણું ખોટું.

અંતઃકરણમાં પુણ્ય સંસ્કારો હોય તો આવા વિષયમાં (આધ્યાત્મિક વિષયમાં) રુચિ ઉપજે, માટે પાપ ન કરવાં ને પુણ્યકર્મો કરવાં એ વાત ઘણી જરૂરની છે.

(માણિક્યવર્માની નોંધ ઉપરથી)

———[ * ]———

## श्रीआनंदाश्रममुमुक्षुमंडल–मुंबईमां श्रीनाथजयंतीमहोत्सव

મુંબઈમાં શ્રીઆનંદાશ્રમ મુમુક્ષુમંડળદ્વારા આગળથી આમંત્રણપત્રિકાદ્વારા કાર્યક્રમ બહાર પાડીને આ જયંતીમહોત્સવ ઘણી ધામધૂમથી ને આનંદપૂર્વક ઊજવવામાં આવ્યો હતો; જેનો કાર્યક્રમ નીચે પ્રમાણે રાખવામાં આવેલ હતોઃ—

## કાર્યક્રમ

સવારે (નવો ટાઇમ)

| | | |
|---|---|---|
| ૧ | શ્રીસદ્‌ગુરુમહાપૂજન | ૯॥ થી ૧૧॥ |
| ૨ | વેદઘોષ | ૧૧॥ થી ૧૨॥ |

સાંજના (નવો ટાઇમ)

| | | |
|---|---|---|
| ૧ | પરમપૂજ્ય બ્રહ્મનિષ્ઠ મહારાજ **શ્રી. શંકર મહારાજ ઉનાવાળા**ના બોધપ્રદ મનનીય ભજનો. | ૪ થી ૫ |
| ૨ | સંગીતવિશારદ પંડિત **દેવેન્દ્રવિજય**ના સંગીતમય ભજનો. | ૫ થી ૭ |
| ૩ | આચાર્યજીના જીવન પરિચય સંબંધી **દિવાન બહાદુર શ્રી. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી, શ્રી. માણેકલાલ નાનજી ચંદારાણા, શ્રી. મણિલાલ ત્રિભુવન ભટ્ટ, ગં. સ્વ. શ્રી. જયગંગાબહેન તથા શ્રી. મણિલાલ સોમનાથ** વગેરેના પ્રવચનો. | ૭ થી ૮॥ |
| ૪ | **શ્રી. મંગળલાલ માધવદાસ વ્યાસ** રીટાયર્ડ, એજન્સી હેડ સરવેયર સાદરા ડીવીઝનવાળાનું હરિકીર્તન. | ૮॥ થી ૧૦॥ |
| ૫ | ભક્તરાજ **શ્રી. કશુભાઈ**ના ચિ. શ્રી. નવનીતભાઈના સત્સંગ મંડળના હૃદયઆલ્હાદક ભજનો. | ૧૦॥ થી ૧૨ |

**મુંબઈમાં** શેઠ દામોદરદાસ માધવજી ઠક્કર વગેરે આપણા ગુરુબંધુઓએ પૂજ્યપાદ કૃપાસિંધુ સદ્‌ગુરુશ્રીનો જન્મોત્સવ આસો સુદિ ૪થે બહુ ધામધૂમથી ઉજવ્યો હતો. શેઠનો ત્રણ ચાર વર્ષથી અતિ આગ્રહ હોવાથી તે વેળા ઉત્સવમાં ભાગ લેવા માટે શ્રી. માણેકલાલ નાનજી ચંદારાણા આદિ બંધુઓ પણ ગયા હતા. શેઠ દામોદરદાસભાઈ વગેરે ભાઈઓ લાખોપતિ કે કરોડપતિ ગણાય છે તેમને ત્યાં ઉતારો રાખવામાં આવ્યો હતો. બહારગામથી બીજા ગુરુબંધુઓ પણ આ ઉત્સવમાં ભાગ લેવા આવ્યા હતા. સૌને માટે શ્રી. શેઠ તરફથી સુંદર વ્યવસ્થા થઈ હતી. શ્રી. શેઠની તથા આપણા બીજા ગુરુબંધુઓની મહાભક્તિની તેમજ ઉત્સાહની શી વાત કરવી? નજરે જોનારને તેનો ખરો ખ્યાલ આવી શકે. માધવબાગના ઉપલા મોટા હોલમાં પૂજ્યપાદ પ્રભુશ્રીનાં (પ્લાસ્ટર ઓફ પેરીસનાં બનાવેલાં રંગીન) અસલ જેવડાં મંગલમય પ્રતિમાજીનું તથા પાદુકાજીનું સવારના સમયમાં મહાપૂજન થયું હતું. તે વેળા ઘણા ગુરુબંધુઓ તથા બહેનોએ તેમાં ભાગ લીધો હતો. મહાપૂજન થઈ રહ્યા પછી સં. ૧૯૭૨નો શ્રી જયંતીમહોત્સવને પરમ પવિત્ર દિવસે કૃપાનાથે શ્રીમુખથી આપેલું વ્યાખ્યાન તે વેળાની શ્રી. માણિક્યવર્માની નોંધપરથી તેમણે વિવેચનપૂર્વક વાંચી સંભળાવ્યું હતું. જે આ અંકમાં અન્યત્ર પ્રસિદ્ધ થયેલ છે.

ત્યારબાદ ભૂદેવોએ વેદપાઠ કર્યો હતો. બ્રાહ્મણોની વસંતપૂજા થઈ હતી. (આ વસંત પૂજામાં વેદપાઠી બ્રાહ્મણોનું પૂજન કરવામાં આવે છે, ને તેમનો રૂમાલ તથા દક્ષિણાથી સત્કાર કરવામાં આવે છે.) બપોર પછી વ્યાખ્યાનાદિનો ક્રમ હતો. મોટા હોલમાં પત્ર-પુષ્પાદિથી શણગારેલી પૂર્વના ઋષિમુનિઓનાં નિવાસને યોગ્યરીતે દર્શાવતી પર્ણકુટિ બનાવી હતી. બાજુમાં ગાય તથા હરણાંનાં ચિત્રો જાણે તેઓ સાક્ષાત ઊભાં હોય તેવાં જણાતાં હતાં. પર્ણકુટિમાં શ્રીલક્ષ્મીનારાયણનાં ચિત્રજી બિરાજતાં હતાં, પાસે કૂવાનું દશ્ય હતું. પૂજ્યપાદ ગુરુદેવનાં ભવ્ય પ્રતિમાજી, જાણે સાક્ષાત પ્રભુશ્રી બિરાજતા હોય તેવાં બીજી

-અપૂર્વ બહાર હતી. નવનવાનરાત સમ્મુખમાં લાલા પત્તાન તરફના લટકતા દીવા હતાં. તેમાં વળી જાતજાતનાં રંગબેરંગી ચીજોના દીપકોની માળાઓ, હિંમે પણ નવીન પ્રકાશ અર્પતી હતી. આ બધું બહારનું દૃશ્ય જેમ આકર્ષક હતું તેમ અંદરનો સર્વ કાર્યક્રમ પણ આકર્ષક હતો. સંગીત, ભજનો ને વ્યાખ્યાનો પણ સુંદર પ્રકારે થતાં હતાં. [illegible] લગભગ કે સાંજના ૪થી રાત્રિના ૧૨॥ વાગ્યાં સુધી એ [illegible] સમારંભ ચાલુ રહેતો હતો. માનવમેદની દર્શનશ્રવણાદિમાટે આગળની પેઠે ઉભરાતી હતી.

શ્રી. માણિક્યચરમાંએ બહુ બહુ ના પાડ્યા છતાં પ્રેમંતગણ ગુર્જરના બહુમતીએ ઘણા સેવા તેમને માનપત્ર આપવાનો ક્રમ યોજ્યો હતો. જે માનપત્ર આ અંકમાં પ્રસિદ્ધ કરવામાં આવ્યું છે તે આરંભેજ સભામાં વાંચી રેશમની રૂપાના દાબડામાં મૂકીને તેમને આપવામાં આવ્યું હતું. પછી શ્રી. માણિક્યચરમાંના નીચેનાં લખેલું નિવેદન પ્રત્યુત્તર આપ્યું હતું:—

આ વિષયમાં વાસ્તવિક રીતે પ્રભુવિના અન્ય કોઈ ન હોવાથી સર્વ પ્રભુનાં [illegible] હોવાથી ને આપણે બધાં તે શ્રીવિરાટ્ પ્રભુના અંગમાં હોવાથી ખરી રીતે તે માનપત્ર કૃપાર્ણવ નાથનેજ હતું. વળી કૃપાસિંધુ નાથનો આ સેવક તો "निमित्तमात्रं भव सव्यसाचिन्" એ પ્રભુવચન પ્રમાણે પોતાને પ્રથમથીજ નિમિત્તમાત્ર માને છે, એટલે ॐ तत्सत् श्री सद्गुरुदेवार्पणमस्तु પૂર્વક આ માનપત્ર શ્રીમત્પાદપદ્મોમાં અર્પણ કરું છું, તે પછી સૌએ શ્રીસદ્ગુરુદેવના જયધ્વનિ કર્યા હતા.

માનપત્રના કાર્યક્રમ પછી અનેક વક્તાઓએ કૃપાસિંધુ નાથનો મહિમા ગાયો હતો. વ્યાખ્યાનો પછી ભજનધૂનની તો ઝડી પડી હતી. તે પછી પાછો વ્યાખ્યાનોનો પ્રવાહ વહ્યો હતો. અંતે બહુ મંગળમય સ્વરૂપમાં બહુ આનંદપૂર્વક સર્વ મંગળકાર્ય સમાપ્ત થયું હતું.

ગોધરામાં થયેલ પૂજનો:—ગુરુપૂર્ણિમા, શિવરાત્રી, જન્માષ્ટમી, શરદ્પૂર્ણિમા, સ્વરૂપાવસ્થાનતિથિ.

———[૦]———

પોરબંદરનિવાસી શ્રી. ડૉ. લક્ષ્મીશંકર લાલજી વ્યાસ તરફથી તેમના સદ્ગત પુત્ર શાંતિલાલના આત્મકલ્યાણાર્થે એક ઓરડો બંધાવી પૂજ્યપાદ કૃપાનાથની સેવામાં અર્પણ થયો છે. ને તેનો શિલાલેખ મૂકવામાં આવ્યો છે.

જૂનાગઢનિવાસી શ્રી. હરખચંદ લક્ષ્મીચંદ શાહ તરફથી પણ એક ઓરડો પૂજ્યપાદ કૃપાનાથની સેવામાં અર્પણ થયો છે. ને તેનો પણ શિલાલેખ મૂકવામાં આવ્યો છે.

## તુરતમાં બહાર પડેલાં નવાં પુસ્તકો

| | | | | |
|---|---|---|---|---|
| સ્વદેશસેવા | ... | ... | કિંમત | ૦-૧-૦ |
| ગુરુગીતાસાર | ... | ... | ,, | ૦-૧-૦ |
| ભક્તિસુધા | ... | ... | ,, | ૦-૧-૦ |
| વિધવાસ્ત્રીઓનાં નિત્યકર્મ | | ... | ,, | ૦-૧-૬ |
| શ્રીસૂક્ત | ... | ... | ,, | ૦-૧-૦ |
| અથર્વવેદીયઆહ્નિકપ્રકાશ | | ... | ,, | ૦-૧૨-૦ |
| આનંદાશ્રમનું ટ્રસ્ટડીડ | ... | ... | ,, | ૦-૮-૦ |

## વિજ્ઞપ્તિ

શ્રીનાથજયંતી અંક નિમિત્તે લેખોની પૂર્તિ થઈ જતાં ભોજન, થાળ ને પરચુરણ લેખની વિગત તથા આનંદાશ્રમ સમાચાર આવતા અંકમાં પ્રસિદ્ધ થશે.

ગતાંકમાં જણાવ્યા પ્રમાણે આવતી કાર્તિકી પૂર્ણિમાએ મહાપૂજનમહોત્સવ તથા સાધન સમારંભ યોજવામાં આવેલ છે.

મહાપૂજનમહોત્સવના દિવસો:—

કાર્તિક સુદિ ૧૪, પૂનમ ને વદિ એકમ તા. ૩૦–૩૧ ઓક્ટોબર, ને તા. ૧ લી નવેમ્બર આ ત્રણે દિવસોમાં સાધનક્રમ ચાલુ રહેશે.

———:०:———

શ્રીઆનંદાશ્રમ, નવાગામ (પો. બીલખા–કાઠિઆવાડ)
તરફથી
પ્રગટ થતું માસિક પત્ર.
P. O. Billkha (Kathiawar-India).
આનંદાશ્રમ

છાપ્યો શ્રી. પ્રબોધ ગુજરાતી પ્રેસ
નં. ૩૬૫, ઠાકુરદ્વાર રોડ, મુંબઈ

## आनंदाश्रमनां पुस्तकोनो प्रचार

શ્રીમુંબઈ આનંદાશ્રમ–મુમુક્ષુમંડળે આનંદાશ્રમનાં સર્વ પુસ્તકો મુંબઈમાં રાખીને આનંદાશ્રમ નવાગામ પો. બીલખામાં મળતી કિંમતે જ વેચે છે. બીલખાથી મુંબઈ પુસ્તકો પહોંચવાને લગતો સર્વ ખર્ચ તથા વ્યવસ્થાખર્ચ પણ મુંબઈનું મંડળ સહન કરે છે, અર્થાત્ એ રીતે મુંબઈમાં કોઈપણ જિજ્ઞાસુ બીલખામાં મળતી કિંમતે જ કોઈપણ પુસ્તક મેળવી શકે છે. આ પ્રમાણે શ્રીમુંબઈ આનંદાશ્રમ–મુમુક્ષુમંડળ આનંદાશ્રમનાં પુસ્તકોનો પ્રચાર કરીને સનાતનધર્મની સેવા કરે છે. મુંબઈના મંડળે જ્યારથી આ પ્રવૃત્તિ હાથ ધરી છે ત્યારથી આનંદાશ્રમનાં પુસ્તકોની માગણી મુંબઈની જનતામાં ઉત્તરોત્તર વિશેષ થવા લાગી છે, અને મોટા પ્રમાણમાં પુસ્તકોનો ઉપાડ થવા લાગ્યો છે. કેટલાંક પુસ્તકો તો લગભગ ખલાસ થયેલાં હોવાથી તેની પુનરાવૃત્તિઓ છપાવવાની શરૂઆત કરવામાં આવી છે. આ પ્રવૃત્તિમાટે મંડળને ધન્યવાદ ઘટે છે.

કરાંચી આનંદાશ્રમમંડળ પણ આનંદાશ્રમનાં પુસ્તકોનો પ્રચાર કરે છે. અન્ય શહેરના નિવાસી સદ્‌બંધુઓએ પણ આ પ્રકારે આનંદાશ્રમનાં પુસ્તકોનો પ્રચાર કરવાની પ્રવૃત્તિ ગ્રહણ કરી સનાતનધર્મની સેવાનો લાભ લેવો જોઈએ. શ્રી. લાલજી જીણાભાઈ ઠક્કર જૂનાગઢવાળાએ આવી સેવા કરવા માટે આનંદાશ્રમનાં સર્વે પુસ્તકો જૂનાગઢમાં વેચવાનું કાર્ય હાથ ધર્યું છે.

પૂજ્યપાદ મહાત્માશ્રીવિરચિત પદચ્છેદ, પદાર્થ, શબ્દાર્થ ને રહસ્યદીપિકાટીકાવાળાં **શ્રીમદ્‌ભગવદ્‌ગીતા** ( મોટાં ગીતાજી ) કે જે અર્ધી કિંમતે આપવામાં આવતાં હતાં તે હવેથી પોણી કિંમતે આપવામાં આવશે, અર્થાત્ તેની મૂળ કિંમત રૂા. ૩–૮–૦ છે તેને બદલે હવેથી તે રૂા. ૨–૧૦–૦ થી મળશે.

# અનુક્રમણિકા

| અનુક્રમાંક | વિષય | પૃષ્ઠાંક |
|---|---|---|


———: ० :———

## લવાજમસંબંધી જરૂરી નોંધ

કાગળની અસહ્ય મોંઘવારીમાં આ ૧૩મા વર્ષનો આ છઠ્ઠો અંક પ્રસિદ્ધ થાય છે, માટે જે ગ્રાહકોનું લવાજમ બાકી હોય તેઓ પોતાનું લવાજમ જેમ બને તેમ વેળાસર મોકલી આપે એમ સ્મરણ આપવામાં આવે છે. ગ્રાહક રહેવાની ઇચ્છા ન હોય તેમણે અગાઉથી ના લખવા શ્રમ લેવો, એટલે ટપાલ તથા વી. પી. કરવાના શ્રમ ને ખર્ચમાં નકામું ઊતરવું ન પડે.

વ્યવસ્થાપક, આનંદાશ્રમ, નવાગામ પોસ્ટ બીલખા–કાઠિયાવાડ.

———[ * ]———

**જરૂરી**

**સૂચના:—લેખસંબંધી અને માસિકસંબંધી સર્વ પત્રવ્યવહાર શ્રી. વ્યવસ્થાપક આનંદાશ્રમ, નવાગામ-પોસ્ટ બીલખા (કાઠિયાવાડ) એ શિરનામે કરવો.**

તંત્રી અને પ્રકાશક: શ્રી. મહારાણીદાસ ગોકુળદાસ દેસાઈ, વેદાંતભૂષણ–માંગરોળ–કાઠિયાવાડ.

શ્રી ભગવતસિંહજી ઇલેક્ટ્રિક લિથો એન્ડ પ્રિન્ટિંગ પ્રેસ.
માલિક, મુદ્રક: પારેખ કેવળચંદ કાનજીભાઈ, ગોંડલ.



श्रीदक्षिणामूर्तिनाथसद्गुरवे नमः ॥




आनंदं ब्रह्मणो विद्वान् न बिभेति कुतश्चन ।
અર્થઃ–આનંદસ્વરૂપ બ્રહ્મને જાણનાર કોઇથી પણ ભય પામતો નથી.
તૈત્તિરીય–ઉપનિષત્

વર્ષ ૧૩ મું ] સંવત્ ૨૦૦૧ માર્ગશીર્ષ [ અંક ૬

ॐ

## "સાચું ધન"

રાગ ભૈરવી–આશાવરી

સાચું ધન ગુરુ-રામ, અમારે મન, સાચું ધન ગુરુ-રામ. ટેક.
હિરા માણેક મોતી મુક્તા, અનુજ અનૂપ બલરામ;
તો શીદ જાવું મુખ[1]મલાને? ધનિકતણે તો રે! ધામ? અમારે૦ ૧
અખૂટ અમારી અઢળક લક્ષ્મી, અમોલ અમારાં ધામ;
માયામદથી અંધ બનેલાંનાં, તો પછી અમને શું કામ? અમારે૦ ૨
નાથ અમારી મોંઘી મુડી, અંતતણી[2] વિશ્રામ;
તો શું કરીએ? ધામ ધરા ધન, નાવત અંતહી કામ અમારે૦ ૩
ખરચે ન ખૂટે દિનદિન વધતાં, અજખ[3] અમારાં દામ;
નાગ અમારૂં અંત વખતનું સાચું નાણું ગુરુ-રામ અમારે૦ ૪

"શ્રીઆનંદાશ્રમ"
નવાગામ

શ્રીનાથચરણાવલંબી દાસ
નાગ (આત્મપ્રકાશ)

૧. મુખ મલાને=રાંકડે મોઢે. ૨. અંતતણી વિશ્રામ=મરણ અને પછીના સમયમાં જીવના સાચા આધારરૂપ બ્રહ્મવિદ્યારૂપી લક્ષ્મી વ્યવહારમાં ગણાતી બધી લક્ષ્મી–કરોડોની મુડી તો અહીંજ રહેવાની ૩. સતધર્મરૂપી દામ જેમ જેમ ખર્ચાય તેમ તેમ વૃદ્ધિ થાય.

# શ્રીનાથવચનામૃત

[ પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાન્ ]

આરંભમાં પોતાના સદ્‌ગુરુથી ને સત્શાસ્ત્રથી બ્રહ્મનું સ્વરૂપ સમજી તેને આકારે વૃત્તિ કરવાનો મુમુક્ષુનો પ્રયત્ન ચાલે છે. આ તેનો બ્રહ્માકારવૃત્તિ કરવાનો પ્રયત્ન છે. આદરપૂર્વક આવો પ્રયત્ન ચાલુ રહેવાથી તેના અંતઃકરણની પવિત્રતા, સ્થિરતા ને સૂક્ષ્મતા વધતાં તેના અંતઃકરણમાં રહેલા પ્રતિબંધક સંસ્કારો દૂર થવાથી તેને બ્રહ્મનો સાક્ષાત્કાર થાય છે. પછી તે જ્ઞાનીને તે બ્રહ્મતત્ત્વ પોતાના અંતઃકરણમાં આવરણરહિત પ્રતીત થયા કરે છે, તેને માટે તેમને બ્રહ્માકારવૃત્તિ કરવાનો પ્રયત્ન કરવો પડતો નથી.

બ્રહ્મનો સાક્ષાત્કાર થયા પહેલાં મુમુક્ષુને બ્રહ્મનું પરોક્ષજ્ઞાન હોય છે તેથી તે બ્રહ્મના સાક્ષાત્કારમાટે બ્રહ્મના સ્વરૂપની કલ્પના કરી બ્રહ્માકારવૃત્તિનો પ્રવાહ ચલાવવાનો પ્રયત્ન કરે છે.

મનુષ્યનું શરીર ક્ષણભંગુર છે, ને સંસારનાં સુખો તે સાચાં સુખો નથી, પણ કથનમાત્ર સુખો છે. તે પરિણામે દુઃખ આપનાર હોવાથી દુઃખરૂપજ છે. પરમાત્માની પ્રાપ્તિ કરાવનારા ઉત્તમ મનુષ્યજન્મને પામી વિવેકી મનુષ્યે પોતાના કલ્યાણમાટે ઘણો પ્રયત્ન કરવો જોઈએ.

કામ, ક્રોધ ને લોભાદિ વિકારો જે જીવના પરમશત્રુ છે તેનાથી બચી મનની સ્થિરતામાં ને શાંતિમાં ઉત્તરોત્તર વધારો કરતા રહેશો.

" यस्यानुग्रहमिच्छामि तस्य सर्वं हराम्यम् ॥ " તથા " પ્રભુનો નિગ્રહ પણ પોતાના ભક્તના અનુગ્રહમાટે છે." એ પ્રામાણિક વચનોનો વિચાર કરી પ્રભુના ભક્તે પ્રભુના કાર્યમાં શુભજ જોવું જોઈએ. એમ કરવાથીજ તમારું મન સબલ, શાંત, ને સુખાનુભવવાળું થશે.

પ્રાણિપદાર્થો અનિત્ય છે એમ સમજી મનને હવે અનાત્માના ચિંતનથી મોકળું રાખી તેને પરમાત્માના ચિંતનમાં જોડવા અસાધારણ જાગૃતિ ને ઉત્સાહ રાખશો. અનાત્માનું સ્મરણ કરવામાં પાપ છે માટે સમજીએ તેનું ચિંતન ન કરવું જોઈએ.

હૃદયને વજ્રસારજેવું સુદૃઢ કરી પાછલું સર્વ ભૂલી જાઓ, ને સચ્ચિદાનંદ-રૂપમાંજ મનને સ્થિર સ્થાપો. તમારા આત્માના શ્રેયસ્‌નાં સાધનોમાંજ તમે રચ્યાપચ્યા રહો. મનને સર્વપ્રકારે નિર્મોહી કરો, જીવ એકલોજ જન્મે છે, એકલોજ પોતાનાં શુભાશુભ કર્મનું ફલ ભોગવે છે, ને એકલોજ મરે છે એ શું તમે નથી જાણતા ?

શરીરબલ ને મનોબળ વધે એમ ઉત્તરોત્તર યોગ્ય પ્રયત્ન કરો, ને પ્રભુના સ્મરણધ્યાનમાંજ રત રહો.

પરમાત્મધ્યાન, બંને વેલાનું નિત્યકર્મ ને કથાશ્રવણ ચાલુ રાખશો, મનોબળ વધારશો તો શરીરબલ પણ વધશે.

પરમપ્રીતિ ને જાગૃતિથી સચ્ચિદાનંદસ્વરૂપ પરમાત્મામાં મનને વિશ્રાંતિ આપતા રહેશો. ( ચાલુ )

——[ * ]——

## શ્રીનાથપ્રભુનું આખ્યાન

**[ લેખકઃ શ્રી. ભાઈશંકર ધનજી દવે ]**

વ્યાસપૂર્ણિમાના—ગુરુપૂર્ણિમાના શ્રી આનંદાશ્રમ-નવાગામ-ખીલખાના ત્રણ દિવસના સાધનાભ્યાસક્રમમાં કોઈ હરિકીર્તનકાર અગર કથાકાર આવે તો એને સ્થાન અને સમય કાઢી આપવા પણ ગોઠવણ થાય છે. આ વખતે એવા બે કથાકાર આવી પહોંચેલો, અને બંનેને સમય અપાયો હતો તેમાં હાંડવાળા કથાકાર ગાંડુલાલ બહેચરભાઈએ આ પ્રસંગપર હરિક્યાઓ કરી શ્રોતાઓના મન રંજન કર્યા હતા આ વખતે એવુ બન્યું કે શ્રીમાણિક્યવર્માજીએ શ્રીનાથચરિતામૃતના બે ગ્રંથો તૈયાર કરી, આશ્રમને અર્પણ કરતાં આશ્રમે તે છપાવ્યા છે. એક તો કૃપાનાથનું ચરિત્ર અને તે વળી શ્રી. માણિકલાલભાઈના હૃદયથી અને પુર્ણ ભક્તિભાવથી કૃપાનાથની પ્રેરણા પાઈ લખાયેલું, તે શ્રી. ગાંડુભાઈની લાક્ષણિક સહૃદયથી ભાવપૂર્વક લાગણીવાળી શૈલીથી લખાયેલું અને ગાંડુલાલભાઈનો હૃદયનો ભાવ અને કૃપાનાથપરના ભાવપૂર્વકનો, હિમાલયના તપના પ્રસંગનું વર્ણન આપ્યું તેમાં પોતે ગદ્ગદ્ કંઠે થઈ ગયા, અને શ્રોતાઓ પણ આર્દ્ર નેત્રે ગદ્ગદ્ થયા શ્રી. ગાંડુલાલનો સંકલ્પ છે કે શ્રીનાથચરિતામૃતની કથાની સપ્તાહ થાય એટલુ સાત દિવસનું આખ્યાન તૈયાર કરવું. હાલના બે ગ્રથો પરથી એમણે ત્રણ દિવસનું આખ્યાન કર્યું છે. સૌ કોઈ કથાશ્રવણથી અત્યંત પ્રસન્ન થયા, અને ગાંડુલાલભાઈને ધન્યવાદ આપવા લાગ્યા, કે સપ્તાહ પુરી થાય, અને મોટા શહેરો અને જ્યાં કૃપાનાથના વધુ પ્રમાણમાં શિષ્યો અને ભાવિકો હોય ત્યાં સપ્તાહ કરવામાટે વરસમાં અમુક સમયે દેશે ફરવા નીકળવુ, એવો ભાવ સૌએ વ્યક્ત કર્યો.

કૃપાનાથનો જન્મમય "जन्मकर्म च मे दिव्यं" એ સંગીતમાં ઉતારી, અવતારી જીવન તરીકે વર્ણવ્યો, એમાં પણ એઓશ્રીના પિતાશ્રી, શ્રીપીતાંબરજીની શંકરપરની આસ્થા અને ધન્ય માતુશ્રી નંદુબાની (નંદદુલારે) પરની ભાવના બહુ સુંદર રીતે કાવ્યમાં વર્ણવી હતી. ગુજરાતી શાળા અને રાજકોટ મેલ ટ્રેનિંગ કોલેજની અભ્યાસની કારકીદી, એ સર્વે સહાધ્યાયીઓપર અને માસ્તરોપર એમણે અત્યારસુધી આવેલા સ્કૉલરોમાં, એક અદ્ભુત વિદ્યાર્થી તરીકે છાપ પાડી હતી. નોકરીમાં ચડતાં પણ એમનું સ્કુલકાર્ય અને રાજદ્વારી કારકીર્દી જ્વલંત અને પ્રામાણિક ગણાય હતી, આ બધા પ્રસંગો એવી સુંદર ઈબારતથી; શ્રીગાંડુલાલભાઈએ વર્ણવેલા કે શ્રોતાજનો ફીદાફીદા થઈ ગયા હતા. હિમાલયનો પ્રવાસ, પ્રભુની શોધની તન્મયતા, પ્રભુમય જીવનની તન્મના, આ બધા પ્રસંગો શ્રીગાંડુલાલભાઈએ પોતાની પુરી ભક્તિભાવના અને સહૃદયી—સ્વાભાવિક રસીક અને ભાવિ કવિ તરીકે વર્ણવી શ્રોતાજનોને પ્રસન્ન કર્યા હતા.

હિમાલયમાંથી વિદાય થતી વખતે, નાથપ્રભુ હરદ્વારથી જાહ્નવી જળનો લોટો ભરી લાવે છે. મોજીદડ પહોંચે છે, માતુશ્રી ઘેર નહોતાં, નદીએ વસ્ત્રો ધોવા ગયાં હતાં, ત્યાં કોઈ ખબર આપે છે કે "તમારો નથુ હિમાલયથી યાત્રા કરીને આવેલ છે, ને તમારે માટે ગંગાજળનો લોટો લાવેલ છે" આ સાભળી માતાજી ઉતાવળે ઉતાવળે ઘેર આવે છે–નાથનું મુખ જોતાંજ અશ્રુની ધારા ચાલી જાય છે, ને બે હાથે દુખડાં લે છે આ વર્ણને શ્રી. ગાંડુભાઈ સુંદર આલાપ સાથે અદ્ભુત હલકથી નીચેની કડી ગાય છે. તે વખતે 'તેમની' આંગળીઓ ઘણી ઝડપથી જાણે હારમોનિયમ ઉપર નૃત્ય કરી રહી હોય એમ

જણાય છે. સૌ છેલ્લું ગાયન, "હે……એ……હે……એ માતાએ લીધાં ઓવારણાં", આ કડી એવી મીઠાશથી લલકારી હતી કે શ્રોતાજનોના અંતઃકરણ હલમલી ઉઠયાં હતાં અને ધન્યવાદના ઉદ્દગારો સૌએ કાઢયા હતા. બે ભક્તજનોએ પોતાના અંતઃકરણની ઊર્મીથી ક્યાની મધ્યમાંજ અમુક રકમો અર્પણ કરવાનું જાહેર કર્યું હતું.

શ્રી. ગાંડુલાલભાઈના નાનાભાઈ શિવલાલભાઇ સારા ગ્રંથકાર છે. એમણે નાની મોટી ઘણી પુસ્તિકાઓ બહાર પાડી છે અને અનુભવી વિદ્વાન્ હોઈ તેમણે આ સઘળા પ્લૉટ તૈયાર કર્યા, કે ગાંડુલાલભાઇએ ગુંથણી કરી, એ તો એ બંને ભાઈઓ જાણે, પણ બંને ભાઇઓની કૃપાનાથપરની આવી ઉત્તમ ભાવનાભક્તિ અને શ્રદ્ધા જોઈ સૌ કોઈના હૃદય તેમનાપ્રતિ ધન્યધન્ય થયાં હતાં.

ગદ્યપદ્યાત્મક આ આખ્યાન સાથે હવે પછી નવો રચાતો આગળનો ભાગ આવતી આષાઢી પૂર્ણિમા વખતે તેઓ ગાઈ બતાવશે.

——[ * ]——

## કૃપાનાથનું જીવનદર્શન

( ગતાંકથી ચાલુ )

[ લેખકઃ—શ્રી. કરણસિંહજી લાલસિંહજી ઠાકોર ]

આચાર્યજીવનનાં ૪૦ વર્ષો એટલે નિવૃત્તજીવનનાં વર્ષો નહિ. એ હતાં લોકકલ્યાણ-માટેની સતત પ્રવૃત્તિનાં વર્ષો. સાચી રીતે સાધકદશાનું પ્રવૃત્તિમય જીવન સિદ્ધદશામાં નિવૃત્ત બને છે. તત્ત્વદર્શી મહાપુરુષો ને અવધૂતો એકાંત દેશમાં નિવૃત્તિમય જીવન જીવે છે. તેઓ તત્ત્વદર્શી મહાપુરુષ હોવા છતાં, અવધૂતકોટિના મહાયોગી હોવા છતાં લોકકલ્યાણમાટે આચાર્યપદે બિરાજ્યા. જગતને પૂરવાર કરી બતાવ્યું કે આચાર્યજીવન ગુલાબના ફૂલોની સુંવાળી શય્યા નથી; **આચાર્યપદ એશઆરામનું સ્થાન નથી, સંયમી જીવનનો આકરી તપશ્ચર્યાનો, કઠણ કસોટીનો એ સમય છે.**

"જે શાસ્ત્રના અર્થને ફેલાવે અને તે આચારમાં સ્થાપન કરી પોતે પણ તે પ્રમાણે આચરણ કરે તેને વિદ્વાનો **આચાર્ય** કહે છે." આચાર્યજીવનનાં આ કર્તવ્યને તેઓશ્રીએ અક્ષરશઃ જીવી બતાવ્યું. આચાર્યોએ કેમ જીવવું એ માટે તેઓશ્રીનું જીવન આદર્શરૂપ હતું.

તેઓશ્રીએ જીવનની પ્રત્યેક ક્ષણ માનવકલ્યાણના કાર્યોમાં ગાળી છે. તેઓશ્રીએ પ્રવાસ-દ્વારા, બોધદ્વારા અને લેખનદ્વારા અધ્યાત્મવિદ્યાનો પ્રચાર કર્યો હતો. **બ્રાહ્મમુહૂર્ત**માં તેઓશ્રી ઉત્થાન કરતા અને રાત્રિના સ્ટા. ૧૧ વાગે શયન કરતા. ઘડીયાળની નિયમિતતાથી જીવન વ્યતીત થતું. દેહવ્યવહારની પ્રત્યેક ક્રિયા—શૌચ, હસ્તપ્રક્ષાલન, દંતધાવન, ત્રિકાલ સ્નાન, ત્રિકાલ સંધ્યા, ભોજન, લેખનવાચન વગેરે બધી ક્રિયાઓ નિયમબદ્ધ થતી. અને એ બધે પ્રસંગે સાધકવર્ગ તેઓશ્રીના સમાગમનો લાભ લેતો દૃષ્ટિએ પડતો.

તેઓશ્રી ઉત્થાન કરી શૌચ માટે બહાર પધારે કે સાધકસમૂહ દર્શનમાટે તૈયાર હોય; તેઓશ્રી હસ્તપ્રક્ષાલન, દંતધાવન તથા સ્નાનાદિ માટે સ્નાનગૃહમાં બિરાજતા હોય ત્યારે પણ જિજ્ઞાસુજનો હાજર હોય, તેઓશ્રી સ્નાન કરતા હોય, ભોજન કરતા હોય, ફલાહાર કરતા હોય કે વાચનલેખન કરતા હોય ત્યારે પણ મુમુક્ષુઓ હાજર હોય. અરે! સંધ્યાવંદન માટે બિરાજતા હોય ત્યાં પણ જવાની અનુજ્ઞા હતી. તેઓશ્રી શયનમાં પધારે ત્યારે પણ

મુખમાંથી ઝરતું બોધામૃત ઝીલવા સાધકો ઉત્સુક ઊભા હોય, તેઓશ્રીના **જીવનમાં એકાંત જેવું** કશું ન હતું–ખાનગી જેવું કશું ન હતું. જાણે એ જીવન માનવજીવનની મિલ્કત હોય તેમ **શિષ્ય અશિષ્ય** સૌ એકસરખો લાભ ઉઠાવી શકતા. પરિશ્રમની તેઓશ્રી પરવા કરતા નહિ, દેહકષ્ટની તેઓશ્રી પરવા કરતા નહિ, આરામની તેઓશ્રી પરવા કરતા નહિ, જેમ પ્રકૃતિનું મૂંગું સંગીત સદા ચાલુજ છે તેમ એ દૈવીજીવનમાં શ્રીપ્રભુજીવનનો પયગામ સદાકાળ સર્વાંજ કરતો–લોકકલ્યાણનું ગુંજન એ જીવનમાંથી સદા ઉઠ્યાજ કરતું. અકારણ દયાલુતા આનું નામઃ નિસ્વાર્થે લોકકલ્યાણ આનું નામ.

એ **જીવન** એવું હતું કે દીન ને દુઃખીને હૂંફ દેતું. એ જીવન એવું હતું કે મૂંઝાએલાને પ્રકાશ દેતું. ત્યાં ગયેલા સર્વને પ્રસન્નતા સાંપડતી, ઉત્સાહ મળતો, પ્રોત્સાહન પ્રાપ્ત થતું. એ જીવનમાં **વેદાંતની** વાણી સંભળાતી. એ જીવનમાં યોગની ભવ્યતા નજરે પડતી. એ જીવનમાં વૈદિક ઋષિવરોની **પ્રતિભા** હતી. તેઓશ્રીનાં દર્શન કરતાંજ દર્શનની મહત્તા સમજાતી. જાણે કોઈ **પરમપુરુષનાં** દર્શન સાંપડ્યાં હોય એવો દર્શન કરનારને અનુભવ થતો. એ દર્શન એટલે જીવનનો મેલ ધોનાર **ગંગાસ્નાન,** એ દર્શન એટલે **ઇંદ્રિયોની** વિષયભૂખ મટાડનારું **મહાઔષધ,** એ દર્શન એટલે મનના તોફાની તરંગોને ટાઢા પાડનાર **મહાશક્તિ.**

આપણે તેઓશ્રીને **બેઠેલા જોઈએ, ચાલતા જોઈએ,** કે ઊભેલા–પણ તે સર્વમાં નવીનતા. તેઓશ્રીને લખતા જોઈએ કે વાચતા–તેમાં પણ નવીનતા, **સ્નાન કરતા** જોઈએ, ભોજન કરતા કે કોઈપણ દેહક્રિયા કરતા જોઈએ–તે બધી ક્રિયાઓમાં નવીનતા. આ નવીનતા **આત્મબળની** હતી. આ નવીનતા **યોગસિદ્ધિની** હતી. આ નવીનતા **તત્ત્વ-દર્શનના** પ્રતિબિંબરૂપ હતી.

લોહચુંબક જેમ લોહને ખેંચે, ચંદ્રપ્રકાશ જેમ ચકોરને ખેંચે તેમ તેઓશ્રીનો **આત્મ-પ્રકાશ** સૌને ખેંચતો. એટલેજ તેઓશ્રીની સમક્ષ બેસતાં થાક ન લાગતો–તેઓશ્રી મૌન હોય તોય ઊઠવાનું મન ન થતું. અમૃતનિધિ આગળ બેઠા બેઠા અમૃતપાન કરતા હોઈએ એવો **આનંદ** અનુભવાય. જાણે પ્રશાંત સાગરમાં ઝબોળાં ખાતા હોઈએ એવી અનુપમ **શાંતિ** અનુભવાય. એ મૌન મુદ્રાભણી જોયાજ કરીએ. એ મીઠું સ્મિત કરતી ચક્ષુઓના મૂંગા પ્રેમવચનો સાંભળ્યાજ કરીએ. આનું નામ સંતજીવન. આનું નામ સાધુજીવન. આનું નામ યોગશક્તિ. આનું નામ આત્મવિકાસ. આનું નામ ઉત્કૃષ્ટ બ્રહ્મનિષ્ઠા.

સાચું બ્રહ્મદર્શન થોડું છુપું રહી શકે? સાચી યોગસાધના થોડી ગુપ્ત રહી શકે છે? સાચી પરાશક્તિનો પ્રકાશ થોડો છાબડે ઢંકાય છે? સાચા મહાજ્ઞાની, સાચા મહાયોગી, સાચા અવતારી પુરુષમાંજ આવાં આત્મતેજ હોય. આવું પ્રબલ દૈવી ગુરુત્વાકર્ષણ હોય. આ વીસમી સદીના યંત્રવાદના યુગમાં તેઓશ્રીએ **મંત્રબલનો** પરિચય કરાવ્યો, યોગશક્તિનો પરિચય કરાવ્યો, મહાપુરુષના આત્મબલનો પરિચય કરાવ્યો.

લોકકલ્યાણની અનેકવિધ શાસ્ત્રીય પ્રવૃત્તિઓમાં જોડાયા હોય છતાં તેઓશ્રીના મુખારવિંદ-પર નિવૃત્તિનો આનંદ છલકાતો હોય, ભિન્નભિન્ન પ્રકૃતિના અનેક માનવોના સંસર્ગમાં આવવું પડે તોય મુખપરનું પ્રસન્નસ્મિત જરાય ઝાંખું ન પડે.

**"હર આન હસી, હર આન ખુશી, હર બખ્ત અમીરી હૈ બાબા,**
**જબ આશક મસ્ત ફકીર હુવે, ફિર ક્યા દિલગીરી હૈ બાબા?"**

[ હરેક પલે અમને હર્ષ છે, હરેક પલે અમને ખુશી છે, અને હરેક વખતે અમને અમીરી છે. હે ભાઈ જ્યારે અમે આશક ( ભક્ત ) મસ્ત ( ઉન્મત ) ને ફકીર ( પરમાત્માના દર્શનવડે આનંદથી ઉછળતા હૃદયવાળા ) સંત થયા, ત્યારે અમને શી દીલગીરી છે ? ]×

———[*]——— ( ચાલુ )

## શ્રીકાર્તિકીપૂર્ણિમાનો શ્રીસદ્ગુરુમહાપૂજનમહોત્સવ તથા આધ્યાત્મિક સાધનક્રમ

### ( સ્થળ: આનંદાશ્રમ-નવાગામ, પો. બીલખા. )

ગત આશ્વિન માસના અંકમાં જણાવ્યા પ્રમાણે કાર્તિક સુદિ ચૌદશ, પૂર્ણિમા ને વદિ એકમ એમ ત્રણ દિવસપર્યંત શ્રીસદ્ગુરુપરમાત્માશ્રીના મહાપૂજનમહોત્સવનો તથા તેને અંગે આધ્યાત્મિક સાધનક્રમનો સાત્વિક કાર્યક્રમ રાખવામાં આવ્યો હતો. આ મંગળ પ્રસંગનો લાભ લેવા માટે મુંબઈ તથા ગુજરાત કાઠિયાવાડમાંથી આશરે દોઢસો બંધુબહેનો આવ્યાં હતાં.

કાર્તિક સુદિ ૧૨ની રાત્રિએ શ્રવણમંદિરમાં નિયત સમયે સૌ ગુરુબંધુઓ અને બહેનો એકત્ર થયાં હતાં, અને શ્રી. માણેકલાલ નાનજી ચંદારાણા, એમણે મહાપૂજનમહોત્સવ અને સાધનક્રમસંબંધી આવશ્યક વિવેચન કર્યું હતું.

આધ્યાત્મિક સાધનક્રમની યોજના પ્રમાણે આ વેળા પણ ઉત્સવના દિવસોમાં પ્રાતઃસ્મરણ, ભજનકીર્તન, યોગાસનો, સ્નાનસંધ્યાદિ નિત્યકર્મ, વેદપાઠ, જપધારણાધ્યાન, વ્યાખ્યાન-પ્રવચન, શ્રીઇષ્ટમંત્રનો જપ આદિ ક્રમ રાખવામાં આવ્યો હતો, જેમાં આવનાર બંધુબહેનોએ યથાશક્તિ પ્રેમપૂર્વક ભાગ લીધો હતો.

કાર્તિક સુદિ ૧૫ મંગળવારે ૧૦ વાગે પૂજ્યપાદ સદ્ગુરુદેવના મહાપૂજનનો સમય હોઈ તે પહેલાં શ્રીદક્ષિણામૂર્તિ સ. ધ. વિદ્યાલયના શાસ્ત્રીજીઓ તથા વિદ્યાર્થીઓ આદિએ વેદમંત્રોના પાઠવડે મંગલાચરણ કર્યું હતું. ત્યારબાદ શ્રીસદ્ગુરુપરમાત્માનું ષોડશોપચારવડે વિધિપૂર્વક મહા-પૂજન કરવામાં આવ્યું હતું. પૂજનમાં વચ્ચે વચ્ચે શ્રીસદ્ગુરુપ્રશસ્તિઓ તથા ભાવમય ભજનો બોલતાં હતાં. પૂજનકાર્ય સમાપ્ત થયા પછી શ્રી. મહારાણીદાસભાઈએ લખેલા ને શ્રી. જયંતીલાલ ગોકુલદાસ ચંદારાણા વરતેજવાળા તરફથી છપાવી પ્રસિદ્ધ કરેલા શ્રીઉપદેશગ્રંથાવલિના " વ્યવહારની નિર્મલતા " નામના ૧૦૬મા અંકના કેટલાક ભાગનું શ્રી. માણેકલાલ નાનજી ચંદારાણાએ વાચન કર્યું હતું, ને અવશિષ્ટ ભાગનું વાચન રાત્રિએ કરવામાં આવ્યું હતું.

સાધનક્રમના દિવસોમાં પૂજ્યપાદશ્રીના નિજમંદિરમાં શ્રીઇષ્ટમંત્રના જપની યોજના પણ ચાલુ રાખવામાં આવી હતી, જેમાં ભિન્ન ભિન્ન બંધુઓએ એકેક કલાક ધૂપદીપસાથે જપ કરવામાં યથાશક્ય લાભ લીધો હતો.

સાધનક્રમના દિવસોમાં નીચેના વક્તાઓએ ભિન્ન ભિન્ન વિષયોપર વ્યાખ્યાનો કર્યાં હતાં:—

| | વક્તાનું નામ | વિષય |
|---|---|---|
| ૧ | શ્રી. માણેકલાલ નાનજી ચંદારાણા. | મહાપૂજન મહોત્સવ ને સાધનક્રમ. |
| ૨ | ,, ,, ,, ,, | શ્રી ઉપદેશગ્રંથાવલિના ૧૦૬મા અંકનું વાચન. |

× " પરમસુખી થવાના ઉપાય "—પાનું ૯૩—પૂજ્યચરણ મહાત્મા શ્રીમન્નથુરામ શર્માનાં કેટલાંક ધાર્મિક વ્યાખ્યાનોનો સંગ્રહ.

૩ શ્રી. ભાઈશંકર ધનજી દવે. — પૂજ્યપાદ શ્રીસદ્‌ગુરુદેવનું સ્વરૂપ, આદેશ ને ઉદ્દેશ.
૪ ,, જીવનરામ મકનજી ભટ્ટ. — સંસ્મરણો.
૫ શ્રી. મણીશંકર મોહનલાલ પાઠક. — ભજનધૂન કીર્તન.
૬ પૂજ્ય સ્વામીશ્રી સંતોષાનંદજી મહારાજ. — મોક્ષનું સ્વરૂપ.

સિવાય ઢાંકવાળા શ્રી. ગાંડાલાલ બહેચરલાલ મહેતાએ આ દિવસો દરમ્યાન રાત્રે ત્રણ દિવસપર્યંત "નાથચરિતામૃત"નું આખ્યાન બહુ સુંદર રસમય વાણીથી કર્યું હતું.

શ્રીગુરુપૂર્ણિમાના મહોત્સવના ત્રણે દિવસો દરમ્યાન નીચેના ગૃહસ્થો તરફથી પૂજ્યપાદ શ્રીસદ્‌ગુરુદેવની પાવનસેવામાં થાળ ધરાવવા ઉપરાંત આનંદાશ્રમવાસીઓ તથા મહોત્સવમાં ભાગ લેવા આવેલા સૌ જિજ્ઞાસુ બંધુબહેનોને મિષ્ટાન્ન ભોજન આપવામાં આવ્યાં હતાં:—

કાર્તિક સુદિ ૧૪ એક ભક્તજન.
,, સુદિ ૧૫ શ્રી. રવજી દેવજી ગાંધી—જામનગર અર્પણ થયેલ રકમના વ્યાજમાંથી.
,, વદિ ૧ સદ્‌ગત શેઠ ભાયાલાલ છોટાલાલ ઠક્કર-ભાવનગર. હા. શેઠ ઈંદુકુમારભાઈ.

શ્રી મહાપૂજન મહોત્સવ પ્રસંગે નીચેની વસ્તુઓ ભેટરૂપે આવેલી છે:—

૧ સદ્‌ગત શેઠ રવજી દેવજી ગાંધી હા. શેઠ છગનલાલ વાલજીભાઈ જામનગરવાળા તરફથી ભોજનમાં વપરાતો સર્વપ્રકારનો મશાલો, એલચી, કેશર, વગેરે.

૨ શ્રી. ચતુરભાઈ આશાભાઈ પટેલ—અમદાવાદ તરફથી ચાહ રતલ ૧૦ ને કોફી રતલ ૧.

૩ શ્રીગુરુપૂર્ણિમાને દિવસે ભિન્ન ભિન્ન સ્થળોએ પણ શ્રીસદ્‌ગુરુપૂજન થયું હતું. શ્રીઆનંદાશ્રમ—પોરબંદર, શ્રીઆનંદાશ્રમ—મોજીદડ, શ્રીઆનંદાશ્રમ—લીંબડી, શ્રીઆનંદાશ્રમ—પ્રાશ, શ્રીઆનંદાશ્રમ—કરાંચી, શ્રીઆનંદાશ્રમ—અમદાવાદ, શ્રીઆનંદાશ્રમ મુમુક્ષુમંડળ—મુંબઈ, જંબુસર, માંડળ, સીમામ, દીવા, કુંડલા, જામજોધપુર, સાદરા, કુંતિયાણા, વગેરે સ્થળોએ ત્યાંના સૌ ગુરુબંધુઓએ મળીને શ્રીસદ્‌ગુરુદેવનું મહાપૂજન કર્યું હતું.

———*———

પૂજ્ય બ. શ્રીઆત્મપ્રકાશજીએ પૂજ્યપાદ કૃપાનાથનાં વસ્ત્રો ધોવામાટેનું ગૃહ બંધાવ્યું તેના રૂા. ૧૦૦) આપવા તેમણે સંકલ્પ કરેલો તે મુજબ રૂા. ૫૦) પચાશ વૈશાખ સુદિ ૧૨ ૧૯૯૮માં તેમણે જમા કરાવેલા ને બાકીના રૂા. ૫૦) સં. ૨૦૦૦ આશો વદિ ૧૨ના દિવસે તેમણે આનંદાશ્રમને અર્પણ કર્યા છે.

મુંબઈ આનંદાશ્રમ મુમુક્ષુમંડળ તરફથી ત્યાં મહાપૂજનમાં આવેલાં ૪ ધોતીયાં તથા ૧ ધોતીયું શ્રી. મંગળદાસ કેશવલાલ ભક્ત તરફથી ધરાવેલું તે બ્રહ્મચારી દલપતરામભાઈ મારફત મળેલાં છે.

શ્રી. જમનાદાસ હરખજી સંઘવી જે. પી.નાં વિદુષી પુત્રી બહેન નિર્મળાદેવી તરફથી અર્પણ થયેલી રકમના વ્યાજનો ઉપયોગ ધાર્મિક સાહિત્ય જયંતીમહોત્સવપર છપાવવામાટે કરવામાં આવેલ છે.

આ વેળા શ્રીઉપદેશગ્રંથાવલિ અંક ૧૦૬ મો "વ્યવહારની નિર્મલતા" એ વિષયનો અંક શ્રી. જયંતીલાલ ગોકુલદાસ ચંદારાણા—કાનાબોગસેર-(વરતેજ)વાળાતરફથી છપાવવાની ગોઠવણ થઈ છે.

———[ૐ]———

# પૂજ્યપાદ મહાત્મા શ્રીમન્નાથશર્માના પરમદૈવી સત્સંગનાં સંસ્મરણો

[ સંપાદકઃ-શ્રી. મોહનલાલ હરિશંકર દવે ]

શ્રીસદ્‌ગુરુ કરુણા વિના, જીવ અધોગતિ જાય;
માટે સુજન કૃપા અહીં, જીવન્મુક્ત પદ ચહાય.
હરિગુરુ એક સ્વરૂપ લહી, કીર્તન કરે સદાય;
ત્રિવિધ તાપથી મુક્ત થઈ, ભવથી થાય વિદાય.

થોડા સમય ઉપર મુંબઈ નજીકના પરામાં–વિલેપારલેમાં–મહામંડલેશ્વર સ્વામી શ્રીમદ્ મહેશ્વરાનંદજી બિરાજતા હતા, અને તેઓશ્રીનો નિવાસ અહીં લગભગ અઢી માસ રહ્યો હતો. તેમના ગીરામૃતદ્વારા સુંદર ઉપદેશનો લાભ શ્રોતૃવર્ગ લેતો હતો, ને નિત્ય ધાર્મિક પ્રવચનો ચાલતાં હતાં, તે દરમ્યાન એકાદ દિવસ પુજ્ય સ્વામી શ્રીમહેશ્વરાનંદજીના નિવાસસ્થાને દર્શન સત્સમાગમાર્થે જવાનું થયું હતું, ત્યારે તે વાતવાતમાં કેટલાએક ધાર્મિક આચાર્યો ને ઋષિમુનિઓનાં સંસ્મરણો તાજાં થયાં ને તે મહાપુરુષે પૂજ્યપાદ મહાત્માશ્રીમન્નાથશર્માની અનેકવિધ ધાર્મિક પ્રવૃત્તિઓનું મુક્તકંઠે વર્ણન કરી શ્રીમન્નૃસિંહાચાર્યજીના જીવનની પણ પ્રશંસા કરી હતી.

ગુજરાત, કાઠિયાવાડ, કચ્છ અને સિંધમાં ત્રૈવર્ણિક જનતામાં જે ધાર્મિક સંસ્કારની શુભ પ્રવૃત્તિઓ ઘણા સારા પ્રમાણમાં વ્યવહારદષ્ટિએ કીધી હોય તો તે માન પૂજ્યપાદ શ્રીમન્નથુરામશર્માજીને ફાળે જાય છે. પોતાના શિષ્યવર્ગના જ્યાં જ્યાં નિવાસ હોય તેવા વિવિધ પ્રદેશોમાં પોતે સ્થિતિ કરી પોતાના શિષ્યોને ઘણું જ્ઞાન તેઓશ્રી આપતા હતા. તેઓશ્રીએ કર્મકાંડનો વિષય શાસ્ત્રદષ્ટિએ સારીરીતે સચોટ વર્ણવી જનતાને સંધ્યા, વૈશ્વદેવ ને જપતપ કરતાં શીખવ્યું હતું. શ્રેયસ્સાધક અધિકારીવર્ગના સાધકો સંયમ, જપ, ધારણા-ધ્યાન વગેરે સત્ક્રિયાઓ કરે છે તેવી ઢબમાં પૂજ્યપાદ શ્રીમન્નાથશર્માજીએ પોતાના શિષ્યવર્ગમાં પણ તેવાં આંદોલનો પ્રેરી સમારંભમાં આવા વિવિધ ધાર્મિક શુભકાર્યો યોજી આંતરભાવનાની કક્ષા પોતાશ્રીએ બનાવી હતી. પરમહંસ પરિવ્રાજકાચાર્ય જગદ્‌ગુરુ શ્રીમદ્ આદ્યશંકરાચાર્ય મહારાજની પ્રણાલિકાનુસાર આપણા ભારતવર્ષમાં શ્રીસનાતનવૈદિકધર્મસંસ્કારો શ્રોતૃવર્ગમાં અને ભારતની જનતામાં કેમ ઊતરે તેજ તેઓશ્રીનો ઉપદેશ હતો.

શ્રીમદ્ ભગવદ્ ગીતા, શ્રીઉપનિષદો વગેરે ગ્રંથોના અનુવાદ કરી પોતાના શિષ્યવર્ગમાં શાસ્ત્રીયગ્રંથોનું પઠનપાઠન કેમ થાય તેજ પોતાના અંતઃકરણની શુભભાવના ઢાંકી રહેતી નહિ. પૂ. સ્વામી શ્રીમહેશ્વરાનંદજીએ પૂજ્યપાદ નાથશર્માપ્રતિ ઘણો પૂજ્યભાવ બતાવતાં તેમના પરમ ધાર્મિકજીવનની તારીફ કીધી હતી. પૂજ્યપાદ શ્રીમન્નૃસિંહાચાર્યજીના તેમજ પૂજ્યપાદ શ્રીમન્નાથશર્માના જીવનવૃત્તાંતમાંથી આપણે ઘણું અનુભવવાનું છે. સ્વાધ્યાય, તપ, અનુષ્ઠાન, જપ, સંયમ, ધ્યાન, યોગબળ, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા સમાધિ વગેરેમાં સાધકો અનાયાસે પહોંચે તેવો પ્રબોધ આપનાર આપણી ભૂમિમાં હમણાં થયા હોય તો તે માન આ બંને મહાપુરુષોને ફાળે જાય છે.

**अध्यात्मविद्या विद्यानाम्** । એ ગીતાજીનું સૂત્ર જે ખરેખર પાળ્યું હોય, આચારમાં ઊતાર્યું હોય, તેમજ તેનો સાક્ષાત્કાર કર્યો હોય તો આ બે મહાત્મા પુરુષોએ. આપણા પ્રાચીન આર્યઋષિમુનિઓપ્રણીત ધાર્મિક સંસ્કારોની ઝાંખી આ બે પુરુષોએ કરાવી છે.

નાસ્તિક માણસોને આસ્તિકભાવ કેમ પ્રકટાવવો તેની કલા આ પુરુષોએ બતાવી છે. આપણા ધાર્મિક ગ્રંથોમાં આચારવિચાર, વિશુદ્ધભાવ અને આપણી રહેણીકરણી કેવા પ્રકારની હોવી જોઈએ તે આ બંને મહાત્માઓએ અનેક ધાર્મિક ગ્રંથો બહાર પાડી સચોટ ઉપદેશ આપી જનતા સમક્ષ મૂક્યો છે, અને પોતપોતાના શિષ્યોમાં આવી ધાર્મિક ભાવનાઓ પણ પ્રકટ થઇ છે. આધુનિક જમાનામાં આવા સંતમહાત્માઓની ખોટ છે. આધુનિક જગતના વાતાવરણમાં અને આવા સમયમાં આવા મહાત્માઓની ખાસ આવશ્યક્તા છે. શ્રીમન્નાથપ્રભુના જીવનવૃત્તાંતનાં બે પુસ્તકો બહાર પડેલાં છે તેમાંથી વ્યાવહારિક, સામાજિક અને ધાર્મિક જ્ઞાનનો લાભ જનતાને પ્રાપ્ત થાય તેમ છે. ભારતવર્ષનો ઉદ્યોગ અને અભ્યુદય આવા જ સંતવિરલ મહાત્માઓથીજ થાય છે. આપણો ભારતવર્ષ ધર્મપ્રાણદેશ હોવાથી આવા સંતવિરલ મહાત્માઓજ આપણને સદ્બોધ આપવા વારંવાર અવતાર લે છે. તેઓ સાક્ષાત્ દેવકોટિમાં ગણના કરાવી કૃતકૃત્ય થાય અને ભારતની જનતાને કૃતકૃત્ય કરે એવી પ્રાર્થના સહ વિરમાય છે.

———[*]———

## महेश्वर केवा हता ?

મને કહોને મહેશ્વર કેવા હતા ? કેવા હતા ક્યાં રહેતા હતા ? મને કહોને.
ગુણીયલ ગુજરાતના દાના દ્વિજોને, સંધ્યા શિખાડનાર કેવા હતા ? મને૦
નીતિ ને ધર્મતણા પાઠો પઢાવી, સંયમ સમજાવનાર કેવા હતા ? મને૦
શ્રુતિ વેદાંત કર્મ ભક્તિ ને યોગથી, ગીતા ગવડાવનાર કેવા હતા ? મને૦
યોગીને યોગનું ને ભક્તિનું ભાન દઈ, ભક્તોને તારનાર કેવા હતા ? મને૦
સંયમ તિતિક્ષા ને બ્રહ્મતણા જ્ઞાનની, ફોરમ ફેલાવનાર કેવા હતા ? મને૦
આદર્શ આચાર્યતણા ભૂષણ રૂપે એ, કીર્તિ પ્રસરાવનાર કેવા હતા ? મને૦
જ્ઞાન અને કર્મતણા માર્ગો બતાવી, શ્રુતિને બોધનાર કેવા હતા ? મને૦
પત્રો પ્રવાસ અને લેખન કથાએ, ગુર્જરી દીપાવનાર કેવા હતા ? મને૦
દૈવી સંપત્તિ સૌ ઉરમાંહી સ્થાપી, હરખે ઝૂલાવનાર કેવા હતા ? મને૦
આ ભવરણમાં તાપે તપતાં, હૈયાંને ઠારનાર કેવા હતા ? મને૦
વિજય સ્વધર્મતણો વિશ્વે વિસ્તારી, ઝંડો ફરકાવનાર કેવા હતા ? મને૦
ભારે વિષાદે મુંઝાતાં નરનારનાં, હૈયાં હુલાવનાર કેવા હતા ? મને૦
પાવન હેમાદ્રિ શા ગરવા ગિરનારથી, ગંગા ઉતારનાર કેવા હતા ? મને૦
મુમુક્ષુજનને સુમાર્ગે ચડાવી, બુદ્ધિ પ્રકાશનાર કેવા હતા ? મને૦

### સ્તુતિ

જય જગ ત્રાતા, જયપિતુમાતા જય સુખદાતા નાથ !
પ્રભુજી જયસુખ દાતા નાથ.

ભવ ભય ભંજન, જન મન રંજન, જય જગ વંદન નાથ ! પ્રભુજી૦
ભવજલ તારણ અધમ ઉદ્ધારણ, દુઃખનિવારણ નાથ ! પ્રભુજી૦
દીનજન પાલક પતિતોદ્ધારક, પાપ નિવારક નાથ ! પ્રભુજી૦
મન હરનારા જગદાધારા, ઉર વસનારા નાથ ! પ્રભુજી૦
ગુરુવર મારા પ્રિયતમ પ્યારા, હૃદયાધારા નાથ ! પ્રભુજી૦

વિભુવર સ્વામી નાથ નમામિ, પૂરણકામી નાથ ! પ્રભુજી૦
મંગલકારી ભવદુઃખહારી, જય ત્રિપુરારિ નાથ ! પ્રભુજી૦
વિઘ્ન વિનાશન જ્ઞાન પ્રકાશન, નિર્ધનના ધન નાથ ! પ્રભુજી૦
અંતરયામી અતિસુખધામી, જય જગનામી નાથ ! પ્રભુજી૦
અભરણ ભરતા સૌ દુઃખહરતા, મંગલ કરતા નાથ ! પ્રભુજી૦
જય દિનબંધુ કરુણા સિંધુ, નિશદિન વંદુ નાથ ! પ્રભુજી૦ .

———[ * ]———

## मुंबईमां उजवायेला श्रीमन्नाथमहेश्वरना जयंतीमहोत्सवनुं विहंगावलोकन

[ निवेदकः-ज्ञ ]

દર વર્ષની પેઠે આ વર્ષ પણ મુંબઈના આનંદાશ્રમ મુમુક્ષુમંડળ તરફથી પરમપદ કૃપાસિંધુ મહેશ્વર શ્રી ૧૦૦૮ શ્રીમન્નાથભગવાનનો ૮૭મો જયંતીમહોત્સવ મુંબઈમાં ભારે દબદબાથી ભવ્યરીતે ઉજવવામાં આવ્યો હતો.

આ મહોત્સવનો લાભ લેવા બહારગામથી આવેલા સજ્જનોને માધવબાગ સામેની ધર્મશાળાના પહેલે માળે ઉતારો આપવામાં આવ્યો હતો અને મંડળ તરફથી ત્યાં રહેવા જમવાની સર્વે પ્રકારની અત્યુત્તમ સગવડ કરવામાં આવી હતી. ઉપરાંત મંડળના સભ્યો અવારનવાર દિવસમાં ઘણીવાર જાતે મહેમાનોની સરભરામાં સામેલ રહેતા જણાતા હતા.

સમારંભની સમાપ્તિ પછી રવિવાર તા. ૨૪-૯-૪૪એ બોરીવલિમાં પોતાના નિવાસસ્થાને શ્રીયુત મંગળદાસ કેશવલાલભાઈએ પોતાને ત્યાં મંડળના સભ્યો તથા મહેમાનોને આમંત્રણ આપી મહાપૂજનના સમારંભ સાથે મહાપ્રસાદનો વિધિ પણ રાખવામાં આવ્યો હતો.

શ્રી. મંગળદાસભાઈનો આચાર્યચરણપ્રતિનો ઉત્કટ ભક્તિભર્યો પ્રેમ પ્રેક્ષકના હૃદયને અસર કરતો જણાતો હતો. મહાપૂજનની સામગ્રીનો ઠાઠ એમના હૃદયની ભક્તિના સાક્ષીરૂપ જણાતો હતો.

બુધવાર તારીખ ૨૦-૯-૪૪ના રોજ શ્રીયુત અરજણ કરમણભાઈએ પોતાને ત્યાં મંડળ તથા મહેમાનોને સત્સંગાર્થે અત્રે એકત્રિત કર્યા હતા. સ્તુતિ પ્રાર્થના અને આરતિ થયા બાદ પ્રસાદ લઈ સૌ છૂટા પડ્યા હતા. ત્યાં દર બુધવારે રાતના લાથી ૧૦ાા મંડળ થાય છે.

મુંબઈના મુમુક્ષુમંડળના સભ્યો દરરોજ રાત્રે સત્સંગાર્થે એકત્ર થાય છે અને કૃપાનાથનાં પુસ્તકોનું વાચન કરવા ઉપરાંત સંકીર્તન અને આરતિ વગેરે કરી પ્રસાદ લઈ સૌ છૂટા પડે છે. અઠવાડિયાના સાતવાર સાત ગૃહસ્થોએ પોતાને માટે એકેકવાર નક્કી કરી લીધો છે અને પોતાને ત્યાં સત્સંગ માટે સૌભક્તોને એકત્ર કરે છે. આ પ્રથા અનુકરણીય જણાઈ.

બહારગામથી આવેલા મહેમાનોમાં ગોધરાથી શ્રીયુત માણેકલાલ નાનજી ચંદારાણા, શ્રીયુત રેવાશંકર બાલકૃષ્ણ ત્રિવેદી, અ. સૌ. જયંતીબહેન, બીલખા આનંદાશ્રમમાંથી બ્રહ્મચારી દલપતરામજી, શ્રી. કેશવ શર્મા, જંબુસરવાળા શ્રી. અંબાલાલ અને શ્રી. તાપીશંકરભાઈ, ભીમડીવાળા શ્રી. ઓધવજીભાઈ તથા પ્રેમજીભાઈ, સુરતવાળા શ્રી. મણિશંકરભાઈ વગેરે મુખ્ય જણાતા હતા.

લગભગ ૫-૬ દિવસ સુધી મહેમાનો દેવદર્શન અને સત્સંગાર્થે રોકાઈ સોમવારે મહોત્સવનાં મીઠાં અને આલ્હાદ સંસ્મરણો લઈ સૌ સ્વસ્થાને જવા વિદાય થયા હતા.

———:o:———

મુંબઈના મુમુક્ષમંડળ તરફથી મુંબઈમાં માધવબાગના પહેલા મજલે વિશાળ હૉલમા આકર્ષક સર્વાંગસુંદર રીતે ઊજવાયેલો

## — શ્રીમન્નાથજયંતીમહોત્સવ —

પૂજ્યપાદ કૃપાસિંધુ આચાર્યશિરોમણિ સદ્ગુરુપરમાત્મા શ્રી ૧૦૦૮ શ્રીમન્નથુરામશર્માજીનો ૮૭મો જયન્તીમહોત્સવ મુબઈના મુમુક્ષમડળના સામુહિક ખર્ચથી આસો સુદિ ૪ તા ૨૧-૯-૪૪ ગુરુવારે મુબઈના માધવબાગમા ઊજવવામા આવ્યો હતો એ ઉત્સવમા સવારના ૮ાા થી ૧૨ાા અને સાંજના ૪ થી ૧૨ાા સુધી એટલે લગભગ ૧૧ાા-૧૨ કલાકનો આકર્ષક કાર્યક્રમ ગખવામા આવ્યો હતો

મહોત્સવમા લગભગ ૨૫૦૦ નરનારીઓને આમન્ત્રણ કરવામા આવ્યુ હતું જેમાં બહારગામના દીક્ષિત બધુઓનો પણ સમાવેશ થાય છે

મુબઈના મડળનો આ પ્રસગની ઊજવણી માટેનો ઉત્સાહ સમાતો નહોતો અનેકવિધ વ્યવસાયમાં ઓતપ્રોત થઈ રહેલા મુબઈના આ સજ્જનો ચાર દિવસ અગાઉથી આ મહોત્સવની સુંદરતા અને ઉપયોગિતામાટે તનતોડ પ્રયત્ન આદરી રહેલા જણાતા હતા

બહારગામથી આવેલા મહેમાનોના ઉતારાની અને રસોડાની સગવડ, સભાસ્થાનના શણગાર તેમજ બેન્ડ વગેરેની વ્યવસ્થા, શહેરના સભાવિત ગૃહસ્થોને આમન્ત્રણ આપવા જવાની દોડાદોડ, કાર્યક્રમની યોજનાની ગડમથલ વસ્તુ અને વ્યવસ્થાપકની યોજનાની ધમાલ ઇત્યાદિ કામકાજમા સૌ બધુઓ રાતદહાડો રોકાયલા રહેતા જણાતા હતા

ખાસ આ આશ્રમના ટ્રસ્ટીમડળના મુબઈનિવાસી ટ્રસ્ટીબન્ધુઓ **શ્રી અજિતરાયભાઈ** તથા **શ્રી જમશેદજીભાઈ**ની સલાહસૂચના પણ આ ઉત્સવ અગે ઘણી ઉપયોગી હોઈ સુલભ થઈ પડી હતી

સભાસ્થાનના વિશાળ હૉલને આશોપાલવ ભિન્ન ભિન્ન પ્રકારના રગબેરગી પુષ્પો તથા ચિત્રવિચિત્ર રંગના ઇલેક્ટ્રીક લાઈટના કલયુક્ત ગોઠવણીપૂર્વકના તોરણોવડે ભવ્ય અને આકર્ષક રીતે શણગારવામા આવ્યો હતો દીવાલોપર પૂજ્યપાદ આચાર્યશ્રીના મોટા મોટા સુંદર ફોટોગ્રાફ મૂકવામા આવ્યા હતા

હૉલના એક ભાગમા પ્રાચીન ઋષિમુનિઓના આશ્રમો અને તપોભૂમિની ઝાંખી કરાવતો એક સુંદર, સાત્વિક અને દાર્શનિક આશ્રમ બનાવવામા આવ્યો હતો. એ આશ્રમમા ઘાસ પાંદડાંથી સુશોભિત એક પર્ણકુટિ બાધવામા આવી હતી. બાજુમા જળાશયરૂપે કૂવાનું દશ્ય હતુ તપોભૂમિમા નિર્વૈરભાવ દર્શાવતા ગાય, હરણ, આદિ પશુઓ અને કબૂતર, હસ, પોપટ આદિ પક્ષીઓ યથેચ્છ વિચરતા હોય તેવા દશ્યો રજૂ કરવામા આવ્યા હતા એ આશ્રમના એક વિભાગમા વૃક્ષવેલીની ભવ્ય આલ્હાદક ઘટામા મહાયોગી શ્રીમન્નાથયજ્ઞેશ્વર ધ્યાનસ્થ વિરાજેલા હોય તેમ તેઓશ્રીની પ્લાસ્ટર ઑફ પેરિસની બનાવેલી મોટી ભવ્ય મૂર્તિ-પ્રતિમા પધરાવવામા આવી હતી

આખા આશ્રમને વૃક્ષવેલા અને પુષ્પોથી અર્ચન સાત્વિક છતા મનમોહક રીતે સજ્જિત કરવા ઉપરાત વૃક્ષવેલના પાંદડે પાંદડે રગબેરગી લાઈટના તોરણાદિવડે ઝળહળ

આખો હૉલ ચિક્કાર થઈ જતા કેટલાક દાદર પર અને બારાઓના ગોખમાં ઊભા રહેલા જણાતા હતા.

સ્કાઉટ-સ્વયંસેવકોની સેવા નોંધને પાત્ર હતી. આઠ-નવ કલાક સુધી ખડે પગે એમણે વ્યવસ્થા જાળવવામાં પોતાના નામની સાર્થકતા પ્રત્યક્ષ બતાવી હતી. તે બદલ તેમને ધન્યવાદ ઘટે છે.

સભામાં ધ્વનિવર્ધકયંત્રની ( લાઉડસ્પીકરની ) યોજના કરેલી હોવાથી શ્રોતાઓને કોઇ પ્રકારની તકલીફ ન હતી. સંભાવિત ગૃહસ્થોમાટે ગાદીતકીઆની બેઠક કરવામાં આવી હતી.

સાંજના ૪થી ૫ સુધી બ્રહ્મનિષ્ઠ શંકરપ્રસાદ ઊનાવાવાળાનાં અને ૫ થી ૭ સુધી સંગીત વિશારદ પંડિત દેવેન્દ્રવિજયજીનાં ભજનકીર્તનો સંગીત સાથે થયાં હતાં. એ સમયે હૉલનું વાતાવરણ શાંત અને સંગીતમય બની ગયું હતું.

ત્યારબાદ ૭થી ૧૦॥ સુધી પૂજ્યપાદ " કૃપાનાથના દિવ્યજીવનની વિશિષ્ટતા " ઉપર જુદા જુદા વક્તાઓનાં-પ્રાસંગિક પ્રવચનોનો કાર્યક્રમ ચાલ્યો હતો.

સભાના સૂત્રસંચાલનનું કાર્ય શ્રીયુત મણિશંકર સોમનાથ રાવળને સોંપાયું હતું અને તે તેમણે સુંદરરીતે પાર પાડ્યું હતું.

શરૂઆતમાં શ્રી મ. ત્રિ. ભટ્ટે શ્રીનાથમહેશ્વરની પ્રાર્થનાથી કાર્યક્રમનો આરંભ કર્યો હતો.

———*———

મુંબઈના જાણીતા શેરદલાલ શ્રી. ચીમનલાલ માણેકલાલ દવે જેમને મુંબઈ સરકારે જસ્ટીસ ઓફ ધી પીસનો ઈલકાબ આપ્યો છે. શ્રી ચીમનલાલ દલાલ ઉમરેઠના ખેડાવાળ બ્રાહ્મણ જ્ઞાતિના એક ગૃહસ્થ છે. આપણા ગુરુબંધુ દવે શ્રી. માણેકલાલભાઈના સુપુત્ર છે. ઘણીજ સાધારણ સ્થિતિના કુટુંબમાં તેઓ જન્મ્યા હતા. મુંબઈના શેર બજારની સામાન્ય નોકરીમાંથી તેઓ ધીમે ધીમે સ્વાશ્રય અને ખંતથી આગળ વધ્યા છે અને એક લોકપ્રિય શેરદલાલ તરીકેની નામના અને વિપુલ લક્ષ્મી એમણે પ્રાપ્ત કર્યાં છે.

———ૐ———

જામજોધપુરના ગુરુબંધુ શ્રી. માનશંકર શંકરલાલ પંડિતે ગત આસો સુદિ ૧૩ના દિવસે કૈલાસવાસ કર્યો. તેમના આત્માને પ્રભુ શાંતિ આપવા કૃપા કરે!

———] × ]———

## વિજ્ઞપ્તિ

સર્વે ગુરુબંધુઓ આદિએ આનંદાશ્રમમાં મોકલવાની ભેટ, રજીસ્ટર્ડ તથા સર્વે પ્રકારનો પત્રવ્યવહાર કોઈના નામપર નહિ કરતાં માત્ર શ્રી. વ્યવસ્થાપક આનંદાશ્રમ-નવાગામ-પોસ્ટ બીલખા-કાઠિયાવાડ એ શિરનામેથીજ કરવો. એમ ભલામણ કરવામાં આવે છે.

———[ * ]———



Reg. No. B. 3087.

સને ૧૯૪૪ તા. ૨૫ નવેમ્બર





શ્રીઉપદેશગ્રંથાવલિના હવે પછીના
વા અંકોના પ્રકાશકો:—

. શ્રી. અંબાશંકર ભાઈશંકર ત્રિવેદી–
જોરાવરનગર

. શ્રી. પદ્મશંકર અંબાશંકર ત્રિવેદી–
અમદાવાદ

. શ્રી. શેઠ હરજીવન કેશવજી શાહ–
નાશતેશ. (હાલ મુંબઈ.)

ઉપરોક્ત ગુરુબંધુઓએ હવે
છીના એકેક અંકો ક્રમપૂર્વક પોતાના
ર્ચે છપાવલા નામ આપ્યાં છે.

———:૦:———

P. O. Bilkha

## શ્રીઆનંદાશ્રમ–કુંતિયાણા–પાટોત્સવ

કાર્તિક વદિ ૧૧ના દિવસે શ્રીઆનંદાશ્રમ–કુંતિયાણાનો સ્થાપનાદિન–પાટોત્સવ હોવાથી તે
ંગળ દિવસે પૂ. કૃપાનાથનું વિધિવત્ ષોડશોપચાર પૂજન કરવામાં આવ્યું હતું. જેનો લાભ
તિયાણાના ગુરુબંધુઓએ તથા બ્હેનોએ અને અન્ય ભાવિકોએ લીધો હતો. આ મંગલદિવસે
. કૃપાનાથનાં સ્મરણ ધ્યાનપૂર્વક ભજનકીર્તન પણ કરવામાં આવ્યાં હતાં. સૌને પ્રસાદ પણ
હેચવામાં આવ્યો હતો. પૂ. કૃપાનાથનાં વચનામૃત તથા ગીતાદિ શાસ્ત્રોનો સ્વાધ્યાય, પૂર્ણ
ંત્રનો જપ અને કૃપાનાથનું સ્મરણધ્યાન આદિ આંતરિક એવાં આધ્યાત્મિક સાધનોનું
નુષ્ઠાન પણ યથાશક્તિ કરવામાં આવ્યું હતું.

આ રીતે આજનો મંગલ દિવસ આંતરિક એવાં આધ્યાત્મિક પવિત્ર કાર્યોમાં ગાળવામાં
આવ્યો હતો.

આ શ્રીકુંતિયાણા–આનંદાશ્રમનો ઉદ્દેશ કૃપાનાથનું સ્મરણ ધ્યાનપૂર્વક પૂજન, તેઓશ્રીના
વિત્ર ગ્રંથોનો સ્વાધ્યાય, તેઓશ્રીએ આપેલા મંત્રનો જપ આદિ આંતરિક એવાં આધ્યાત્મિક
ાધનોનું અનુષ્ઠાન નિત્ય નિયમપૂર્વક ચાલુ રાખીને પ્રત્યેક સાધક પોતાનો આધ્યાત્મિક વિકાસ
ાધે અને પોતાના પ્રસંગમાં આવતા બીજા સાધકોને ઉપરોક્ત સાધનો સાધવામાં યથાશક્તિ
પ્રેરે એ મુખ્યત્વે છે. પછી ગૌણરીતે કથાકીર્તન આદિ બહિર્ એવાં સમૂહગત સાધનો પણ આ
આનંદાશ્રમદ્વારા સધાય એ પણ એની સ્થાપનાના ઉદ્દેશમાં યોજવામાં આવ્યું હતું.

વર્ષ ૧૩ મું
માર્ગશીર્ષ
અંક ૭
સંવત્ ૨૦૦૧

॥ ॐ ॥
॥ यतो धर्मस्ततो जयः ॥

# आनंदाश्रम

વાર્ષિક લવાજમ
હિન્દમાં પોસ્ટેજ સાથે
રૂ. ૧-૮-૦
પરદેશ માટે
શિલિંગ ૨





શ્રીઆનંદાશ્રમ

आनंदाश्रममेतद् भूयो भवभीतिभञ्जनं भविनाम् ।
निर्मातृनाथचरणं प्रसादयामोऽपुनर्भूत्यै ॥

સંસારીઓના પુનર્જન્મના ભયને નિવૃત્ત કરનાર આ આનંદાશ્રમના આદ્યસ્થાપક શ્રીનાથભગવાનના ચરણકમળને અમે મોક્ષને માટે આરાધીએ છીએ.

# અનુક્રમણિકા



———:o:———

## લવાજમસંબંધી જરૂરી નોંધ

કાગળની અસહ્ય મોંઘવારીમાં ચાલુ ૧૩મા વર્ષનો આ સાતમો અંક પ્રસિદ્ધ થાય છે, માટે બંધુબહેનોનું લવાજમ બાકી હોય તેઓ પોતાનું લવાજમ જેમ બને તેમ વેળાસર મોકલી આપે એમ સ્મરણ આપવામાં આવે છે. ગ્રાહક રહેવાની ઇચ્છા ન હોય તેમણે અગાઉથી ના લખવા શ્રમ લેવો, એટલે ટપાલ તથા વી. પી. કરવાના શ્રમ ને ખર્ચમાં નકામું ઊતરવું ન પડે.

**વ્યવસ્થાપક, આનંદાશ્રમ, નવાગામ પોસ્ટ બીલખા**–કાઠિયાવાડ.

———[ * ]———

જરૂરી

**સૂચના:—લેખસંબંધી અને માસિકસંબંધી સર્વ પત્રવ્યવહાર શ્રી. વ્યવસ્થાપક આનંદાશ્રમ, નવાગામ–પોસ્ટ બીલખા (કાઠિયાવાડ) એ શિરનામે કરવો.**

**તંત્રી** અને પ્રકાશક: શ્રી. મહારાણીદાસ ગોકુળદાસ દેસાઈ, વેદાંતભૂષણ–**માંગરોળ**–કાઠિયાવાડ.

શ્રી ભગવતસિંહજી ઇલેક્ટ્રિક લિથો એન્ડ પ્રિન્ટિંગ પ્રેસ.

માલિક, મુદ્રક: **પારેખ કેવળચંદ કાનજીભાઈ**, ગોંડલ.



श्रीदक्षिणामूर्तिनाथसद्गुरवे नमः॥




आनंदं ब्रह्मणो विद्वान् न बिभेति कुतश्चन ।

અર્થઃ—આનંદસ્વરૂપ બ્રહ્મને જાણનાર કોઇથી પણ ભય પામતો નથી.

તૈત્તિરીય—ઉપનિષદ્

વર્ષ ૧૩ મું ] સંવત્ ૨૦૦૧ માર્ગશીર્ષ [ અંક ૭

## શ્રીસદ્ગુરુ મહિમા

[ પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાન્ ]

રાગ ભૈરવ.

શ્રીસદ્ગુરુની બલિહારી, ઉપકાર વિચારી જાઉં અહોનિશ,
ચરણકમલપર વારી. શ્રીસદ્ગુરુ૦ ૧

અહંતા મમતા દૂર કરાવી, મહામોહને મારી. શ્રીસદ્ગુરુ૦ ૨

અદ્વૈતતત્ત્વ સ્પષ્ટ સમજાવી, દ્વૈતને નાંખ્યું નિવારી. શ્રીસદ્ગુરુ૦ ૩

દેહ જગત્ વિદ્યમાન્ છતાં પણ, સત્યતા તેની વિદારી. શ્રીસદ્ગુરુ૦ ૪

દુઃખ ને દુઃખનું મૂલ ઊખાડી, શીતલતા વિસ્તારી. શ્રીસદ્ગુરુ૦ ૫

પવિત્ર પરમાનંદતણી શુભ, ચઢાવી મહા ખુમારી. શ્રીસદ્ગુરુ૦ ૬

સદ્ગુરુઋણથી મુક્ત થવાનો, ઉપાય ન એમ વિચારી. શ્રીસદ્ગુરુ૦ ૭

પરમપ્રેમથી નમન કરું હું, ગદ્ગદ્ગિરા ઉચ્ચારી. શ્રીસદ્ગુરુ૦ ૮

——[ * ]——

## શ્રીનાથવચનામૃત

[ પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાન્ ]

ઓજસ્ એ પ્રાણ, અંતઃકરણ, ઇંદ્રિયો ને શરીરને તેજસ્વી ને બળવાન કરનારું દ્રવ્ય છે. તેમાં વીજળી પણ રહેલી છે. શકિત વા સામર્થ્ય પણ તેમ રહેલ છે.

પાંચ કર્મેંદ્રિયોનો, પાંચ જ્ઞાનેંદ્રિયોનો ને મનનો શુદ્ધ વ્યવહાર રાખવાથી અને એ ત્રણેની અશુદ્ધ પ્રવૃત્તિનો પરિત્યાગ રાખવાથી, વર્ણાશ્રમના કર્મોનું યથાયોગ્ય પરિપાલન કરવાથી, પ્રાસવ્યવહારનું પવિત્રપણે સેવન કરવાથી પવિત્ર મંત્રના જપથી, પ્રાણાયામ તથા પ્રત્યાહાર કરવાથી ને પોતાના મનને પરમાત્મામાં પ્રેમપૂર્વક જોડવાનો અભ્યાસ કરવાથી મનુષ્યની બુદ્ધિ સુધરે છે.

આરંભમાં ગૃહસ્થે ઇષ્ટમંત્રનો જપ કરવો હિતકર છે. પછી અંતઃકરણની યોગ્યતા વધે ત્યારે પ્રણવનો માનસજપ ગૃહસ્થ કરી શકે.

શરીરને ક્ષણભંગુર સમજી પોતાનું પારમાર્થિક કર્તવ્ય ઉત્તમ પ્રકારે કરવું તે હિતકર છે.

પરમાદરથી પરમાત્માનું સતતસ્મરણધ્યાન કરતાં રહી તથા પ્રારબ્ધકર્મના ફલના દ્રષ્ટા રહી મનને સુપ્રસન્ન રાખશો.

વ્યવહારનાં કર્મોમાં બની શકે તેટલાં અલિપ્ત રહી પરમાર્થનાં સાધનોનું સેવન કરતાં રહેશો.

પરમાત્મા હૃદયમાંજ વિરાજમાન છે ને તે સર્વે જાણી રહ્યા છે.

ઊંડા શ્વાસ લેવાનો તથા મનમાં મંત્રજપ કરવાનો સ્વભાવ પાડશો, કે જેથી મનની પ્રસન્નતા સ્થિર રહે, ને ભય તથા વ્યાકુલતાદિ આવિર્ભાવ ન પામી શકે.

મનને પરમાત્માના સ્મરણધ્યાનવડે વધારે એકાગ્ર, વધારે શુદ્ધ, વધારે સૂક્ષ્મ ને વધારે પ્રકાશવાળું કરી તેને સાચી શાંતિમાં ને સાચા સુખમાં વધારે નિમગ્ન કરતા રહેશો. યોગ્ય પ્રયત્ન કરનારની શુભ ભાવના પ્રભુ સફલ કરે છે.

જેમ ભક્ત પ્રહ્લાદે પોતાની અનન્ય ભકિતવડે પરમાત્માપાસેથી નીચે પ્રમાણે વર મેળવ્યો તેમ તમે પણ પરમાત્માની અનન્ય ભકિત કરી તેવો વર મેળવવા પ્રયત્નશીલ રહેશોઃ—

"सर्वसंभ्रमसंशांत्यै परमाय फलाय च ।
ब्रह्मविश्रांतिपर्यंतो विचारोऽस्तु तवानघ ॥"

(હે નિર્દોષ ! સર્વે સંભ્રમની અત્યંત નિવૃત્તિમાટે અને પરમ ફલને માટે બ્રહ્મમાં વિશ્રાંતિપર્યંત તમારો શુભ વિચાર હો.)

(ચાલુ)

—[*]—

# पूज्यपाद ब्रह्मनिष्ठ महाराज श्रीमन्नथुरामशर्मा–आनंदाश्रम–नवागाम पो. थीलखानो सं. १९९८–१९९९ना हिसाबो संबंधी वृत्तांत

[ લેખકઃ શ્રી. અજિતરાય હરિદાસ પારેખ–મુંબઇ ]

સં. ૧૯૯૯ ના ૩ જા અંકના પાને ૨૭ મા આગલી સાલોનો વૃત્તાંત આપ્યો હતો. તેમાં જણાવ્યા પ્રમાણે સં. ૧૯૯૭ ની આખરે સ્થાયીભંડોળની નક્કી રકમ રૂા. ૨,૯૦,૫૮૧–૧૨–૭ ની હતી, અને તેને લગતી જામીનગીરીઓ વિગેરેનો પૂર્ણ હેવાલ આપવામાં આવ્યો હતો. હવે સં. ૧૯૯૮ અને સં. ૧૯૯૯ ના બે વર્ષોનો હેવાલ આપણે તપાસી જોઇએ.

સં. ૧૯૯૮ ની સાલની શરૂઆતમાં સ્થાયીભંડોળ રૂા. ૪,૫૫,૭૧૩–૬–૧૧ નું બતાવવામાં આવ્યું છે જ્યારે સં. ૧૯૯૯ ની આખરે રૂા. ૪, ૬૨,૪૨૭–૧૫–પાા નું બનાવવામાં આવ્યું છે. એ પ્રમાણે મજકુર બે વર્ષોમાં ભંડોળમાં રૂા. ૬,૭૧૪–૮–૬ાા નો વધારો થયો છે. એ વધારો કઇ રીતનો થયો અને મિલ્કતમાં ક્યાં દર્શાવ્યો છે જેની વિગત નીચે પ્રમાણે છેઃ–

અગાઉ જણાવ્યા પ્રમાણે અમદાવાદ શહેરની ગીચ વસ્તીમાંથી વિદ્યાર્થિભવનનું મકાન ખસેડી સાબરમતી નદી કિનારે શહેરની બહાર સારે સ્થળે નવું મકાન બાંધવામાં આવ્યું છે તેના માટે સજ્જનો તરફથી સં. ૧૯૯૮–૧૯૯૯,માં કુલ રૂા. ૧,૫૬૪–૮–૦ ભેટ મળેલા છે અને ભંડોળમાં ઉમેરવામાં આવ્યા છે.

| | |
|---|---|
| સં. ૧૯૯૮ માં મળેલી ભેટ | રૂા ૧,૪૬૩–૮–૦ |
| સં. ૧૯૯૯ ,, ,, ,, | ,, ૧૦૧–૦–૦ |
| | રૂા ૧,૫૬૪–૮–૦ |

એ ઉપરાંત મજકુર બે સાલોમાં આવકનો વધારો થયો તે પણ ભંડોળમાં ઉમેરાયો છે.

| | |
|---|---|
| સં. ૧૯૯૮ ની સાલનો વધારો | રૂા ૧,૩૭૫–૨–૩ાા |
| સં. ૧૯૯૯ ,, ,, ,, | ,, ૩,૭૭૪–૧૪–૩ |
| | રૂા ૫,૧૫૦–૦–૬ાા |

ઉપર પ્રમાણે રૂા. ૧,૫૬૪–૮–૦ અને રૂા. ૫,૧૫૦–૦–૬ાા મળી કુલ રૂા. ૬,૭૧૪–૮–૬ાા વધારો-સ્થાયી ભંડોળમાં થયો છે.

આ બે સાલમાં જે આવકનો વધારો થયો છે તે આવકજાવકનાં વિગતવાર ઓડિટ કરેલાં પત્રકોમાં જણાવવામાં આવ્યો છે જેનો સંક્ષિપ્ત કોઠો નીચે પ્રમાણે છેઃ–

સં. ૧૯૯૮ અને ૧૯૯૯ ની આવક અને ખર્ચનો કોઠોઃ–

| | સં. ૧૯૯૮ | સં. ૧૯૯૯ |
|---|---|---|
| ભેટ | રૂા. ૫,૩૮૭–૧૪–૮ | રૂા. ૪,૮૬૪– ૬–૨ |
| વ્યાજ | ૧૧,૦૬૭–૧૨–૪ | ૧૧,૧૬૭– ૭–૮ |
| પુસ્તકોની ઉપજ | ૨,૮૩૬– ૨–૫ાા | ૬,૬૫૪– ૨–૪ાા |
| બીજી ઉપજ | ૬૦૮–૧૨–૦ | ૩૫૯–૧૪–૯ |

| | | |
|---|---|---|
| કુલ આવક | રૂ. ૧૯,૯૦૦– ૯–૫ાા | રૂ. ૨૩,૦૪૫–૧૪–૧૧ાા |
| કુલ ખર્ચ | ૧૮,૨૮૫– ૭–૨ | ૧૯,૦૩૧– ૦– ૮ાા |
| આવકનો વધારો નીચે પ્રમાણે વેંચ્યો | રૂ. ૧,૬૧૫– ૨–૩ાા | રૂ. ૪,૦૧૪–૧૪– ૩ |
| મકાનનાં અસાધારણ સુધારકામ માટે રાખેલા અનામત ખાતે જમા | રૂ. ૨૦૦–૦–૦ | રૂ. ૨૦૦– ૦–૦ |
| પરચુરણ કામ માટે રાખેલા અનામત ખાતે જમા | રૂ. ૪૦–૦–૦ | રૂ. ૪૦– ૦–૦ |
| સ્થાયીભંડોળ ખાતે જમા | રૂ. ૧,૩૭૫–૨–૩ાા | રૂ. ૩,૭૭૪–૧૪–૩ |
| | રૂ. ૧,૬૧૫–૨–૩ાા | રૂ. ૪,૦૧૪–૧૪–૩ |

સામાન્યરીતે જોતાં આશ્રમનો ખર્ચ દર સાલ મુજબ સંભાળથી કરવામાં આવ્યો છે. વળી સં. ૧૯૯૮–૧૯૯૯ માં હંમેશ મુજબ ટ્રસ્ટીઓની સૂચના પ્રમાણે મકાનના અસાધારણ સુધાર કામ માટે રૂ. ૨૦૦] અને પરચુરણ કામ માટે રૂ. ૪૦] એમ અનામત કાઢવામાં આવ્યા છે. આ પ્રમાણેનો વહીવટ થયા પછી સં. ૧૯૯૯ ની આખરે શ્રીઆનંદાશ્રમનું સ્થાયીભંડોળ રૂ. ૪,૬૨,૪૨૭–૧૫–૫ાા નું થવા પામ્યું છે. એ ભંડોળમાં શ્રીઆનંદાશ્રમની સ્થાવર મિલ્કતની કિંમત અને બીજાં લેણાંનો સમાવેશ થઇ જાય છે, જે બાદ કરતાં સ્થાયીભંડોળને લગતી જામીનગીરીઓ નીચે પ્રમાણે છે:–

| | | |
|---|---|---|
| ૧ સ્થાયીભંડોળ | | રૂ. ૪,૬૨,૪૨૭–૧૫–૫ાા |
| બાદ:–સ્થાવર મિલ્કતોની કિંમત જે ભંડોળમાં સમાઈ ગયેલી છે | | રૂ. ૧,૫૭,૦૭૭– ૯–૯ |
| | | રૂ. ૩,૦૫,૩૫૦– ૫–૮ાા |
| બાદ:– લેણાં | રૂ. ૧૭,૬૪૪–૧૦–૧ાા | |
| જેમાંથી બાદ દેવાં | રૂ. ૪,૫૩૩– ૮–૧ | ૧૩,૧૧૧– ૨–૦ાા |
| | | રૂ. ૨,૯૨,૨૩૯– ૩–૮ |
| ઉમેરો:–અનામત ફંડો | | ૨,૮૮૦– ૦–૦ |
| સ્થાવર મિલ્કત સિવાયનું સ્થાયીભંડોળ | | રૂ. ૨,૯૫,૧૧૯– ૩–૮ |

૨ સ્થાયીભંડોળને લગતી જામીનગીરીઓ અને જણસ:–

| | | |
|---|---|---|
| રૂ. ૨,૨૬,૯૦૦ ની ૧૯૬૦–૭૦ ની ૪ ટકાની લોન. | કિંમત | રૂ. ૨,૨૦,૬૫૨–૧૪– |
| ,, ૪૧,૫૦૦ ની ૧૯૮૪–૫૫ ની ૩ાા ,, | ,, ,, | ૪૧,૧૭૯– ૦– |
| ,, ૧૦,૦૦૦ ની ૧૯૪૭–૫૦ ની ૩ાા ,, | ,, ,, | ૧૦,૩૫૬–૧૪– |
| ,, ૧૦,૨૦૦ ની ૧૯૬૩–૬૫ ની ૩ ,, | ,, ,, | ૯,૭૫૩–૧૨– |
| ,, ૩,૦૦૦ ની ૧૯૦૦–૦૧ ની ૩ાા ,, | ,, ,, | ૨,૯૩૨– ૮–૦ |

કુલ જામીનગીરીઓની કિંમત રૂ. ૨,૮૪,૮૭૫– ૦–૭

| | |
|---|---|
| આનંદાશ્રમને લગતી રોકડ, ભાવનગર દરબાર બેંક અને બીલખા પોસ્ટ ઓફિસની સેવીંગ્ઝ બેંકમાં ડીપોઝીટ | રૂા. ૧૦,૨૧૯- ૭-૧ |
| નવી ખરીદેલી જામીનગીરી ઉપર વસુલ કરવાનું બાકી રહેલું વ્યાજ | ૨૪-૧૨-૦ |
| | રૂા. ૨,૯૫,૧૧૯- ૩-૮ |

૩ આ ઉપરાંત આનંદાશ્રમને ભેટો મળેલી છે જેનાં અનામત ફંડો નીચે પ્રમાણે છેઃ-

| | રૂ. આ. પા. |
|---|---|
| શેઠ કલ્યાણજી ચતુર્ભુજનાં પત્ની કુલકુંવરબાઇનું ફંડ | ૧૦,૬૮૦-૦- ૦ |
| બેન શ્રી. સુમરીબાઇ કાળાવાળા (મકાન સિવાય પુરાંત નથી) | |
| શેઠ. હરખચંદ લક્ષ્મીચંદ | ૭૪૦-૧- ૬ |
| ,, ગણુપતરામ નાનાભાઇ ભટ્ટ | ૭૦૮-૯- ૫ |
| સ્વર્ગસ્થ માતુશ્રી ગનુમાના આત્મકલ્યાણાર્થે હા. બેન શ્રીસુમરીબેન | ૬૨૧-૦- ૦ |
| બેન વાલુબાઇ દેવકરણ | ૮૦૦-૦- ૦ |
| સદ્ગત સોની પીલાભાઇ સુંદરજી | ૭૧૨-૮- ૦ |
| શેઠ રવજી દેવજી | ૩,૦૮૬-૦-૧૧ |
| ,, હરજીવન કેશવજી | ૩,૦૬૦-૦- ૦ |
| વિષ્ણુલક્ષ્મીબેન વૈકુંઠભાઈ | ૫૦૦-૦- ૦ |
| શેઠ શંકરલાલ બાપાલાલ | ૪૫૧-૦- ૦ |
| ,, મણિશંકર પૂર્ણાનંદ | ૫૨૬-૪- ૦ |
| ,, મહાશંકર છગનલાલ | ૫૧૭-૮- ૦ |
| ,, છગનલાલ વજેશંકર | ૪૨૮-૦- ૦ |
| ,, જેઠાલાલ દયાલજી | ૨૦૧-૦- ૦ |
| ,, ચત્રભુજ ભીમજી | ૧૫૦-૦- ૦ |
| ,, લક્ષ્મિદાસ હેમરાજ | ૧૦૧-૦- ૦ |
| ,, રૂગનાથજી સુંદરજી કરાંચીવાલા | ૧૦૧-૦- ૦ |
| ,, દ્વારકાદાસ ભગવાનદાસ | ૩૦૦-૦- ૦ |
| ,, સોમનાથ વિક્રમલાલ | ૧૦૦-૦- ૦ |
| ,, દ્વારકાદાસ ખેતસી | ૧૦૧-૦- ૦ |
| | કુલ રકમ રૂા. ૨૩,૮૮૪-૧૫-૧૦ |

૪ ઉપલા ફંડોને લગતી જામીનગીરીઓ અને રોકડઃ-

| | | | | |
|---|---|---|---|---|
| રૂા. ૧૨,૦૦૦ | ૧૯૬૦-૭૦ની ૪ | ટકાની લોન | | રૂા. ૧૦,૬૮૦- ૦-૦ |
| ,, ૭૦૦ | ૧૯૪૫-૫૫ની ૫ | ,, | ,, | ,, ૭૦૦- ૦-૦ |
| ,, ૧૦૦૦ | ૧૮૬૫ ની ૩॥ | ,, | ,, | ,, ૬૪૩- ૨-૦ |
| ,, ૨૦૦૦ | ૧૮૬૫ ની ૩॥ | ,, | ,, | ,, ૨,૯૭૬-૧૧-૦ |
| ,, ૧૦૦૦ | ૧૯૦૦-૦૧ની ૩॥ | ,, | ,, | |
| ,, ૩૦૦૦ | ૧૯૬૦-૭૦ની ૪ | ,, | ,, | ,, ૨,૯૧૯-૧૫-૨ |
| ,, ૫૦૦ | ૧૮૫૪-૫૫ની ૩॥ | ,, | ,, | ,, ૪૭૭-૧૪-૪ |

| | | | |
|---|---|---|---|
| રૂા. | ૫૦૦ ૧૮૫૪–૫૫ ની કા ટકાની લોન | રૂા. | ૫૦૦– ૦–૦ |
| ,, | ૪૦૦ ,, ,, ,, ,, ,, | ,, | ૪૦૦– ૦–૦ |

કુલ જામીનગીરીઓની કિંમત રૂ. ૧૯,૩૦૦–૧૦–૬

રોકડ જશુભ-સેવિંગ ખાતામાં ભેટ મળેલી રકમોને લગતી નગદ મિલ્કત — રૂ. ૪,૫૮૪– ૫– ૪

રૂ. ૨૩,૮૮૪–૧૫–૧૦

ઉપલા આંકડાઓને અનુસરી તપાસતાં શ્રીઆનંદાશ્રમનું સરવૈયું સમજવા માટે નીચે મુજબ સંક્ષિપ્તમાં કોઠો આપ્યો છે:–

**૧ સ્થાયીભંડોળ ( અનામત ફંડના રૂ. ૨૮૮૦ મળીને )**

| | |
|---|---|
| મિલ્કતોનું બનેલું | રૂ. ૧,૫૭,૦૭૭– ૯– ૯ |
| લેણાં ( દેવા બાદ જતાં ) નું બનેલું | ,, ૧૩,૧૧૧– ૨– ૦॥ |
| જામીનગીરીઓ અને રોકડનું બનેલું | ,, ૨,૯૫,૧૧૯– ૩– ૮ |
| અનામત ફંડ મળીને બનેલુંસ્થાયી ભંડોળ | ,, ૪,૬૫,૩૦૭–૧૫– ૫॥ |
| ૨ ભેટ થયેલી રકમોના ફંડો | ,, ૨૩,૮૮૪–૧૫–૧૦ |

સં. ૧૯૯૬ ના આશ્વિન વદ ૫ ના ધાડપાડુઓએ આનંદાશ્રમમાં ધાડ પાડી લૂંટ ચલાવી હતી જેને લગતો વૃત્તાંત "આનંદાશ્રમ" માસિકમાં અગાઉ પ્રસિદ્ધ થઇ ગયેલો છે.

છેલ્લા પ્રસિદ્ધ થયેલા વૃત્તાંતમાં લેખ નં. ૩૭–૩૮ અને ૩૯ માટે મેં કેટલોક ખુલાસો કર્યો હતો. તેના સંબંધમાં જણાવવાનું કે તે લેખોને એજન્સીના ધારા લાગુ પડેલા હોવાથી આનંદાશ્રમે વેચાણ રાખેલી જમીનનું વેચાણ રદ ગણાયું છે. આનંદાશ્રમે જમીન વેચાણ લીધા પછી તે જમીનની ઉપજ ત્રણ વર્ષ ખાધી. એ ઉપજ બાદ કરી બાકીની રકમનું ધોરણસર વ્યાજ ગણીને જે રકમ થશે તે રકમ વરાડ નક્કી થયેથી તે પ્રમાણે તે તેટલા હપ્તાએ આનંદાશ્રમને મુજરા મળશે.

આ સાલ અગાઉ મુજબ શ્રીઆનંદાશ્રમના હિસાબોનાં સ્ટેટમેન્ટો પ્રસિદ્ધ કરવામાં આવ્યાં નથી, કારણ કે હાલ કાગળનો ભાવ ઘણો વધી ગયો છે, પરંતુ જણાવવાની જરૂર છે કે હિસાબો શ્રીઆનંદાશ્રમના ઓડીટરોએ ઓડીટ કરેલા છે, અને હંમેશ મુજબની કોઇપણ વાંધા વગરની ( unqualified ) સર્ટીફીકેટ આપેલી છે.

———[ * ]———

## કૃપાનાથનું જીવનદર્શન

( ગતાંકથી ચાલુ )

[ લેખકઃ–શ્રી. કરણસિંહજી લાલસિંહજી ઠાકોર ]

તેઓશ્રીના આખા જીવનમાં આવા આનંદની મસ્તી સદાકાલ જામી હોય. જ્યારે જોઇએ ત્યારે એજ આનંદ, એજ મંદ હાસ્ય, એજ પ્રસન્નતા. સ્તુતિના પ્રસંગમાંય એજ આનંદ ને નિંદાના પ્રસંગમાં પણ એજ આનંદ. માનના પ્રસંગમાંય એજ આનંદ ને અપમાનના પ્રસંગમાં પણ એજ આનંદ. ઉત્થાનના સમયથી માંડી શયનસુધીના કોઇપણ સમયે દર્શન કરીએ ત્યારે,

એજ પ્રસન્નતા. પ્રવૃત્તિનો ગમે તેટલો બોજો હોય કે પ્રવાસનો ગમે તેટલો શ્રમ હોય પણ વદનકમલ તો મંદહાસ્યથી મલકતુંજ હોય. માનવમેદનીમાં વીંટાયા હોય ત્યારે પણ એજ આનંદતરંગો મુખપર ઊઠતા હોય, શરીરે અસ્વાસ્થ્ય હોય ત્યારે એજ પ્રસન્નમુદ્રા વિલસતી હોય; જાણે આનંદનો અમૃતસાગર છલકતો હોય એમ મુખકમલ જોતાં જણાય. નહિતર ક્વચિત્ તો મુખ કરમાતું જોઈએ, ક્વચિત્તો મુખપર શોકછાયા ઢળતી જોઈએ, અપ્રસન્નતા, ખિન્નતા, ઉદ્વેગનો થોડો ઉભરો તો આવવો જોઈએ. પણ આમાંનું કશું નહિ, કોઈ દહાડો નહિ, કોઈ પ્રસંગે નહિ, કોઈ સ્થિતિમાં નહિ, કોઈ સ્થાનમાં નહિ. આતે શું હશે? આનું નામજ સહજાનંદ: આનું નામજ પરમાનંદ: આનું નામજ નિત્યાનંદ.

જગત્પરના બધા આનંદો આ આનંદસાગરના બિંદુતુલ્ય છે. જગત્પરના બધા આનંદો આને મુકાબલે અલ્પજીવી છે. એટલેજ સમ્રાટોના મુખપર કે લક્ષ્મીનંદનોના મુખપર આવો આનંદ જણાતો નથી. એટલુંજ નહિ પણ એ લોકોય આ આનંદમાટે વલખાં મારે છે અને પ્રાપ્તસુખથી સદા અતૃપ્ત, અસંતુષ્ટ ને ખિન્ન રહે છે. આ આનંદમાટેજ ભર્તૃહરિ તથા ગોપીચંદે રાજપાટ છોડ્યું હતું. આ આનંદમાટેજ મહાવીરસ્વામીએ અને બુદ્ધે રાજ્યસુખને ઠોકરે માર્યું હતું. આ આનંદમાટેજ વિશ્વામિત્રે રાજ્યવૈભવ ફગાવી કૌપીન ધારણ કર્યું હતું.

આવા નિજાનંદમાં તેઓશ્રી સદાકાલ મગ્ન રહેતા અને દર્શન કરનારને, સમાગમમાં આવનારને, કે સાન્નિધ્ય સેવનારને એ આનંદમાં તરબોળ કરતા. ત્યાં આવનાર દુઃખી હોય તો તે પોતાનું દુઃખ ભૂલી જતો. ત્યાં આવનાર દીન હોય તો તે પોતાની દીનતા ભૂલી જતો. ત્યાં આવનાર રોગી હોય તો તે પોતાનો રોગ ભૂલી જતો. ત્યાં આવનાર શિષ્ય હોય કે અશિષ્ય, સાધક હોય કે અસાધક, પ્રશંસક હોય કે નિંદક, ધર્મી હોય કે અધર્મી—આવનાર ગમે તે વયનો, ગમે તે વર્ણનો, કે ગમે તે વર્ગનો હોય—પરંતુ સમાગમમાં આવતાંજ તેનાં પરમાણુઓ બદલાય. તેને સમુદ્રતીરપર ઊભવા જેવી શાંતિ લાગે. તેને વાતાવરણમાં ઉછળતા આનંદકલ્લોલોની અસર થાય. તે પોતે પણ કોઈ પ્રશાંત સ્થાનમાં આવ્યો હોય એવું ભાસે. તે પોતે પણ શાંતિમાં ઓતપ્રોત થવા લાગે.

કેટલો પ્રબલ પ્રાણપ્રવાહ! કેટલો મસ્ત આનંદ! કેટલી ઉન્નત આત્મદશા!

આવા મહત્પુરુષ જગતને સુખી કરી શકે અને દુઃખમય સંસારમાં સુખનું સ્વર્ગ રચી શકે. આવા પુરુષજ સાચા મહાન્ છે, સાચા વંદનીય છે, સાચા પૂજ્ય છે. મોઢેરામાં જન્મેલા, બીલખા—આનંદાશ્રમમાં આચાર્યરૂપે બિરાજેલા અને કાઠિયાવાડ, કચ્છ ને ગુજરાતની ભૂમિપર ઉપરોક્ત આનંદની લહાણી સારૂ સતત પ્રવાસ કરનારા શ્રીનથુરામશર્માજી સાચા મહાન્ પુરુષ હતા, સાચા વંદનીય પુરુષ હતા, સાચા પૂજ્ય પુરુષ હતા. એટલેજ તેઓશ્રીનો જયંતીમહોત્સવ ઊજવવા આપણે પ્રેરાયા છીએ; એટલેજ તેઓશ્રીને વંદવા આપણે એકઠા થયા છીએ, એટલેજ તેઓશ્રીને પૂજવા આપણે તત્પર થયા છીએ...!

આજનો મહોત્સવ, આજનું પૂજન, આજની વંદના ત્યારેજ સફલ મનાય કે તેઓશ્રીના જીવનમાં પ્રકટેલું એ આનંદઝરણું આપણા જીવનમાં પણ પ્રકટે અને એ ત્યારેજ પ્રકટે કે જ્યારે આપણે નિષ્કપટભાવે, વિનમ્રભાવે, પ્રેમભાવે તેઓશ્રીનું જીવનદર્શન કર્યા કરીએ. આ જીવનદર્શન સદાકાલ બન્યું રહે તો પછી બાકી શું રહે? કીટભ્રમરન્યાયે કીટ ભ્રમરરૂપ થાય એમ પૂજક પૂજ્યરૂપ બની જાય. સેવક સેવ્યરૂપ બની જાય. એટલે પછી આનંદને શોધખોળ ન પડે. એના ફુવારા ફુટી નીકળે. શરીર એમાં ભીંજાય જાય, ઇન્દ્રિયો એમાં ભીંજાય જાઈ, મન એમાં

ભીંજાય જાય. પછી એ આનંદની લહેરો ઊછળતીજ રહે. આનું નામ જીવનસાફલ્ય. આનું નામ જીવનનો અંતિમ વિકાસ: આનું નામ પરમાનંદપ્રાપ્તિ…!

જેઓશ્રીનો જયંતીમહોત્સવ ઊજવીએ છીએ એ પરમપુરુષ શ્રદ્ધાન્વિત સૌને ભવ્ય જીવનદર્શન કરાવી સન્માર્ગ ગામી કરો-એ વિરલવિભૂતિ ભાવિક સૌને જીવનસૌરભ આપી જીવનસાફલ્ય અર્પો-એ આનંદસાગર સૌ પ્રેમીજનોને એ દિવ્યાનંદના ભોક્તા બનાવી જીવનવિકાસને શિખરે સ્થાપો…! ૐ શાંતિ:, શાંતિ:, શાંતિ:-!!!

——[ ૐ ]——

## एकमुखी रुद्राक्षनुं माहात्म्य (એક સત્ય ઘટના)

[ લેખક: શ્રી. અંબાશંકર ભાઇશંકર ત્રિવેદી–જોરાવરનગર ]

મિથિલા દેશમાં ઉજ્જન નામના ગામડામાં એક રુદ્રધર ઉપાધ્યાય નામે બહુશ્રુત પંડિત રહેતા હતા. તેઓ વિદ્યાવિલાસી હોવાથી, તેમને વિદ્યા સંપાદન કરવામાં એટલી બધી આસક્તિ અને પ્રીતિ હતી કે પોતાના ગામથી સાત માઇલ દૂર કોલયબ નામના ગામમાં વેદાધ્યયન કરવા સારે હમેશાં નિયમિત જતા હતા. સવારમાં વહેલા ઉઠી, સ્નાનસંધ્યા કરી, થોડો ઉપાહાર કરી જતા અને રાત્રે ઘરે આવી એક વખત જમતા. તેઓ ગુરુના ઘરેથી પાછા ફરતી વખતે ૭ માઇલ દૂર એક તલાવડી આવતી ત્યાં થાક ખાતા અને તેમાં સ્નાન કરી, સંધ્યા કરી પછી ઘર તરફ રવાના થતા. એક દિવસ તેઓ સંધ્યા કરીને પ્રયાણ કરવાની તૈયારી કરે છે, ત્યાં એક ગેબી અવાજ આવ્યો, ચારે તરફ દૃષ્ટિપાત કર્યો, પણ ક્યાંથી અવાજ આવે છે તે દૃષ્ટિગોચર થયું નહિ. એક મીનીટ થઈ ત્યાં સ્પષ્ટ સંભળાયું કે "ઓ રુદ્રધર ઉપાધ્યાય! હું કહું છું તે તું સાંભળ. હું તારા જેવોજ એક વિદ્વાન્ પંડિત હતો પણ મિથ્યાભિમાનને વશ થઇ, કોઈ ગુરુ કર્યા નહિ અને વિદ્યાના મદમાં છકી જઈ, ઘણા વિદ્વાનોના અપમાન કર્યાં. તેમાં એક સંતપુરુષનો શાપ થવાથી હું ભૂત થયો છું. આમ કહી તે ભૂત જાણે ધુમાડાની આકૃતિ હોય તેવા રૂપમાં, ઉપાધ્યાય સમક્ષ થોડે દૂર પ્રત્યક્ષ થયું. જેમ જેમ રુદ્રધર ઉપાધ્યાય તેની પાસે જાય તેમ તેમ તે ભૂત દૂર દૂર ખસતું જાય. ઉપાધ્યાયે કહ્યું કે "તમે મારી પાસે કેમ આવતા નથી?" ત્યારે ભૂતે કહ્યું કે "તમે વિદ્વાન્ થઇ આટલું સમજી શકતા નથી? હું તમારી પાસે આવું તો તમારા ગાયત્રીના તેજથી બળી મરૂં. માટે હું તમારાથી દૂર રહું છું" પછી ભૂતે કહ્યું કે "તારા પાડોશમાં તારા નજીકના સગા મહીધર ઉપાધ્યાયની પુત્રી ભયંકર મહારોગના બીછાને પડેલી છે, કાલે તેનું અવસાન થશે અને પછી તે ડાકીણી થશે. મારે તેના સાથે લગ્ન કરવું છે. માટે તું ભૂતલગ્ન પદ્ધતિની એક પુસ્તિકા લખીને તારી સાથે લેતો આવજે. તું મને તે આપીશ, પછી હું અહીંથી બે માઇલ દૂર તને એક સ્થળ બતાવીશ. ત્યાં ઘણું દ્રવ્ય દાટેલું છે તે એક લોભીયો માણસ જેણે પોતાના દ્રવ્યનો કાંઇ સદુપયોગ કર્યો નહિ એટલે તેનું ધન ચોરાઇ ગયું, ચોર લોકો ધન દાટીને નાશી ગયા, પછી તે ત્યાંજ દાટેલું રહી ગયું છે. તે લોભીયો સર્પ થઇને તે ધનનું રક્ષણ કરે છે પણ હું આવીશ એટલે તે સર્પ ત્યાંથી દૂર ખસી જશે એટલે તારાથી ઉપાડી શકાય તેટલું દ્રવ્ય તારે લઈ રવાના થઈ જવું." રુદ્રધર ઉપાધ્યાયે કહ્યું કે ભૂતલગ્ન પદ્ધતિ હું જાણું છું એટલે તે લખીને લેતો આવીશ. ભૂત અદૃશ્ય થઈ ગયું એટલે ઉપાધ્યાયે લપાટાબંધ ઘર તરફ ચાલવા માંડયું. બીજેજ દિવસે તે ભૂતના કહેવા પ્રમાણે તે બાઇનું શરીર પંચત્વને પામ્યું. ત્યાંના રીતરીવાજ પ્રમાણે તેના શબને બહાર ફળીયામાં કાઢવામાં આવ્યું અને

તેના શરીરને ભસ્મ લગાવી, તુળસી ક્યારો હતો ત્યાં ઉત્તર તરફ માથું રાખી શબને સુવાડવામાં આવ્યું. બધી અગ્નિસંસ્કારની ક્રિયા થઈ રહ્યા પછી, રદ્રધર ઉપાધ્યાયે શાસ્ત્રીય લક્ષપદ્ધતિમાંથી થોડા ભાગ ઉદ્ધૃત કરી, તેમાં થોડો ફેરફાર કરી, નાનકડી પુસ્તિકા તૈયાર કરી, તુરત પ્રયાણ કર્યું. તલાવડી આવી ત્યારે ત્યાં ઉભા રહ્યા, અને સંકેત પ્રમાણે તાળીઓ પાડી કે તુરત ભૂત પ્રત્યક્ષ થયું, અને દૂર ઉભું રહ્યું.- ઉપાધ્યાયે જણાવ્યું કે તમારી સૂચનાનુસાર ભૂતલક્ષપદ્ધતિની પુસ્તિકા લાવ્યો છું. ભૂતે જણાવ્યું કે "તે બાઈ તો શિવલોકમાં ચાલી ગઈ, એટલે હું નિરાશ થયો છું મારે હવે તે પુસ્તિકાની જરૂર નથી." આમ શા માટે થયું તેનું કારણ પૂછ્યું, ત્યારે ભૂતે જણાવ્યું કે જે જગ્યાએ તે બાઈને સુવાડી હતી, તેની નીચે એક **એકમુખી રુદ્રાક્ષનો પારો** દાટેલો હતો, તે એકમુખી રુદ્રાક્ષના પારાના માહાત્મ્યના પ્રભાવે, તે બાઈનો રુદ્રલોકમાં નિવાસ થયો છે; એટલે મારી ધારણા સફળ થઈ નથી; પણ તું મારી પાછળ પાછળ ચાલ, હું તને દ્રવ્ય જે દાટેલું છે તે બતાવું છું અને તું તારી ઈચ્છા પ્રમાણે લઇ લેજે. ઉપાધ્યાયે જણાવ્યું કે, મારે તમારું કામજ કરવાનું હતું. કોઈની કમાણીનું દ્રવ્ય મારે જોઈતું નથી. તેવું દ્રવ્ય વધારે વખત રહે પણ નહિ. નીતિથી મહેનત કરી મેળવેલું દ્રવ્ય તે પોતે અને પોતાની સંતતિ વાપરી શકે છે. વળી તે સર્પને ખસેડીને લેવું તેમાં પણ હું પાપ સમજું છું, એમ કહી તે ઘરે આવવા પાછા ફર્યા. તેમના ભાઈ મણિધર ઉપાધ્યાયે પૂછ્યું કે તમે આજે વહેલા કેમ પાછા આવ્યા? ત્યારે તેમણે ભૂતે કહેલી બધી હકીકત કહી સંભળાવી. બીજે દિવસે સવારે જ્યાં શબને સુવાડ્યું હતું તે જગ્યા ત્રણ ચાર હાથ ખોદી, ત્યારે એક રૂપાની ડાબલી કટાઈ ગયેલ સ્થિતિમાં જોવામાં આવી. તે ખોલતાં તેમાંથી એકમુખી રુદ્રાક્ષનો પારો નીકળ્યો. આ એકમુખી રુદ્રાક્ષનું તેમણે પૂજન કરવાનું શરુ કર્યું. તેના પૂજનથી તેમને પ્રારબ્ધ સાનુકૂળ થવા લાગ્યું. પુત્રાદિક તથા દ્રવ્યનો લાભ થયો.

રુદ્રાક્ષનું માહાત્મ્ય શિવપુરાણમાં ઘણું વર્ણવવામાં આવ્યું છે. એકમુખી રુદ્રાક્ષનું માહાત્મ્ય નીચે પ્રમાણે વર્ણવ્યું છે:-

> रुद्राक्षाः विविधाः प्रोक्तास्तेषां भेदान्वदाम्यहम् ।
> शृणु पार्वति सद्भक्त्या भुक्तिमुक्तिफलप्रदान् ॥ ६३ ॥
>
> एक वक्त्रः शिवः साक्षात् भुक्तिमुक्तिफलप्रदः ।
> तस्य दर्शनमात्रेण ब्रह्महत्या व्यपोहति ॥ ६४ ॥
>
> यत्र संपूजितस्तत्र लक्ष्मी दूरतरा न हि ।
> नश्यंत्युपद्रवाः सर्वे सर्वकामा भवंति हि ॥ ६५ ॥

॥ शिवपुराण-विद्येश्वरसंहिता अध्याय २५ मो ॥

**ભાવાર્થ:**—હે પાર્વતી! રુદ્રાક્ષના અનેક ભેદ છે, જે સુખ અને મુક્તિપ્રદ ભેદ તમને કહું છું તે તમે સાંભળો. જે એક મુખવાળો રુદ્રાક્ષ છે તે પ્રત્યક્ષ શિવરૂપ છે ને તે સંસારસુખ અને મુક્તિને આપે છે. તેનાં દર્શનમાત્રથીજ પાપમાત્ર નાશ પામે છે. જ્યાં તે રુદ્રાક્ષની પૂજા થાય છે ત્યાં લક્ષ્મી વાસો કરે છે, સર્વે ઉપદ્રવો નાશ પામે છે, અને સર્વે કામનાઓ પૂરી થાય છે. ૬૩-૬૪-૬૫.

——[ ॐ ]——

# મુંબઈમાં ઉજવાયેલા શ્રીમન્નાથમહેશ્વરના જયંતીમહોત્સવનું વિહંગાવલોકન

(ગતાંકથી ચાલુ)

પ્ર. શંકરપ્રસાદજીએ પોતાના વક્તવ્યમાં કહ્યું કે:—

જે વ્યક્તિને માટે મને ઘણું માન હતું ને છે તે મહાન્ વ્યક્તિની આજે જયંતી છે. એ દિવ્ય મહાપુરુષની કૃપા જેણે પ્રાપ્ત કરી છે—તેઓશ્રીનું શરણ જેમણે લીધું છે તેમને ખરેખર ધન્યવાદ ઘટે છે.

સાચા સંતો આપણને દૃષ્ટિગોચર થાય છે, તેઓ જનસમાજમાં આપણી પેઠે વિચરતા જણાય છે ખરા પરંતુ તેમનું મન કેવળ બ્રહ્મચિંતનમાંજ હોય છે—તેઓ બ્રહ્મમયજ હોય છે—તેમનો સર્વાત્મભાવ હોય છે; એમની નસેનસમાં વેદાંત ઊતરેલું હોય છે. આવી બ્રહ્માકારવૃત્તિવાળા સંતો બહુ ઓછા છે અને તેમનું દર્શન પણ ઘણા પુણ્યના પરિપાકે ક્વચિતજ થાય છે. આપણી વચ્ચે એવાજ એક દૈવી સંતપુરુષ આવી ગયા, જેમની આજે જયંતી ઉજવવા આપણે એકત્રિત થયા છીએ.

કદાચ વ્યાવહારિક દૃષ્ટિએ તેમણે સ્થૂલદેહનો ત્યાગ કર્યો છે એમ લાગતું હોય પરંતુ તેઓ વાસ્તવિકરીતે અમર છે. પોતાના અક્ષરદેહવડે—પોતાની દૈવી વાણીવડે અમર હોઈ સૌને સન્માર્ગે પ્રેરી રહ્યા છે.

પૂજ્યપાદશ્રીનાં દર્શન મને ૧૦–૧૨ વખત થયાં છે. સંતપુરુષો વેદધર્મનું સ્થાપન કરનારા છે. તેઓ જન્મ લઈને જગતના જીવોનો ઉદ્ધાર કરે છે. આ મહાત્માશ્રીએ પણ પ્રકટ થઈને જીવો ઉપર અનેક ઉપકારો કર્યા છે—તેમને ઉદ્ધાર્યા છે.

વાણી, વિચાર ને વર્તન આ મહાત્માશ્રીની પેઠે કોઈકમાંજ એક સરખાં જોવામાં આવે છે. એઓશ્રીનું વર્તન ધડો લેવા લાયક હતું. એમને માટે જેટલું કહીએ તેટલું ઓછુંજ છે. એઓશ્રી વિરાટ્રૂપે બિરાજેલાજ છે. સૌમાં અભેદભાવ પામી સૌમાં વિલસી જનસ્તુતિની ભાવના એઓશ્રી જોઈ રહ્યા છે.

* * * * *

દિ. બ. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીએ પૂજ્યપાદ કૃપાનાથનો સંક્ષિપ્ત જીવનપરિચય આપી ટુંકમાં પણ મુદ્દાસર નીચેના ભાવવાળું વિવેચન કર્યું હતું.

પૂજ્યપાદ મહાત્માશ્રી કાઠિયાવાડમાં જન્મેલા હતા. કાઠિયાવાડ ધર્મક્ષેત્ર પણ છે ને વીરક્ષેત્ર પણ છે. ધર્મક્ષેત્ર તો શ્રીકૃષ્ણે નિવાસ કર્યો, મીરાંબાઈ ત્યાં ગયાં, ને ધર્મ અર્થે જીવન અર્પણ કર્યું. નરસિંહ મહેતા આદિ સંતો પ્રકટ્યા ત્યારથીજ છે. અનેક સંતસાધુઓ અને ભક્તો કાઠિયાવાડની ભૂમિપર ઘણા પાક્યા છે. એ ભક્તસંતોની ભૂમિ હોવા ઉપરાંત બહારવટીઆઓની પણ એ ભૂમિ છે.

સોરઠી બહારવટીઆ અને સૌરાષ્ટ્રની રસધાર વાંચતાં જણાય છે કે એ ભૂમિના બહારવટીઆઓમાં પણ ધાર્મિકતા—કર્તવ્ય—નું સંપૂર્ણ ભાન હતું. જ્યારે બહારવટીઆ-જેવી જાતમાં પણ ધાર્મિકતા જોવામાં આવે છે તો પછી આવા સંતોમાં આદર્શ ધાર્મિકતા હોય એમાં આશ્ચર્ય પણ શું? જે ક્ષેત્રના બહારવટીઆ ધર્મયુક્ત હોય તે ક્ષેત્રના સંતો, ભક્તો, આચાર્યો કેવા હોઈ શકે તે સહેજે સમજી શકાય—તેમ છે.

સ્વામી દયાનંદ સરસ્વતી આર્યસમાજના સ્થાપક થઈ ગયા, એવા બીજા ઘણા મોટી સંતો થઈ ગયા છે. એ પરંપરામાં ભાગ લેનાર પૂજ્યપાદ મહાત્માશ્રી નથુરામ-શર્માજી એક થઈ ગયા છે. એઓ પ્રખ્યાતિ મેળવે અને પૂજાય એમાં કોઈ પ્રકારનું આશ્ચર્ય નથી. તત્ત્વજ્ઞાનપ્રચાર અને વર્ણાશ્રમધર્મનો ઉપદેશ કરવામાં છેલ્લાં ૫૦ વર્ષમાં મહાત્માશ્રીની બરોબરી કરી શકે એવો કોઈ પાક્યો નથી એ ભૂમિની ખાસિયત એવી છે કે એમાં ભક્તો, ધર્માચાર્યો અને સંતો પાક્યાજ રહેશે મહાત્માશ્રી ગયા પણ ગુજરાત કાઠિયાવાડમાં પોતાનાં વ્યાખ્યાન, ઉપદેશ અને જીવનઆદર્શથી ધાર્મિક શ્રેય કરવા માટે ઘણું ઘણું મૂકી ગયા છે. યોગ, કર્મ, ઉપાસના, જ્ઞાન ઇત્યાદિ વિષયોપર અનેક પુસ્તકો લખીને જનતાપર મોટો ઉપકાર કર્યો છે મુમુક્ષુ બની આપણે એ જ્ઞાનામૃતનો લાભ લઈ કૃતાર્થ થવું જોઈએ.

આજે આપણે એ મહાત્માને અંજલિ અર્પણ કરીએ છીએ એમા આપણે આપણો ધર્મ બજાવીએ છીએ એમજ કહી શકાય

× * * * *

શ્રીયુત માણેકલાલ નાનજી ચંદારાણા( માણિકશર્મા )નો શ્રી મ ત્રિ. ભટ્ટે સક્ષિપ્ત પરિચય આપી તેમને મુંબઈના મુમુક્ષુમંડળતરફથી અર્પણ કરવાનું માનપત્ર વાંચી સંભળાવી તે પૂજ્યપાદશ્રીના પુનિત પાદારવિન્દયુગલમા ધરીને તેને પ્રસાદીનું કર્યા બાદ દિ. બ. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીના માંગલિક હસ્તે ચાંદીના કાસ્કેટમાં મૂકી સમર્પણ કરવા સાથે હારતોરા આપવામાં આવ્યા હતા. માનપત્રની છાપેલી પ્રતો સભામાં વહેંચવામાં આવી હતી.

માનપત્રના ઉત્તરમાં શ્રીયુત ચંદારાણાએ પોતાની લઘુતા નિવેદન કરતાં પોતે યોગીશ્વર શ્રીનાથપ્રભુના ચરણારવિંદની અલ્પ રજ હોવાનું જણાવ્યુ હતું આ માનપત્ર મને પોતાને નહિ પણ પ્રભુની ચરણરજને અપાય છે—પ્રભુના વિરાટ્ સ્વરૂપના એક અદના અંગનું આ એક પ્રકારનું પૂજન છે એમ હું માનું છુ આ માનપત્ર મને (ચંદારાણાને) નહિ પણ પ્રભુના ચરણારવિંદને સમર્પણ થયુ છે એમ હું માનું છુ એમ કહી તેમણે પોતાના વક્તવ્યના સમર્થનમા બે દષ્ટાંતો રજુ કર્યા હતાં—

(૧) એક વેપારી દેવદેવીઓની મૂર્તિઓ વ્યાપારાર્થે ગધેડાપર લાદીને પરગામ લઈ જતો હતો રસ્તે જતા આવતા લોકો આ સુંદર મૂર્તિઓ જોઈ હર્ષિત હૃદયે ભક્તિ-ભાવથી તેને વંદન કરતા હતા. ગવેડાએ વિચાર કર્યો કે મારી મહત્તા તો મોટી જણાય છે. આ સૌ મને પોતાને પગે લાગતા જણાય છે આવા વિચારથી તે ગર્વવડે ફુલાઈ પોતાની મહત્તાના ગુમાનમા ઊભો રહ્યો એટલે તેના માલીકે તેને ધોકાનો સપાટો લગાવીને કહ્યું કે મૂર્ખ! આ બધા કઈ તને પગે લાગતા નથી તું તારે ચાલ્યા કર. એ બધા તો તારી પીઠપર લાદેલી મૂર્તિઓને પગે લાગે છે તેમ આપે મને માનપત્ર આપ્યાનો દેખાવ કર્યો છે પણ તે મને પોતાને આપેલું હું માનતો નથી; પણ મારા મસ્તકપર વિરાજેલાં પ્રભુના પાદારવિંદને આ માનપત્ર અર્પણ થઈ રહ્યું છે એમજ હું તો સમજું છું. હું તો માત્ર પ્રભુએ મારે માટે નિયત કરેલાં કાર્યોનો ભાર વહન કરનારો છુ.

(ચાલુ)

## एक पत्र

પ્રિય ભાઈશ્રી કરશનદાસ શ્યામજી કરાંચી

જયશ્રીનાથ મહેશ્વર !

કરાંચી-આનંદાશ્રમની વ્યવસ્થા અત્યારસુધી આપના એક હથ્થુ વહિવટથી ચાલતી હતી તેમાં ત્યાંનું આખું મુમુક્ષુમંડળ વિરોધ દર્શાવતું હતું, અને તેમના તરફથી આપની સામેના ફરિયાદના પત્રો આવ્યા કરતા હતાં, અને છેવટે સારા માનનીય ગૃહસ્થોએ ઘણી સહીઓવાળી અરજી આપતાં અને કેટલાક ભાઇઓએ અહીં આવી રૂબરૂમાં પણ ફરિયાદ કરતાં અહીંના જનરલટ્રસ્ટીમંડળની મિટિંગમાં અગિયાર ગૃહસ્થોની એક કમિટિ મુકરર કરી છે, અને તેમના મારફત ત્યાંના આનંદાશ્રમની વ્યવસ્થા ચલાવવાનું ઠરાવી તે બાબત આપને રજીસ્ટર્ડ પોસ્ટથી ખબર આપવામાં આવ્યા છે, છતાં આપ તેમાં વિરોધ દર્શાવવા પત્રો લખ્યા કરો છો, અને આપની પાસેનો તમામ ચાર્જ સોંપતા નથી. ત્યાંના મુકરર થયેલા ૧૧ મેંબરોએ પરસ્પર સમજૂત કરી શેઠ દ્વારકાદાસ ખેતસીને મંત્રી તરીકે ચૂંટી કાઢયા છે એટલે હવે આપે આપની પાસેનો તમામ ચાર્જ તેમને તુરત સોંપી દેવો જોઇએ. તેઓ બધી વ્યવસ્થા કરશે, અને આપને આ સંબંધમાં કાંઇ વાંધો હોય તો તે મુકરર થયેલી કમિટિ મારફત શ્રી નવાગામ પોસ્ટ બીલખા-આનંદાશ્રમના મંત્રીને મોકલવા શ્રમ લેશો. એટલે તે વિષે હવે પછીની મિટિંગમાં નિર્ણય કરવામાં આવશે.

જૂનાગઢ
તા. ૧૧-૧૧-૪૪

પોપટલાલ તારાચંદ વકીલ
વ્યવસ્થાપક ટ્રસ્ટીમંડળના મંત્રી

આનંદાશ્રમ-નવાગામ પો. બીલખા (કાઠિયાવાડ)

———[ * ]———

## શ્રીઆનંદાશ્રમ-સમાચાર



**[ ભાદ્રપદ માસ ]**

**મુખ્યસેટ:**—રૂ. ૩૭-૦-૦ શ્રી. દ્વારકાદાસ ખેતસી-કરાંચી [ મિલદાન સાટે ]. રૂ. ૧૧-૦-૦ શ્રી. ભગવાનજી મનુભાઈ ચંદારાણા-મુંબઈ. રૂ. ૩૦-૦-૦ શ્રી. દ્વારકાદાસ ખેતસી-કરાંચી. રૂ. ૧૧-૦-૦ પોરબંદરવાળા સદ્ગત હીરાચંદ પોપટલાલની સદ્ગતિ અર્થે હા. તેમના સુપુત્રો તથા તેમનાં પત્ની પાર્વતીબેન ગોવિંદજી લાખાણી-હા. પોરબંદર.

**લઘુરુદ્ર અને રુદ્રાભિષેક:**—શ્રી. અંબાશંકર ભાઈશંકર ત્રિવેદી-જોરાવરનગર તરફથી ૧૬ રુદ્રાભિષેક. શ્રી. દ્વારકાદાસ ખેતસી-કરાંચી રુદ્રાભિષેક ૫ પાંચ. નામદાર દરબારશ્રી રાવતવાળા સાહેબ-બીલખા સ્ટેટ તરફથી લઘુરુદ્ર ૨.

**ભોજન:**—રૂ. ૩૦-૦-૦ શ્રી. વામનરાય જટાશંકર-પાટણવાવ તરફથી ફાગણ સુદ ૫ ના ભોજન ખર્ચ પેટે. રૂ. ૫-૦-૦ શ્રી. ધીમંતલાલ હીરાલાલ ભેરાઈ. શ્રીઆનંદાશ્રમને અર્પણ થયેલી રકમના વ્યાજમાંથી નીચેના ગૃહસ્થો તરફથી ભોજન આપવાની વ્યવસ્થા થયેલી છે:—શ્રી. મહાલક્ષ્મી બહેન-માંગરોળ. શ્રી. મણિશંકર પૂર્ણાનંદ-અમદાવાદ.

**થાળ:**—રૂ. ૧-૪-૦ બેન સવિતાગૌરી-મુંબઈ. રૂ. ૬-૪-૦ શ્રી. માણેકલાલ નાનજી ચંદારાણા-ગોધરા તરફથી ભિન્ન ભિન્ન શ્રાદ્ધતિથિઓના પાંચ થાળના. રૂ. ૩-૧૨-૦ શ્રી. રેવાશંકર બાલકૃષ્ણ-ગોધરા ( ત્રણ થાળ. ) રૂ ૧-૪-૦ શ્રી. લક્ષ્મીશંકર રઘુરામ પંડ્યા-અમરેલી. રૂ. ૧-૪-૦ શ્રી. હર્ષદરાય મહાસણીદાસ દેસાઈ-માંગરોળ. રૂ. ૧-૪-૦ શ્રી. પુરુષોત્તમ રામજી-જૂનાગઢ. ૧-૪-૦ શ્રી. દ્વારકાદાસ ખેતસી-કરાંચી. રૂ. ૧-૪-૦ શ્રી. કરસનદાસ હરજી-જૂનાગઢ. રૂ. ૧-૪-૦ હરજી લાલજી જેઠા-કરદેજ. રૂ ૧-૪-૦ શ્રી ગોમતીબાઈ તે ભક્ત કરસન મૂળજીનાં પત્નીના શ્રાદ્ધ નિમિત્તે. રૂ. ૧-૪-૦ શ્રી. પ્રેમજી રાઘવ તરફથી ભક્ત કરસન મૂળજીના આત્મકલ્યાણાર્થે દીપકના. રૂ. ૫-૦-૦ શ્રી. હરિલાલ બહેચરલાલ વ્યાસ-વીસાવદર. રૂ. ૧-૪-૦ શ્રી. ભગવાનજી મનુભાઈ ચંદારાણા-મુંબઈ. રૂ. ૩-૧૨-૦ શ્રી. પ્રતાપસિંહ માનસિંહ-મુંબઈ (ત્રણ થાળ). રૂ. ૧-૪-૦ તેમના તરફથી ફલાહાર નિમિત્તે. રૂ. ૫-૦-૦ શ્રી. ચંદસિંહ પ્રતાપસિંહ-મુંબઈ. શ્રી. સાકરલાલ મણિશંકર પંડિત-ખંભાત ( વ્યાજમાંથી થાળ ૧. ) શ્રી. આણંદલાલ ગોવિંદજી વકીલ-પોરબંદર (વ્યાજમાંથી થાળ).

**અખંડદીપક:**—રૂ. ૭-૦-૦ શ્રી. દ્વારકાદાસ ખેતસી-કરાંચી રૂ. ૦-૪-૦ પુરુષોત્તમ રામજી-જૂનાગઢ. રૂ. ૧-૦-૦ શ્રી. પોપટલાલ વાલજી-જામનગર. રૂ. ૧-૦-૦ શ્રી. પ્રેમશંકર હરગોવિંદ ઠાકર. રૂ. ૨-૦-૦ શ્રી. ચંદસિંહ પ્રતાપસિંહ-મુંબઈ.

**પુસ્તક પ્રકાશન ખાતે આવેલી રકમ:**—રૂ. ૮-૦-૦ શ્રી. રામજી વિશ્રામ-કરાંચી. રૂ. ૬-૦-૦ શ્રી. ચંદસિંહ પ્રતાપસિંહ-મુંબઈ.

શ્રીઆનંદાશ્રમ મુમુક્ષુમંડળ મુંબઈમાં શ્રીદત્તજયંતીનિમિત્તે શ્રીનાથપ્રભુનું પૂજન થયું હતું.

——[*]——

Reg. No. B. 3087.

સને ૧૯૪૪ તા. ૨૫ ડિસેમ્બર



# विज्ञप्ति

આવતા જાન્યુઆરીની તા. ૧૪ મી ને પોષ વદિ ૭ને રવિવારે મકરસંક્રાંતિ નિમિત્તે માધવભુવન, કોઠાવાડીમાં શ્રીસદ્ગુરુપૂજન થશે.

સુધારોઃ—ગતાંકમાં મુખપૃષ્ઠપર માર્ગશીર્ષ માસ છપાયો છે તેને બદલે કાર્તિક માસ વાંચવો.

શ્રી. ત્રિભુવન વિઠ્ઠલજી હવે એક વર્ષની લાંબી રજા ઉપર ઉતરવાથી મનીઓર્ડર મોકલનારે તથા પત્રવ્યવહાર કરનારાએ વ્યવસ્થાપક તરીકે તેમનું નામ ન લખતાં ફક્ત વ્યવસ્થાપક આનંદાશ્રમ-નવાગામ-પોસ્ટ બીલખા એટલાજ શબ્દો લખી પત્રવ્યવહાર કરવો.

સુપરવાઇઝર આનંદાશ્રમ-નવાગામ

———:o:———

શ્રીઆનંદાશ્રમ, નવાગામ (પો. બીલખા—કાઠિયાવાડ)
તરફથી
પ્રગટ થતું ધાર્મિક માસિક પત્ર.
P. O. Bilkha (Kathiawar–India).
आनंदाश्रम

## परचुरणभेट

[ સં. ૨૦૦૦ના ભાદ્રપદ માસથી ]

૧-૦-૦ શ્રી. રમણિકલાલ ત્રિભુવન દવે
-૪-૦ ,, માણેકલાલ નાનજી ચંદારાણા
-૦-૦ ,, રેવાશંકર બાલકૃષ્ણ-ગોધરા ગોધરામાં શ્રાવણ સુદિ ૧૫ની ભેટના
૧-૦-૦ ,, મા. ના. ચંદારાણા
૧-૦-૦ ,, કે. મા. ચંદારાણા
૭-૦-૯ પરચુરણ શ્રાવણ વદિ ૮ના પૂજન ભેટના-ગોધરા
૧-૦-૦ શ્રી. મા. ના. ચંદારાણા
૧-૪-૦ ,, ભગવાનજી મનુભાઈ
૧-૫-૬ શ્રી. રતિલાલ મનોરદાસ
૦-૪-૦ ,, રેવાશંકર બાલકૃષ્ણ
૦-૮-૦ માણેકબહેન રણછોડદાસ
૦-૧૧-૩ શ્રી. મા. ના. ચંદારાણાનું કુટુંબ
૦-૧-૦ ,, હરિશંકર ત્રિવેદી
૧-૪-૦ ,, હર્ષદરાય મહારાણીદાસ દેશાઈ
૬-૦-૦ ,, અંબાશંકર ભાઈશંકર ત્રિવેદી તરફથી ૧૬ રુદ્રીના પૂજાપાના તથા ભેટના
૧-૧૨-૦ ,, દ્વારકાદાસ ખેતસી ૪ રુદ્રાભિષેક ના પૂજાપો તથા ભેટના

( આશ્વિન, કાર્તિક તથા માગશર એ ત્રણમાસની ભેટ આદિની વિગત આવતા અંકમાં છપાશે. )

——[ + ]——

વર્ષ ૧૩ મું
પોષ
અંક ૮
સંવત્ ૨૦૦૧

॥ ॐ ॥

॥ यतो धर्मस्ततो जयः ॥

# आनंदाश्रम

રૂ ૧-૦-૦
પરદેશમાટે
શિલિંગ ૨



શ્રીઆનંદાશ્રમ

आनंदाश्रममेतद् भूयो भवभीतिभञ्जनं भविनाम् ।
निर्मातृनाथचरणं प्रसादयामोऽपुनर्भूत्यै ॥

સંસારીઓના પુનર્જન્મના ભયને નિવૃત્ત કરનાર આ આનંદાશ્રમના આધસ્થાપક શ્રીનાથભગવાનના ચરણકમળને અમે મોક્ષને માટે આરાધીએ છીએ

# અનુક્રમણિકા



———:o:———

## લવાજમસંબંધી જરૂરી નોંધ

કાગળની અસહ્ય મોંઘવારીમાં ચાલુ ૧૩મા વર્ષનો આ આઠમો અંક પ્રસિદ્ધ થાય છે, માટે જે બંધુબહેનોનું લવાજમ બાકી હોય તેઓ પોતાનું લવાજમ જેમ બને તેમ વેળાસર મોકલી આપે એમ સ્મરણ આપવામાં આવે છે. ગ્રાહક રહેવાની ઇચ્છા ન હોય તેમણે અગાઉથી ના લખવા ન લેવો, એટલે ટપાલ તથા વી. પી. કરવાના શ્રમ ને ખર્ચમાં નકામું ઊતરવું ન પડે.

**વ્યવસ્થાપક, આનંદાશ્રમ, નવાગામ** પોસ્ટ **બીલખા**-કાઠિયાવાડ.

———[ * ]———

જરૂરી

**સૂચના:—લેખસંબંધી અને આર્થિકસંબંધી સર્વે પત્રવ્યવહાર શ્રી. વ્યવસ્થાપક આનંદાશ્રમ, નવાગામ-પોસ્ટ બીલખા (કાઠિયાવાડ) એ શિરનામે કરવો.**


**તંત્રી** અને પ્રકાશક: શ્રી. મહારાશીદાસ ગોકુળદાસ દેશાઇ, વેદાંતભૂષણ-**માંગરોળ**-કાઠિયાવાડ.

શ્રી ભગવતસિંહજી ઇલેક્ટ્રિક લિથો એન્ડ પ્રિન્ટિંગ પ્રેસ.

માલિક મુદ્રક: **પારેખ કેવળચંદ કાનજીભાઈ**, ગોંડલ.



श्रीदक्षिणामूर्तिनाथसद्गुरवे नमः॥




आनंदं ब्रह्मणो विद्वान न बिभेति कुतश्चन।

અર્થઃ–આનંદસ્વરૂપ બ્રહ્મને જાણનાર કોઇથી પણ ભય પામતો નથી.

તૈત્તિરીય–ઉપનિષદ્

વર્ષ ૧૩ મું ] સંવત્ ૨૦૦૨ પોષ [ અંક ૮ મો

## श्रीसद्गुरुप्रति प्रार्थना

(રાગ મલાર)

[ પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાન્]

સુણજો મમ પોકાર, સદ્ગુરો! કૃપા કરીને, સુણજો મમ પોકાર. ટેક.

કર્તવ્ય અકર્તવ્ય ન સમજું, ન સમજું સાર અસાર. સદ્ગુરો! ૧

હું કોણ આ જગ શું છે? કહો બ્રહ્મ-ઈશ-વિચાર. સદ્ગુરો! ૨

મોક્ષ મોક્ષનાં સાધન કહીને, દૂર કરો સંસાર. સદ્ગુરો! ૩

સર્વ દુઃખોનો નાશ કરીને, પામું હું સુખ સાર. સદ્ગુરો! ૪

જન્મમરણનો ફેરો ટાળી, રહું સદા અવિકાર. સદ્ગુરો! ૫

આપ દયાથી જ્ઞાતવ્ય જાણી, પામું ભવનો પાર. સદ્ગુરો! ૬

——[ * ]——

## શ્રીનાથવચનામૃત

### [ પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાન્ ]

ઊંડા શ્વાસ લેવાનો સ્વભાવ રાખવાથી, નાભિને બરાની કરોડભણી સવારસાંજ થોડી થોડી ખેંચ્યા કરવાનો પ્રયત્ન કરવાથી, અને કફોત્પાદક વસ્તુઓ ન્યૂન ખાવાથી શ્લેષ્મની અસર ન્યૂન જણાઈ બંને નાસાપુટ ખુલ્લાં રહેવા લાગશે.

જાલંધરબંધ–માથાને બની શકે તેટલું નીચું નમાવી કંઠને બની શકે તેટલો સંકોચવો તે. મૂલબંધ–ગુદાને તથા ઉપસ્થને યથાશક્તિ સંકોચવાં. ઉડ્ડીયાનબંધ દિવસમાં જેટલો વધારે થાય તેટલો ઉપકારક છે. પ્રાતિભાસિકશરીર–સ્વપ્નાવસ્થામાં પ્રતીત થતું વાસનામય શરીર. પ્રાતિભાસિકપ્રપંચ–સ્વપ્નમાં, મનોરાજ્યમાં ને ભ્રાંતિકાલે પ્રતીત થતા મિથ્યા પદાર્થો.

પ્રત્યક્તત્ત્વ–અંતઃકરણના ઊંડાણમાં રહેલો અંતરાત્મા. દશ્યની અપેક્ષાએ આત્માને દ્રષ્ટા ને સાપેક્ષ્યની અપેક્ષાએ આત્માને સાક્ષી કહેવામાં આવે છે, માત્ર તે બે શબ્દમાં ભેદ છે. અર્થમાં ભેદ નથી.

આચાર્યોના નામની આગળ જે ૧૦૮ વા ૧૦૦૮ લખાય છે તે તેમના અંતઃકરણાદિમાં રહેલા ૧૦૮ વા ૧૦૦૮ શુભગુણોનો સદ્ભાવ સૂચવવા માટે છે.

તમારા અંતઃકરણમાં જેમ જેમ સાત્ત્વિકભાવ વિશેષ વધતો જશે તેમ તેમ તમને તમારા વ્યવહારપરમાર્થમાં અનુકૂળતાની વૃદ્ધિ થતી અનુભવાશે.

મનમાં ઈષ્ટમંત્રનો ન્યૂનાધિક જપ થયા કરે એવો સ્વભાવ પાડવા પ્રયત્નશીલ રહેશો.

પરમાત્માની, સત્શાસ્ત્રની ને સદ્ગુરુની અભિમુખવૃત્તિ રાખી, તેમની આજ્ઞાઓનું ભાવપૂર્વક અનુસરણ કરી, મનની શુદ્ધિમાં, સ્થિરતામાં ને પ્રસન્નતામાં વધારો કરતા રહેશો.

પ્રભુનાં અનેક નામોમાંથી તમને જે નામ વહાલું લાગતું હોય તે નામનું સ્મરણ પ્રીતિપૂર્વક થઈ શકે તેટલું કરશો.

પ્રભુના જે સ્વરૂપમાં તમને વહાલ હોય તે સ્વરૂપનું ધ્યાન પ્રેમપૂર્વક કરતા રહેશો.

મન, વાણી ને શરીરથી પાપકર્મ ન થાય એમ કાળજી રાખશો. મન, વાણી ને શરીરથી થઈ શકે તેટલું સારું કામ કરતા રહેશો.

ભલી રીતે વર્તવાથી ને પ્રભુનું સ્મરણધ્યાન પ્રીતિપૂર્વક કરતા રહેવાથી પ્રભુ દયા કરવા સમર્થ છે.

ક્રોધનું નિમિત્ત પ્રાપ્ત થાય તોપણ એવે પ્રસંગે તીવ્ર ક્રોધ ન થવો જોઈએ. મનને સ્થિર રાખી જે કહેવા યોગ્ય હોય તે કહેવું જોઈએ. દુઃખી પ્રાણીને દુઃખમાંથી છોડાવવામાટે યોગ્ય પ્રયત્ન કરવો, પણ અસાધારણ ક્રોધથી પોતાના અંતઃકરણને બહુ તપાવવું નહિ.

ધૈર્ય રાખી મનને પ્રસન્ન રાખશો. પરમાત્માના સ્મરણધ્યાનથી મન શાંત

રહેવા-લાગશે. સંસારમાં સગાંઓના સંયોગવિયોગ થયા કરે છે એમ સમજી મનને શાંત રાખ્યા વિના બીજો ઉપાય નથી.

દીર્ઘસૂત્રતા પ્રમાદ ને, આળસનો કરી ત્યાગ;
કર્તવ્યમાં મન સ્થિર કરો, રાખી દૃઢ અનુરાગ ૧

(ચાલુ)

——[ * ]——

## श्रीसनत्सुजातीयम्

(શ્રીશાંકરભાષ્યસમેત)

[ અનુવાદકઃ મહારાણીદાસ ગોકુળદાસ દેશાઈ-વેદાંતભૂષણ ]

(અનુસંધાન ગત અંક ૧૯ાના પૃષ્ઠ ૭માથી)

अंगुष्ठमात्रः पुरुषोऽन्तरात्मा न दृश्यतेऽसौ हृदये निविष्टः ।
अजश्चरो दिवारात्रमतंद्रितश्च स तं मत्वा कविरास्ते प्रसन्नः ।
योगिनस्तं प्रपश्यन्ति भगवन्तं सनातनं ॥ २० ॥

જન્મી, જીવી ને મરી જનારા જે આ પ્રસિદ્ધ પુરુષને આપણે ખરા પુરુષ જાણીએ છીએ તે આ પ્રસિદ્ધ પુરુષ ખરેખરો ખરો પુરુષ નથી.

જન્મી, જીવી ને મરી જનારું તો ખરું જોતાં પુરુષનું આ પ્રસિદ્ધ સ્થૂલ શરીર છે તે મરણને પાત્ર હોવાથી તો તે શરીર કહેવાય છે.

તે આ પ્રસિદ્ધ સ્થૂલ શરીર પોતે છે એમ અવિવેકથી જાણનારો પુરુષ ભલે પોતાને સ્થૂલ શરીર જાણે પણ તેથી આ પ્રસિદ્ધ સ્થૂલ શરીર ખરેખરું પુરુષ થઈ શકે નહિ ન તો અશરીર પુરુષ ખરેખરો આ પ્રસિદ્ધ સ્થૂલ શરીર હોઈ શકે.

એક પછી બીજું એમ અનેક સ્થૂલ શરીરોને ધારણ કરનારો પુરુષ આ પ્રસિદ્ધ સ્થૂલ શરીરથી જુદા શરીરી જીવ હોવાનું આપણે જરા વધારે વિવેકથી જાણીએ છીએ તે પ્રસિદ્ધ જીવ પણ ખરેખરો ખરો પુરુષ નથી.

સ્થૂલ શરીરથી જુદો પ્રસિદ્ધ જીવ પણ સૂક્ષ્મ શરીરવાળો તો હોયજ છે.

અને તે સૂક્ષ્મ શરીર પોતે છે એમ તે અવિવેકથી જાણે પણ તેથી અશરીર પુરુષ ખરેખરો શરીર થાય નહિ અને શરીર ખરેખરું પુરુષ થાય નહિ.

એવી રીતે જરા વધારે વિવેકથી આપણે સ્થૂલ તથા સૂક્ષ્મ શરીરનાં કારણભૂત હોવાથી કારણ શરીર કહેવાતા કારણ શરીરવાળા પુરુષને ખરો પુરુષ જાણીએ તે કારણ શરીરવાળો પુરુષ પણ ખરેખરો ખરો પુરુષ ન હોય.

તે કારણ શરીર પોતે છે એમ અવિવેકથી પુરુષ જાણે પણ તેથી અશરીર પુરુષ ખરેખરો શરીર ન થાય તે શરીર ખરેખરું પુરુષ ન થાય

પ્રસિદ્ધ આ સ્થૂલ, સૂક્ષ્મ ને કારણ એવાં ત્રણે શરીરોથી જુદો ખરો પુરુષ તો ઉત્તરોત્તર તે ત્રણે શરીરોની અંતર રહેલો છે.

ઉત્તરોત્તર એ ત્રણે શરીરોની અંતર હોવાથી અંતઃકરણ કહેવાતું જે હૃદ રહેલું છે તેમાં ખરો પુરુષ તેના ખરા અશરીર સ્વરૂપે રહેલો હોય છે.

એ હૃદય પ્રસિદ્ધ આ સ્થૂલ શરીરના અંગુઠાના માપનું હોવાથી ખર પુરુષને શાસ્ત્રમાં અંગુઠા જેવડો કહેલો છે.

પણ શરીર શરીર પ્રતિ પ્રવેશ પામીને પુરુષઃ એટલે અનેકશઃ એટલે ઘણારૂપે થયેલો હોવાથી પુરુષ કહેવાતો પુરુષ તેના ખરા સ્વરૂપે અનંત હોવાથી હૃદય જેવડા અલ્પ સ્થાનમાં તે ખરેખરો સમાઈ શકે નહિ.

અને સર્વે શરીરોના હૃદયમાં રહીને તેમને ચેતના ન આપે તો શરીરો તો જડ હોવાથી તેમાં પુરુષનું જણાવું અશક્ય થાય.

તેથી જડ શરીરોમાં જીવને જણાવવાના હેતુથી પુરુષ પોતે સર્વે શરીરોના હૃદયમાં રહેલો હોય છે.

પણ તે અવિદ્યમાન જડ શરીરોને માયાવડેજ ઉત્પન્ન કરીને તેમને જેમ વિદ્યમાન જણાવે છે તેમ તે જડ શરીરોના હૃદયમાં માયાવડેજ પોતે પણ સમાયેલો જણાવે છે.

શરીરો સર્વે જડ હોવાથી તેમને કોઇને પોતાપણું ન હોય ને તેથી તેમને કોઇને કર્તાપણું તથા ભોક્તાપણું પણ ન હોય.

શરીરોમાં પોતાપણું કરી રહેનારા શરીરી જીવને પોતાપણું હોય છે ને તેથી તેને કર્તાપણું તથા ભોક્તાપણું પણ હોય છે.

તેથી શરીરી જીવ એક રીતે શરીરોમાં શરીરોની અપેક્ષાએ આત્મા કહેવાય છે.

પણ અવિવેકથી શરીરોમાં પોતાપણું કરી રહેનારા શરીરી જીવની અપેક્ષાએ જીવ વા પુરુષ તેના અશરીર સ્વરૂપેજ ખરેખરો આત્મા કહેવાવા યોગ્ય છે.

આત્મારૂપે પુરુષ સર્વે શરીરોની અંતર રહેલો હોવાથી અંતરાત્મા કહેવાય છે.

એમ પુરુષ તેના ખરા સ્વરૂપે તો હૃદયમાં સંતાઈ રહેલા જેવો હોઇને અવિવેકી પુરુષોને તે પ્રત્યક્ષ જણાતો નથી.

પુરુષ પોતે તેના ખરા સ્વરૂપે અશરીર હોઇને તેને પોતાને ખરેખરાં જન્મમરણ નથી તેથી તે અજન્મા ને અમર છે.

શરીર ઇંદ્રિયોમાં પોતાપણું કરી રહીને શરીરી જીવ શરીર ઇંદ્રિયોની જાગ્રત્ દશામાં પોતે પોતાને જાગ્રત જાણે છે અને શરીર ઇંદ્રિયોની તંદ્રા વા નિદ્રાની દશામાં પોતાને તંદ્રાવાળો વા નિદ્રાવાળો જાણે છે.

પુરુષ તેના આત્મસ્વરૂપે તો પોતાને સદોદિત સ્વરૂપે જાણનારો જાગ્રતજ હોય છે.

પણ શરીરોને ખરા પદાર્થરૂપે વિદ્યમાન જાણનારા તથા પોતાને શરીરી જીવરૂપેજ જાણનારા પુરુષો પોતાના આ અશરીર આત્મસ્વરૂપને એટલે ખરા સ્વરૂપને જાણવા સમર્થ હોતા નથી.

તત્ત્વને સાંપડવા પર્યંતનો પૂર્વાપર વિચાર કરવાનું જેની બુદ્ધિમાં સામર્થ્ય હોય છે તે કવિ કહેવાય છે.

એવો કોઈ વિરલ કવિ વિચારવડે જયારે શરીરોને માયાવડે વિદ્યમાન જાણનારાં જાણે છે તથા પોતાનો શરીરી એવો જીવભાવ પણ માયાવડે ઉપજેલો જાણે છે ત્યારે તેને પોતાના આ ખરા પુરુષ સ્વરૂપનો તે જેવું છે તેવો અનુભવ થાય છે.

અને જયારે તેને પોતાના આ ખરા પુરુષ સ્વરૂપનો તે જેવું છે તેવો અનુભવ થાય છે ત્યારે તે ખરેખરો પ્રસન્ન થાય છે.

તેની આ પ્રસન્નતાનો અવધિ નથી.

આ પ્રસન્નતામાંજ પછી તે સદા સર્વદા વિરાજમાન રહે છે.

જેમની બુદ્ધિમાં તત્ત્વને સાંપડવા પર્યંતનો વિચાર કરવાનું સામર્થ્ય હોતું નથી તેઓ પણ પોતપોતાના શરીરથી વિમુખ થઈને પોતાના આ ખરા પુરુષસ્વરૂપને શાસ્ત્ર તથા સદ્ગુરુદ્વારા સમજીને તેમાં પોતાનો યોગ સાધે તો તેમના યોગની સિદ્ધિ થતાં પોતાના આ ખરા પુરુષસ્વરૂપને જાણવા તેઓ પણ ભાગ્યશાળી થાય.

જેઓ પોતાના આ ખરા પુરુષસ્વરૂપમાં પોતાનો યોગ સાધતા નથી અને પોતાના શરીરીભાવમાં વા જીવભાવમાંજ સ્થિતિ કરી રહેનારા છે, તેઓ તેમના આ ખરા પુરુષસ્વરૂપને જાણવા ભાગ્યશાળી થતા નથી.

પુરુષનું આ ખરું પુરુષ સ્વરૂપ તત્ત્વભૂત હોવાથી સનાતન છે તથા તત્ત્વભૂત હોવાથીજ તે સ્વયંભુ તથા સ્વયંસમર્થ છે.

પુરુષનું આ ખરું પુરુષસ્વરૂપ સ્વયંસમર્થ હોવાથી અનેક શરીરોને માયાવડે ઉપજાવી તેવા પ્રત્યેક શરીરમાં માયાવડે પોતાનો વાસ ગોઠવી માયાવડેજ પોતે શરીરી વા જીવ થઈ રહેલ હોય છે અને છતાં એવા સર્વે જીવોનું યથાવત્ નિયમન કરનારું ઈશ્વર પણ તે પોતેજ હોય છે.

પુરુષના આ ખરા પુરુષસ્વરૂપને કાં તો વિરલ એવા કવિઓ જાણે છે અને કાં વિરલ એવા યોગીઓ જાણે છે.

બીજા શરીરીભાવમાં વા જીવભાવમાં સ્થિતિ કરી રહેનારાઓ પુરુષના આ ખરા પુરુષસ્વરૂપને જાણવા સમર્થ થતા નથી.

श्रीशांकरभाष्यम् ॥

अंगुष्ठमात्र इति ।

अंगुष्ठमात्रः । એમ આ શ્લોકવડે પુરુષનું તે ખરું પુરુષસ્વરૂપ છે એમ કહે છે.

आकाशादि देहान्तं जगत् सृष्ट्वा हृदये निविष्टोऽजश्चराचरात्मा स जीं दृश्यते स्वेनात्मना चित्सदानंदाद्वितीयेन ।

આકાશથી માંડીને દેહપર્યંતનું જગત્ સર્જીને અજન્મા પોતે દેહના યોગે જન્મ પામનારો થઈને તથા સતરૂપે સદા અચર એટલે સ્થિર વિદ્યમાન રહેનારો

પોતે દેહના યોગે ચર થઇને દેહના હૃદયમાં સંતાઈ રહેલા જેવા સદા વિદ્યમાન સત્, ચિત્ ને આનંદ સ્વભાવવાળા પોતાનાજ ખરા સ્વરૂપને પુરુષ જાણતો નથી.

तमहोरात्रमतंद्रितो भूत्वान्नादिकोषपंचकेभ्यो निष्कस्य सर्वान्तरात्मानं मत्वा कविरास्ते प्रसन्नः कृतार्थः सन्नित्यर्थः ॥ २० ॥

રાત દિવસ જાગૃતિ રાખીને અન્નઆદિ પાંચ કોશવાળા શરીરથી પોતાને અલગ કરી સર્વે શરીરોની અંતર રહેલા શરીરી પુરુષના એટલે પોતાના ખરા સ્વરૂપ રૂપે તેને વિચારવડે જાણીને કવિ પ્રસન્ન રહે છે એટલે પોતાના તે ખરા સ્વરૂપને જાણતાં કૃતાર્થતા સ્ફુરવાથી તે સદા પ્રસન્ન રહે છે એમ કહેવાનો ભાવ છે.

( ચાલુ )

——[*]——

## મુંબઈમાં ઉજવાયેલા શ્રીમન્નાથમહેશ્વરના જયંતીમહોત્સવનું વિહંગાવલોકન

( ગતાંકથી ચાલુ )

(૨) એક ફકીરને જોડા લેવા હતા, તે મોચીની દુકાને ગયો ને તેને કહ્યું કે ખુદાકે પાઉંમેં જૂતિ ડાલ દે. મોચીએ વિચાર કર્યો કે આ ફકીર તો ખુદા થઇ બેઠેલો લાગે છે. તેણે કહ્યું કે સાંઇબાવા જરા વિચારીને બોલો. આ તો તમે ખુદાનું અપમાન કરી રહ્યા છો. ફકીરે ફરીથી કડકાઇપૂર્વક એજ વાક્ય કહ્યું કે ખુદાકે પાઉંમેં જૂતિ ડાલ દે. મોચી ખુદાનું આ અપમાન સહન કરી શક્યો નહિ ને તે તેને બાદશાહ પાસે લઇ ગયો. ત્યાં મોચીની ફરિયાદ ઉપરથી અને ફકીરની વાત સાંભળતાં ફકીર ખુદાનું અપમાન કરે છે એમ જાણતાં બાદશાહે તેને મોતની સજા ફરમાવી. ફકીરે ખુશીથી તે સ્વીકારી. એ ફકીરના ચેલાએ પણ મોચી આગળ જઇ એજ વાક્ય કહ્યું કે ખુદાકે પાઉંમેં જૂતિ ડાલદે. મોચી આ ચેલાને પણ બાદશાહ પાસે લઇ ગયો. બાદશાહે ફકીરના જેવા હાલ કરવાની ધમકી આપી પણ ચેલો ડગ્યો નહિ અને હિંમતથી કહ્યું કે નામદાર ! આ વિશ્વ કોનું છે ? તો કહે ખુદાનું. આ તમારું રાજ્ય કોનું છે ? તો કહે ખુદાનું. તમે કોના છો ? તો કહે ખુદાના. તમારું શરીર કોનું છે ? તો કહે વો સબ ખુદાકા હી હૈ. આ તમારો પગ કોનો છે ? અયે પાગલ ! યે સભી ખુદાકા હી હય. છોટી બડી સબ ચીજેં ખુદાકી હી હય. ત્યારે ચેલાએ કહ્યું કે નામદાર ! તો યહ મેરા પાઉં કીસકા હય ? તો કહે વો ભી ખુદાકા હી હય. તો મૈંને કહા કી ખુદાકે પાઉંમેં જૂતિ ડાલદે. તો મૈંને ઔર મેરા પીરને ક્યા ગુના કીયા ? વો ખુદાકા અપમાન કીયા કી ખુદાકા માન બઢાયા ? બાદશાહ પોતાની ભૂલ સમજ્યો ને પસ્તાવો કરવા લાગ્યો. તેવી રીતે આપે આપેલું માનપત્ર વ્યવહારદૃષ્ટિએ મને આપેલું પ્રતીત થાય છે, પણ ખરી રીતે તો એ પ્રભુશ્રીના ચરણમાંજ સમર્પણ થયેલું હું સમજું છું. હું માનપત્ર લેવાને લાયક હજી બન્યો નથી વગેરે કહી કૃપાનાથની જીવનવિશિષ્ટતા ઉપર ટુંકું પણ મનનીય વિવેચન કરી તેઓશ્રીનાં પુસ્તકો તરફ જનતાનું લક્ષ ખેંચ્યું હતું.

દરેક માણસ પોતાની પ્રગતિ ઇચ્છે છે સુખની નિત્યપ્રાપ્તિ ને દુઃખની આત્યંતિક નિવૃત્તિ પ્રાણિમાત્ર ઇચ્છે છે, પરંતુ સુખ પ્રાપ્ત થતું નથી ને દુઃખની નિવૃત્તિ પણ થતી નથી. તેનું કારણ એ છે કે જીવમાં યોગ્યતાનો અભાવ છે. સદ્‌ગુણવિના એની પ્રાપ્તિ અસંભવિત છે. શાસ્ત્રની જે વાત ગુરુદેવે કહી છે તેની તેજ વાત હું કહું છું.

વસ્તુની પ્રાપ્તિ યોગ્યતા કે પાત્રતા પર છે ગુણવડેજ માણસ સાચો મનુષ્ય થઇ શકે છે. દાદુજી કહે છે કે:—

સદ્‌ગુરુ પશુતેં માનસ કરે, માનસતેં સિદ્ધ હોય;
દાદુ સિદ્ધતેં દેવતા, દેવ નિરંજન હોય.

માણસના ગુણોજ સામાનું મન અને હૃદય ખેંચી રહ્યા છે. નોકર પણ જો ગુણવાન હોય તોજ તે શેઠનું હૃદય આકર્ષી શકે છે ને તેમની પ્રીતિ પ્રાપ્ત કરી શકે છે.

ગુણોનો આવિર્ભાવ શુદ્ધ અંતઃકરણમાં થાય છે, અને અંતઃકરણની શુદ્ધિમાટે નિત્યનૈમિત્તિક કર્મો કરવાની આવશ્યકતા બતાવી છે કૃપાનાથે નિત્યનૈમિત્તિક કર્મોનાં પુસ્તકો, વૈશ્વદેવ અને સંધ્યાદિની પત્રિકાઓ પ્રકટ કરી અંતઃકરણની શુદ્ધિને માટે માર્ગો બતાવ્યા છે

गुणाः पूजास्थानं गुणिषु न च लिंगं न च वयः "મનુષ્યોનું વય કે જાતિ પૂજવા લાયક નથી માત્ર તેના ગુણોજ પૂજવા યોગ્ય છે.

મહાત્મા અને સત્પુરુષોના ગુણો તેમના દૂતોનું કામ કરે છે. સત્પુરુષો દૂર વસતા હોય તોપણ તેમના ગુણો જનતામાં પ્રસરી તેમનાં હૃદયને જાગ્રત કરે છે.

કેટલાક કહે છે કે વિશ્વમાં પ્રભુ છે, તો તે દેખાતા કેમ નથી? તો તેના ખુલાસામાં કહેવાનું કે પ્રભુનાં દર્શનમાટે હૃદયની યોગ્યતા પ્રાપ્ત કરવી જોઇએ. એક અભણ ગામડીઓ ખેડૂત હોય તે ભૂમિતિનો સિદ્ધાંત સમજી શકે નહિ, પણ ભણેલાને તે સિદ્ધાંતની સત્યતા ઝટ સમજાય છે તેમ શુદ્ધ અંતઃકરણવાળા સંત પુરુષોનેજ પ્રભુનું સાક્ષાત્ દર્શન થઇ શકે છે. (સમાપ્ત)

——[ ॐ ]——

## શ્રીઆનંદાશ્રમ-સમાચાર

### ( આશ્વિન, કાર્તિક, માગશર )

**મુખ્યભેટઃ**—રૂ. ૧૧—૦—૦ શ્રી. ચંદ્રસિંહજી પ્રતાપસિંહજી ઠાકોર-મુંબઇ. રૂ. ૩૦—૦—૦ શ્રી. દ્વારકાદાસ ખેતસી-કરાંચી. રૂ. ૨૮—૦—૦ ભાવનગરવાળા શ્રી. શેઠ ઇંદુકુમાર ભાયલાલ ઠક્કર તરફથી બને પૂર્ણિમાની ભેટના. રૂ. ૫૧—૦—૦ શ્રી. શેઠ કેવળરામભાઇ ગિરધરલાલ મલાડ તેમના આત્મકલ્યાણાર્થે ભેટ. હા. શ્રી. શેઠ ઇંદુકુમારભાઇ-ભાવનગર. રૂ. ૬૧—૪—૦ શ્રી. જગજીવન માવજી વિઠ્ઠલાણી-મોંબાસા. રૂ. ૧૧—૦—૦ શ્રી. રુસ્તમજી પીરોજશાહ મીસ્ત્રી-મુંબઇ. રૂ. ૧૦—૦—૯ શ્રી. અજિતરાય હરિદાસ પારેખ-મુંબઇ. રૂ. ૧૦—૦—૦ શ્રી. કરણસિંહજી લાલસિંહજી ઠાકોર-જૂનાગઢ. રૂ. ૧૫—૦—૦ મીસ્ત્રી ગોરધન જેરામ-જામસલાયાવાળા તરફથી જપાત્મક મહારુદ્ર ભેટના. રૂ. ૧૦—૦—૦ શ્રી. ચંદુલાલ અંબાશંકર ત્રિવેદી-જોરાવરનગર. રૂ. ૧૧—૦—૦ શ્રી. સોમનાથ હરજીવન ઉપાધ્યાય. રૂ. ૨૦—૦—૦ શ્રી. દ્વારકાદાસ ખેતસી-કરાંચી. રૂ. ૫૦—૦—૦ શ્રી પુરુષોત્તમ વલ્લભ-ડરબન. રૂ. ૫૦—૦—૦ દુર્લભ વલ્લભ-નવસારી. રૂ. ૪૦—૦—૦ શ્રી. ભીખાભાઇ પુરુષોત્તમ રૂ. ૪૦—૦—૦ શ્રી. ભગવાન દુર્લભભાઇ. રૂ. ૪૦—૦—૦ શ્રી. જમનાદાસ પુરુષોત્તમ-ડરબન (આફ્રિકા). રૂ. ૧૦૫—૦—૦ ડરબનવાળા શ્રી. સ્વ. દામાભાઇ ગંગારામના આત્મકલ્યાણાર્થે આસો વદિ ૧ના થાળ ધરવા પ્રતિવર્ષે. રૂ. ૧૦—૦—૦ શ્રી. જે. એમ. ચાવડા-વંથલી. રૂ. ૧૫—૧૦—૦ શ્રી. અજિતરાય હરિદાસ પારેખ. રૂ. ૧૧—૦—૦ ભગવત્પ્રસાદ મંગળદાસ ભક્ત-બોરીવલિ. રૂ. ૧૧૫—૦—૦ બોરીવલિમાં શ્રી. મંગળદાસભાઇને ત્યાં ભિન્નભિન્ન સમયે પૂજન ભેટના. રૂ. ૨૦—૦—૦ શ્રી. દ્વારકાદાસ ખેતસી-કરાંચી.

**લઘુરુદ્ર અને રુદ્રાભિષેક:**—શ્રી. દ્વારકાદાસ ખેતસી-કરાંચી. (બે રુદ્રાભિષેક) સ્વરૂપ સવિતાબહેન-જેશવરનગર. શ્રી. કરસનદાસ હરજી. શ્રી. છોટાલાલ ગૌરીશંકર-ગાજોદ. (લઘુરુદ્ર) શ્રી. મૂળજી પ્રાગજી-કરાંચી (લઘુરુદ્ર.) એક ભક્તજનતરફથી એક વર્ષના ૧૦ રુદ્રાભિષેક. શ્રી. વિઠ્ઠલદાસ ગોરધન. શ્રી. પુરુષોત્તમ વલ્લભ-નવસારી (બે લઘુરુદ્ર) શ્રી. રતનશી લલ્લુભાઈ-ઉમરાળા (રુદ્રાભિષેક) શ્રી. મંગળદાસ કેશવલાલ ભક્ત-બોરીવલિ (લઘુરુદ્ર) શ્રી. ગઢવી ગોવિંદ ભોજા-જાંબુડા. શ્રી. રાઘવશી ગોવિંદજી-કરાંચી (રુદ્રાભિષેક).

**ભોજનઃ**—રૂા. ૨૯-૧૦-૯ શ્રી. હરજીવન કેશવજી શાહ-મુંબઈ ભાદરવા વદ ૭ના ભોજન ખર્ચના. રૂા. ૨૦-૫-૬ શ્રી. હરજીવનભાઈ તરફથી ભાદરવા વદ ૧૦ના ભોજનના. રૂા. ૧૧-૧૨-૦ શ્રી. વિન્ધ્યાલક્ષ્મીબહેન-ધંધુકા. રૂા. ૭-૦-૦ શ્રી. મણિલાલ મગનલાલ ત્રિવેદી-અમદાવાદ સાદા ભોજનના. રૂા. ૨૧-૦-૦ શ્રી. ગિરધરલાલ વિઠ્ઠલદાસ-કુંડલા. રૂા. ૧૮-૧૧-૦ શ્રી. વ્રજલાલ લક્ષ્મીચંદ-જૂનાગઢ સ્વર્ગસ્થ બહેન ભાનુમતિના કલ્યાણાર્થે નિષ્કૃ. શ્રાદ્ધ નિમિત્તે ભોજન. રૂા. ૧૪-૦-૦ શેઠ ઈંદુકુમાર ભાયાલાલ ઠક્કર-ભાવનગર. (કાર્તિક માસ શરૂ) રૂા. ૭-૮-૦ શ્રી. સુરતરાય અંબાવીદાસ વસાવડા-જૂનાગઢ. રૂા. ૧૮-૬-૦ શ્રી. વામનરાય જટાશંકર-પાટણ. (ફાગણ સુદ ૫ ના ભોજનખર્ચના.) રૂા.૧૦-૮-૦ શ્રી. જગજીવનદાસ રમણિકલાલ હા. બહેન મંગળાગૌરી-મુંબઈ. હા. પૂજારી દલપતરામજી. રૂા. ૨૮-૮-૦ શ્રી. ચંપકલાલ મૂળશંકર-મેંદરડા. રૂા. ૮૮-૧૫-૬ શ્રી. મીસ્ત્રી ગોરધન જેરામ તરફથી મહારુદ્રયાગના બ્રાહ્મણોને તથા આશ્રમવાસીઓના ભોજન ખર્ચના. રૂા. ૧૬-૦-૦ શ્રી. મૂળજી પ્રાગજી-કરાંચી. રૂા. ૫-૦-૦ પૂજ્ય સ્વામી શ્રી. હરિપ્રકાશાનંદજી લંબેનારાયણવાળા તરફથી વિદ્યાર્થીઓના ભોજન નિમિત્તે. રૂા. ૧૨-૧-૯ શ્રી. જાલમસિંહ પ્રેમસિંહ ઠાકોર-કુંતિયાણા. રૂા. ૯૬-૯-૬ શ્રી. મંગળદાસ કેશવલાલ ભક્ત-બોરીવલિ. રૂા. ૩૮-૧૩-૦ શ્રી. જયકૃષ્ણ ઈંદ્રજી-પોરબંદર હા.પ્રભાશંકરભાઈ. રૂા. ૫-૧-૦ શ્રી. રઘુનાથસિંહ ભવાનસિંહ ૭ બ્રાહ્મણોના ભોજન નિમિત્તે. રૂા. ૧૦-૦-૦ ઠાકોર પ્રતાપસિંહ સામતસિંહ-કુંતિયાણા. રૂા. ૧૦-૦-૦ શ્રીમતી કસ્તુરબહેન ગોરધનદાસ-ખાર. રૂા. ૨૧-૧૦-૩ શ્રી. અરજણ કરમણ મીસ્ત્રી તરફથી પોતાનાં સદ્‌ગત પુત્રી મોંઘીબાઈના આત્મકલ્યાણાર્થે હા. અજિતરાયભાઈ પારેખ-મુંબઈ. સ્વ. મહાશંકર છગનલાલ રાવળ-ભાવનગર. (અર્પણ થયેલી રકમના વ્યાજમાંથી) બહેન વિપ્લલક્ષ્મીબાઈ. (વ્યાજમાંથી) રૂા. ૧૦-૦-૦ શ્રી. છગનલાલ ગાંડાભાઈ-ઘાટકોપર.

## (આસોના થાળ)

**થાળઃ**—રૂા. ૧-૪-૦ બહેન રમાગૌરી કૃષ્ણરામ-ખીલખા. રૂા. ૧-૪-૦ શ્રી. ત્રિભુવન વિઠ્ઠલજી દવે. રૂા. ૧-૪-૦ શ્રી. કેશવજી ઝીણાભાઈ-જૂનાગઢ. રૂા. ૧-૪-૦ એક ભક્ત-ખીલખા. રૂા. ૬-૪-૦ શ્રી. દેવશંકર રણછોડ જાની-કુંતિયાણા (પાંચ થાળ). રૂા. ૧-૮-૦ શ્રી. દ્વારકાદાસ ખેતસી-કરાંચી (કાર્તિકના થાળ). રૂા. ૫-૦-૦ શ્રી. જટાશંકર જગજીવન-જૂનાગઢ (૪ થાળ). રૂા. ૧-૪-૦ શ્રી. રઘુનાથસિંહ નથુસિંહ ઠાકોર-બેંગલોર. રૂા. ૨-૮-૦ શ્રી. હરજીવન કેશવજી-મુંબઈ (બે થાળ.) રૂા. ૧૦-૦-૦ પ્રાણજીવનદાસ નરોત્તમદાસ ચંદારાણા-ભાવનગર (૮ થાળના) રૂા. ૨-૮-૦ શ્રી. મથુરાદાસ ચંદુલાલ પરીખ-ઈડર (બે થાળ.) રૂા. ૧-૪-૦ શ્રી. ભગવાનજી બહેચર-રાજકોટ. રૂા. ૧-૪-૦ શ્રી. દેવાશંકર બાલકૃષ્ણ ત્રિવેદી-ગોધરા. રૂા. ૧-૪-૦ સૌ. બહેન જીવનમુક્તા ભાઈશંકર ધનજી દવે-ભાવનગર. રૂા. ૧-૪-૦

ડૉ. લક્ષ્મીશંકર લાલજી વ્યાસ-ધોરાજી. રૂ. ૨-૮-૦ શ્રી. શંકરલાલ પ્રેમજી-જામજોધપુર. રૂ. ૧-૪-૦ શ્રી. વસંતરાય છબીલારામ ધોળકીયા. રૂ. ૧-૪-૦ શ્રી. પોપટલાલ બહેચરભાઈ ભટ્ટ. રૂ ૧-૪-૦ શ્રી. નથુભાઈ મનજી-જૂનાગઢ. રૂ. ૨-૮-૦ શ્રી. પ્રાગજી દેવજી-મોરબી (૨ થાળ). રૂ. ૧-૪-૦ શ્રી. પ્રભાશંકર પુરુષોત્તમ-મજેવડી. રૂ. ૧-૪-૦ શ્રી. મૂળશંકર નરભેરામ-માખીયાળા. રૂ. ૧-૦-૦ શ્રી. શેઠ ભાયાલાલ છોટાલાલ-ભાવનગર. રૂ. ૫-૦-૦ શ્રી. દેવશંકર શ્યામજી રાવળ-ભીડોરા (૪ થાળ.) રૂ. ૧-૪-૦ શાસ્ત્રી શિવલાલ બહેચરલાલ-ઢાંક. રૂ ૬-૪-૦ શ્રી. ગુણવંતસિંહજી જાલમસિંહજી (થાળ ૫). રૂ. ૧-૪-૦ સવિતાબહેન-જોરાવરનગર. રૂ. ૧-૪-૦ શ્રી. જડીબહેન-જોરાવરનગર. રૂ. ૧-૪-૦ શ્રી. આણંદલાલ ગોવિંદજી વકીલ-પોરબંદર. રૂ. ૧-૪-૦ સેવક મોહનદાસ-દ્વારકા. રૂ. ૧-૪-૦ શ્રી. સત્યભામાજી મંદિરના સમાધાની વિઠ્ઠલજી સુંદરજી-દ્વારકા બેટ. રૂ. ૫-૦-૦ શ્રી. કરણસિંહજી લાલસિંહજી ઠાકોર-જૂનાગઢ. (૪ થાળ). રૂ. ૫-૦-૦ ગોદાવરીબહેન લાલસિંહજી-જૂનાગઢ (૪ થાળ). રૂ. ૩-૧૨-૦ શ્રી. હર્ષદરાય મહારાણીદાસ દેશાઈ-માંગરોળ (ત્રણ થાળ). રૂ. ૧-૪-૦ શ્રી. ગોરધન જેરામ મીસ્ત્રી-જામસલાયા. રૂ. ૧-૪-૦ પ્ર. પ્રાણજીવનભાઈ-વિલેપારલે. રૂ. ૧-૪-૦ શ્રી. દેવચંદ હંસરાજ-ગરેજ. રૂ. ૧-૪-૦ શ્રી. લક્ષ્મીદાસ હંસરાજ-ગરેજ. રૂ. ૧-૪-૦ શ્રી. કાનજી પોપટ-કરાંચી. રૂ. ૧-૪-૦ શ્રી. કૃપાશંકર જયરામ ભટ્ટ. રૂ. ૭૫-૦-૦ એક ભક્તજન-મુંબઈ (બાર માસના ૬૦ થાળના.) રૂ. ૬-૪-૦ શ્રી. પુરુષોત્તમ વલ્લભ-ડરબન (પાંચ થાળ.) રૂ. ૧-૪-૦ શ્રીમતી સુબજીબા-બીલખા. રૂ. ૧-૪-૦ શ્રી. નાથકિંકર. રૂ. ૬-૮-૦ શ્રી. ચંદુલાલ અંબાશંકર ત્રિવેદી તરફથી તેમના પુત્ર ચિ. કનૈયાલાલનાં લગ્ન પ્રસંગે થાળ ૫ના. રૂ. ૨-૮-૦ શ્રી. મૂળજી પ્રાગજી-કરાંચી. રૂ. ૧-૪-૦ શ્રી. રતનશી લલ્લુભાઈ-ઉમરાળા. રૂ. ૧-૪-૦ વિદ્યાર્થી છગનલાલ નરભેરામ-ધ્રાફા. રૂ. ૧-૪-૦ શ્રી. મૂળશંકર કાનજી-બીલખા. રૂ. ૧-૪-૦ શ્રી. કરણસિંહજી લાલસિંહજી-જૂનાગઢ. રૂ. ૧-૪-૦ શ્રી. રામજી દયારામ-ચરેલ. રૂ. ૧૫-૦-૦ શ્રી. ગુણવંતસિંહજી જાલમસિંહજી-મુંબઈ (૧૨ થાળ.) રૂ. ૧-૪-૦ શ્રી. મંગળદાસ ભક્ત-બોરીવલિ. રૂ. ૧-૪-૦ શ્રી. પોપટલાલ શામજી કોલકીવાળા-મુંબઈ. રૂ. ૧-૪-૦ બેચરલાલ ભવાન-વર્ધા. રૂ. ૧-૪-૦ શ્રી. મગનલાલ રામજી-આંકોલવાડી. રૂ. ૧-૪-૦ કુંડલાના યાત્રીઓ હા. મગનલાલ શાસ્ત્રી. રૂ. ૧-૪-૦ શ્રી. ટાકરશી ગોવિંદજી ચંદારાણા-કરાંચી. રૂ. ૨-૮-૦ શ્રી. અરજણ કરમણનાં સદ્‌ગત પુત્રી મોંઘીબહેનના કલ્યાણાર્થે (થાળ ૨) શ્રી. ભાઈશંકર ધનજી દવે અર્પણ થયેલ રકમના વ્યાજમાંથી (થાળ ૧.) શ્રી. વિશ્વનાથ કાળિદાસ-કુંડલા (વ્યાજમાંથી) સદ્‌ગત રવિઅકુંવરબહેન હરજીવન-પોરબંદર, પ્રેમકુંવરબહેન ઉમિયાશંકર-પોરબંદર, કાશીબહેન ગૌરીશંકર-પોરબંદર.

અખંડદીપક નિમિત્તેઃ—રૂ. ૦-૧૦-૦ શ્રી. શિવલાલ બહેચરલાલ. રૂ. ૧-૦-૦ શામજી રણછોડ-કુંતિયાણા. રૂ. ૦-૪-૦ બહેન વિજયાલક્ષ્મી-ધંધુકા. રૂ. ૧-૪-૦ શ્રી. ગોવિંદ ભોજા-જાંબુડા. રૂ. ૦-૪-૦ શ્રી. જમનાદાસ પરમાર્ણંદદાસ-પોરબંદર. રૂ. ૧-૦-૦ શ્રી. જમનાદાસભાઈ તરફથી મેવા નિમિત્તે. રૂ. ૦-૪-૦ શ્રી. બહેચરલાલ ભવાન-વર્ધા. રૂ. ૦-૧૪-૦ શ્રી. બાપાલાલ એન. ત્રિવેદી રૂ. ૧-૦-૦ શ્રી. રઘુનાથસિંહ નથુસિંહ ઠાકોર. રૂ. ૬-૦-૦ શ્રી. ભોગીલાલ જગજીવનદાસ-મુંબઈ હા. પૂજારી દલપતરામજી. રૂ. ૦-૮-૦ મધુવનદાસ ચંદુલાલ પરીખ-ઈંદોર. રૂ. ૩-૦-૦ શ્રી. રેવાશંકર બાલકૃષ્ણ ત્રિવેદી. રૂ. ૨-૦-૦ શિવપ્રસાદ

મણિલાલ-અમદાવાદ. રૂા. ૧-૦-૦ શ્રી. શંકરલાલ પ્રેમજી-જામજોધપુર. રૂા ૦-૧૨-૦ શ્રી. વસંતરાય છબીલરાય-પાટણ. રૂા. ૧-૪-૦ પ્રાગજી દેવજી-મોરબી. રૂા. ૦-૧૧-૦ શ્રી. પ્રેમબાઈ. તે શ્રી. મોનજી જાદવજીનાં વિધવા-મોરબી. રૂા. ૦-૪-૦ બ્હેન ... તથા સુંદરબાઈ. રૂા. ૧-૧૩-૦ એક ભક્ત-ખીલખા (દીપમાળના.) રૂા. ૦-૧૨-૦ શ્રી. કરણસિંહજી લાલસિંહજી સાકર, શ્રીફળ તથા અખંડદીપકના. રૂા. ૦-૪-૦ ગોદાવરીબ્હેન લાલસિંહ-કુતિયાણા. રૂા. ૩-૧૨-૦ શ્રી. હર્ષદરાય મહારાણીદાસ દેશાઈ-માંગરોળ. રૂા. ૧-૧૪-૦ એક ભક્ત-ખીલખા. રૂા. ૧-૦-૮ શ્રી. ગોરધન જેરામ-જામસલાયા. રૂા. ૪-૦-૦ શ્રી. ચંદ્રસિંહજી પ્રતાપસિંહજી-મુંબઈ. રૂા. ૫-૦-૦ શ્રી. પુરુષોત્તમ વલ્લભ-ડરબન. રૂા. ૧૫-૮-૦ એક ભક્ત-મુંબઈ. રૂા. ૦-૪-૦ શ્રી. કરણસિંહજીભાઈ-જૂનાગઢ. રૂા. ૩-૦-૦ શ્રી. ચંદ્રસિંહ પ્રતાપસિંહ-મુંબઈ. રૂા. ૬-૦-૦ શ્રી. ચંદ્રસિંહજી પ્રતાપસિંહજી તરફથી પુસ્તક પ્રકાશન પ્રચારના. રૂા. ૦-૧૧-૦ ગઢવી ગોવિંદ ભોજા-જાંબુડા. રૂા. ૦-૮-૦ તેમના તરફથી પૂજાપાના તથા ભેટના. રૂા. ૦-૫-૦ શાસ્ત્રી મગનલાલ રામજી જોશી. રૂા. ૦-૪-૦ શ્રી. ટોકરશીભાઈ-કરાંચી. રુદ્રાભિષેકમાટે પૂજાપો તથા ભેટ.

[*]

## परशुरणभेट

**[ સાં. ૨૦૦૦ ભાદ્રપદ-આશ્વિન, ૨૦૦૧ કાર્તિક, માર્ગશીર્ષ ]**

(ગતાંકથી ચાલુ)

જૂનાગઢમાં શ્રી. પોપટલાલ તારાચંદ વકીલને ઘેર જન્માષ્ટમી નિમિત્તે પૂજન ભેટના:—

૧-૮-૦ શ્રી. પોપટલાલ તારાચંદ વકીલ
૧-૦-૦ ,, કરણસિંહજી લાલસિંહજી
૧-૦-૦ ,, દયાળસિંહજી લાલસિંહજી
૧-૦-૦ ,, કેશવજી ઝીણાભાઈ
૦-૮-૦ ,, વિઠ્ઠલજી વાલજી
૦-૮-૦ ,, ઈશ્વરલાલ પોપટલાલ
૦-૮-૦ ,, સુમતિલાલ નરોત્તમદાસ
૦-૪-૦ ,, સબળસિંહ જાલમસિંહ
૦-૪-૦ ,, રૂગનાથસિંહ ભવાનસિંહ
૦-૮-૦ ,, પુરુષોત્તમ રામજી
૦-૪-૦ ,, કલ્યાણસિંહ ભવાનસિંહ
૦-૪-૦ ,, વીરસિંહ કલ્યાણસિંહ
૦-૪-૦ ,, જમનાદાસ કેશવજી
૦-૪-૦ ,, પ્રેમજી રાઘવ
૦-૪-૦ ,, મનજી હરજી
૦-૪-૦ ,, વાસુદેવ લાલજી
૦-૨-૦ ,, જટાશંકર હીરજી
૦-૨-૦ ,, દુર્લભજી કાનજી
૧-૦-૦ સૌ. પ્રભાબ્હેન
૦-૪-૦ હરિબા લાલસિંહજી
૦-૪-૦ લીલાવતી જમનાદાસ
૪-૪-૦ ગોદાવરીબ્હેન
૫-૦-૦ શ્રી. તાપીશંકર જયશંકર-જંગુસરવાળા-નાં પત્નીની માંદગી નિવારણાર્થે ભેટના
૧-૧૩-૦ વંથલીમાં જન્માષ્ટમીની પૂજન ભેટના હા. શ્રી. કાનજીભાઈ
૦-૮-૦ શ્રી. ગુણવંતરાયભાઈ
૫-૦-૦ બ્હેન જશોદાગૌરી-ભીમડી
૨-૦-૦ શેઠ હરખચંદ લક્ષ્મીચંદ શાહ
૦-૮-૦ દરબારશ્રી રાવતવાળા સાહેબ તરફથી બે લઘુરુદ્રના ભેટના
૨-૦-૦ શ્રી. રામજી વિશ્રામ-કરાંચી તથા તેમનું કુટુંબ
૦-૨-૦ કસ્તુરબેન વ્યાસ-ખીલખા
૦-૮-૦ શ્રી. પદ્મશંકર અંબાશંકર-ત્રિવેદી
૦-૪-૦ ,, રમણિકલાલ ત્રિ. દવે
૫-૦-૦ પ્રાણકુંવરબ્હેન-રાજકોટ
૦-૨-૦ શ્રી. કરસનદાસ હરજી

૭-૧૨-૦ શ્રી. દરજી લાલજી જેઠા
૧-૦-૦ લાલુબેન નરભેરામ
૦-૨-૦ કસ્તુરબ્હેન વ્યાસ
૧-૦-૦ શ્રી. મોહનલાલ મૂળજી-મુંબઈ
૩૧-૪-૦ „ રામલાલ ત્રિકમલાલ-બીમડીવાળા તરફથી જપના
૦-૮-૯ „ કરસનદાસ દરજી
-૪-૦ „ વામનદ્વાદશીના દિવસે-મુંબઈમાં પૂજન ભેટના હા. શ્રી. શેઠ દામોદરદાસભાઈ
૧-૦-૦ શ્રીમતી ગંગાબ્હેન-સીંગુડા
-૫-૩ કામદાર વિઠ્ઠલદાસ ગોરધન-મુંબઈ
-૦-૦ શ્રી. મોરારજી ઓધવજી-બીલખા
-૦-૦ „ ગૌરીશંકર મોનજી ભટ્ટ-ભાવનગર
-૪-૦ „ શાંતિલાલ કેશવજી-કરાંચી
-૪-૦ „ મોરારજી કેશવજી-કરાંચી
-૧૨-૦ „ વલ્લભસિંહ માનસિંહ-નિસદાનના
-૦-૦ „ કેશવલાલ જેઠાલાલ-મુંબઈ
-૦-૦ „ અરવિંદકુમાર પ્રતાપસિંહ-મુંબઈ
-૦-૦ „ ચંદ્રસિંહ પ્રતાપસિંહ તરફથી પૂજ્યપાદશ્રીનાં વસ્ત્રો ધોવાના સાબુ નિમિત્તે
-૦-૦ „ જમનાદાસ પરમાણંદદાસ પોરબંદરવાળા તરફથી
-૦-૦ „ રાજસી જીવરાજ-મુંબઈવાળા તરફથી સપ્ટેમ્બર માસના માસિક દાનના
૧૦-૦ „ મોરારજી કેશવજી-કરાંચી
૦-૦ પૂજારી દલપતરામભાઈ
૫-૦ દરબારશ્રી છત્રાવાળાના ચિ. કુમારશ્રી ચાંપરાજવાળા સાહેબ બીલખા.
૪-૦ મીરૂબ ઝીણા દેવશી-રાણાવાવ
૦-૦ શ્રી. દયાળસિંહજી ઠાકોર
૦-૦ „ લાલજી ઝીણા-જૂનાગઢ
૪-૦ „ રણછોડ સ્વામજી-કુતિયાણા
૨-૦ પૂ. બ્ર. ગદાધરસ્વરૂપજી-ભાવનગર
૭-૦ શ્રી. ત્રિભુવન જગજીવન „

૩૧-૧-૯ ગત જયંતીમહોત્સવ વેળા શ્રીઆનંદાશ્રમમાં આવેલા ગુરુબંધુઓ તરફથી પૂજન ભેટના
૧-૦-૦ શ્રી. મૂળશંકર મોહનલાલ-જામજોધપુર
૦-૫-૦ „ શિવલાલ બહેચરલાલ-ઢાંક
૨-૦-૦ „ કેશવલાલ જેઠાલાલ-મુંબઈ
૮-૦-૦ „ મૂળશંકર મોહનલાલ કીર્તનકાર
૧-૦-૦ „ જેચંદ બહેચરભાઈ-જૂનાગઢ
૧-૦-૦ „ લાલજી ઝીણા-જૂનાગઢ
૦-૮-૦ „ કાનજી પુરુષોત્તમ
૨-૮-૦ શ્રી. દયાળસિંહજી ઠાકોર-જૂનાગઢ
૨-૪-૦ પૂ. બ્ર. ગદાધરસ્વરૂપજી-ભાવનગર
૦-૬-૦ શ્રી. ત્રિભુવન જગજીવન „
૨-૦-૦ „ રણછોડદાસ ત્રિભુવનદાસ-ભાણાવદર
૦-૪-૦ ગોરધનદાસ હીરજી-ચરખા
૧૭૨-૧૨-૦ મુંબઈમાં ગત જયંતીમહોત્સવ પ્રસંગે પૂજ્યપાદશ્રીના મહાપૂજનવેળા ગુરુબંધુઓ તરફથી મહાપૂજનની ભેટના હા. શ્રી. શેઠ દામોદરદાસભાઈ-મુંબઈ
૨૫-૦-૦, બોરીવલિમાં શ્રી. મંગળદાસ કેશવલાલ ભક્તને ત્યાં પ્રભુશ્રીનું મહાપૂજન થતાં ભેટના
૧-૦-૦ શ્રી. પ્રમોદરાય ઠક્કર નાણાવટી-જૂનાગઢ
૦-૪-૦ „ રમણિકલાલ ત્રિભુવન દવે
૦-૪-૦ મણિબેન-બીલખા
૦-૨-૦ શ્રી મકનજી ગંગારામ
૧-૦-૦ „ અંબાશંકર ભાઈશંકર ત્રિવેદી
૦-૨-૦ „ દુર્ગાશંકર દુર્લભજી-કરીયા
૦-૨-૦ „ તુલજાશંકર વિઠ્ઠલજી
૦-૪-૦ „ અંબાશંકર નાનજી જોશી
૦-૨-૦ વિઠ્ઠલજી પુરુષોત્તમ
૦-૨-૦ પંડિત રઘુનંદનઝા
૦-૮-૦ શ્રી. પોપટલાલ ભૂધરભાઈ-જૂનાગઢ
૨-૧૧-૩ મોજીદડમાં પૂજ્યપાદશ્રીના જયંતીમહોત્સવવેળા મહાપૂજન ભેટના હા. શ્રી. હરદત્ત રેવાશંકર
૭-૦-૦ ભાઈ ભીખાભાઈ ઉકાભાઈ-મુંબઈ
૧-૪-૦ શ્રી. દુર્ગાશંકર મણિશંકર-સીંબાડી

१-०-० બહેન ઉજમબાઈ–લીંબડી
१-०-० બહેન મુક્તાબેન ,,
१-०-० સાવિત્રી બહેન ,,
१-०-० જાનબાઈ ડોસા–રાણાવાવ
१-०-० ઈચ્છારામ કૃષ્ણદેવ–સીગામ
१-०-० બેન લક્ષ્મીબાઈ નાથારામ–સીગામ
१-४-० બેન લક્ષ્મીબાઈ તરફથી દૂધ નિમિત્તે.
१-०-० બેન સુબજીબા–બીલખા
०-५-० શાસ્ત્રી દયારામ મૂળજી
०-८-० શ્રી. ઈશ્વરજી શ્યામજી–કુંતિયાણા
०-८-० ,, કેશવલાલ કલ્યાણજી ,,
०-८-० ,, સબળસિંહજી જાલમસિંહ ,,
०-८-० ,, માનસિંહ નથુસિંહ ,,
०-४-० ,, જાદવજી માવજી ,,
०-४-० ,, ખેગારસિંહ રઘુનાથ ,,
०-४-० ,, માણેકચંદ પાનાચંદ ,,
०-४-० ,, કાનજી ઘેલાભાઈ ,,
०-४-० ,, મિલાપરાય મુકુંદરાય ,,
०-४-० ,, રૂપસિંહ કલ્યાણસિંહ ,,
०-४-० ,, દેવશંકર શ્યામજી ,,
१-०-० ,, અંબાશંકર ભાઈશંકર ત્રિવેદી
०-८-० એક ભક્ત–બીલખા
०-२-० શ્રી. અંબાશંકર નાનજી જોશી
०-२-० કસ્તુર બેન–બીલખા
०-२-० પંડિત રઘુનંદનઝા
०-२-० વિપ્ર જગજીવન મોનજી
०-४-० શ્રી. દયારામ મૂળજી શાસ્ત્રી
०-२-० ,, ત્રિભુવન વિઠ્ઠલજી દવે
०-२-० ,, નારાયણ રમણિકલાલ દવે
०-२-० ,, ઈચ્છાશંકર ઉમાશંકર
०-२-० વિપ્ર પોપટલાલ પ્રેમજી
०-२-० ,, દલપતરામ બહેચરલાલ
३-४-० શ્રી. દ્વારકાદાસ ખેતસી–કરાંચી નિસ હાનના
१-४-० ,, કુંવરજી જગજીવન તન્ના–કરાંચી
०-४-० ,, રમણિકલાલ ત્રિભુવન દવે
१-०-० ,, જીવીબાઈ કાંયડભાઈ–બીલખા
१४-८-० મુંબઈમાં પૂજ્યપાદ કૃપાનાથના સ્વરૂપાવસાનના દિવસે પૂ. કૃપાનાથનું મહાપૂજન થતાં ગુરુબંધુઓ તરફ મહાપૂજન ભેટ હા. શ્રી દે દામોદરદાસભાઈ
३५-०-० શ્રી. હર્ષદરાય મહારાણીદાસ દેસાઈ તરફથી બે માસના જપ, થાળ તથા અખંડદીપકના
२४-१५-० પોરબંદર આનંદાશ્રમમાં ગત જયંતી મહોત્સવના તથા સ્વરૂપાવસાનનું મહાપૂજન ભેટ વગેરેના આવ્યા હા. શ્રી. આણંદલાલ ગોવિંદજી વૌરા
०-१-० કસ્તુરબેન વ્યાસ–બીલખા
१-०-० શ્રી. કનુભાઈ દોલતસિંહજી–બીલખા

**કાર્તિક ૨૦૦૧ થી શરૂ**

०-४-० શ્રી. નાનાલાલ જીવનલાલ–બીલખા
०-४-० ,, કૃપાશંકર જયરામ ભટ્ટ ,,
४-१२-० શ્રી. બાલાભાઈ દયારામ રાવળ માંડળવાળા તરફથી ભિન્નભિન્ન ભેટના
१-०-० પ્ર. શ્રી. આત્મપ્રકાશજી
१-०-० શ્રી. અંબાશંકર ભાઈશંકર ત્રિવેદી
०-४-० શાસ્ત્રી દયારામ મૂળજી
०-४-० ,, અંબાશંકર નાનજી જોશી
०-८-० એક ભક્ત–બીલખા
०-२-० વિપ્ર પોપટલાલ પ્રેમજી
१-०-० શ્રી. મોરારજી ઓધવજી અઢીયા
०-४-० ,, કૃપાશંકર જયરામ ભટ્ટ
०-४-० ચિ. અનંતરાય તથા સુરેશચંદ્ર
०-२-० એક ભક્ત–બીલખા
१-०-० માતુશ્રી જાનબાઈમા–ખડખડ
१-०-० શ્રી. ગિરધરલાલ જયશંકર વ્યાસ
१-०-० ,, નરભેરામ ઓધવજી અઢીયા
०-४-० ,, જટાશંકર જગજીવન–જૂનાગઢ
०-४-० ,, જમનાદાસ કાનજી–લુશાળા
२-४-० બેન નાનીબાઈ ગજ્જર–સુરત
१-४-० બેન પાર્વતીબાઈ નાથુભાઈ ,,
१-०-० ,, મહાલક્ષ્મીબાઈ ,,
५-०-० શ્રી. રામલાલ ત્રિકમલાલ ત્રિવેદી–બીમડી
१-४-० ,, ગોરધનદાસ હીરજી–ચરખા
१-२-० ,, વામનરાય જટાશંકર ડોક્ટર–પાટણ
२-०-० ,, રઘુનાથસિંહ નથુસિંહ ઠાકોર–એંગોર,

૨-૦-૦ રઘુનાથસિંહ ઠાકોર નિસદાનના
૧-૪-૦ શ્રી. ચતુરભાઈ આશાભાઈ પટેલ-અમદાવાદ
૧-૪-૦ બેન જમના રામજી ગીગા-કરેજ
૧-૪-૦ દરજી રામજી ગીગા-નારી
હા. શ્રી. ભાઈશંકર ધ. દવે
૦-૨-૦ કસ્તુરબેન જયશંકર વ્યાસ
૦-૨-૦ વકીલ રામજી દેવરામ-રાજુલા
૫-૦-૦ શ્રી. માણેકલાલ દામોદર દવે
૧-૦-૦ શ્રી. ભાઈશંકર ધનજી દવે
૧-૦-૦ ,, માણેકલાલ નાનજી ચંદારાણા
૦-૮-૦ ,, રેવાશંકર બાલકૃષ્ણ-ગોધરા
૦-૩-૦ ,, કરશનજી પ્રાણજીવન ઓઝા
૧-૦-૦ વડિયાસ્ટેટ સ્કાઉટમંડળ
હા. શ્રી. હીરાલાલ એન. ત્રિવેદી-વડિયા
૧-૦-૦ શ્રી. પોપટલાલ તારાચંદ વકીલ-જૂનાગઢ
૦-૪-૦ ,, વિઠ્ઠલજી વાલજી ,,
૧-૦-૦ બહેન જડાવ બહેન-જોરાવરનગર
૧-૦-૦ ,, સવિતાબહેન ,,
૧-૦-૦ ,, શ્રી. વજલાલ વનમાળી-દહાણુ
૧-૦-૦ ,, ભીખાલાલ બેચર-નારી
૦-૬-૦ પરચુરણ ભેટ હા. પૂજારી
૦-૪-૦ શ્રી. લાભશંકર ભવાનીશંકર-રાજકોટ
૧-૦-૦ ,, મગનલાલ ડાહ્યાભાઈ ,,
૦-૪-૦ ,, ગોરધન જેરામ-સલાયા
૦-૪-૦ ,, હરગોવિંદ પીતાંબર-ટંકારા
૧-૦-૦ ,, પ્રાગજી દેવજી-મોરબી
૧-૦-૦ ,, પરસોતમ રતનશી-માળીયા
૧-૦-૦ ,, હીરાલાલ હરગોવિંદ પંડ્યા
૧-૦-૦ ,, દુર્ગાશંકર મણિશંકર-લીંબડી
૧-૦-૦ ,, સોમનાથ વિક્રમલાલ
૧-૦-૦ ,, અજિતરાય હરિદાસ પારેખ
૦-૪-૦ ,, રાજેન્દ્રરાય વસંતરાય-માંગરોળ
૦-૪-૩ ,, બટુકરાય વસંતરાય ,,
૧-૦-૦ ,, શંભુશંકર પુરૂષોતમ-જૂનાગઢ
૦-૪-૦ ,, જયંતીલાલ અંબાશંકર ત્રિવેદી
૦-૪-૦ ,, પદ્મશંકર અંબાશંકર ,,
૦-૨-૦ ,, વિનોદરાય જયંતીલાલ ,,

૦-૮-૦ શ્રી. પરમાણંદદાસ નારણદાસ
૧-૦-૦ ,, જીવરાજ કલ્યાણ-કુંડલા
૧-૦-૦ ,, વીસા જેરામ ,,
૦-૫-૦ ,, પોપટ દેવરાજ ,,
૧-૦-૦ ,, આણંદલાલ ગોવિંદજી વકીલ
૧-૦-૦ ,, મોનજી પીતાંબર-જૂનાગઢ
૧-૦-૦ રાજગર લક્ષ્મણ મેરામ-ખોખરડા
૧-૦-૦ શ્રી. શિવલાલ હંસરાજ-રાણાવાવ
૦-૮-૦ ,, ચંપકલાલ મૂળશંકર-મેંદરડા
૮-૦-૦ ,, લાભશંકર ભવાનીશંકર-માંગરોળ
૨-૪-૦ પૂ. પ. ગહનસ્વરૂપજી-ભાવનગર
૧-૪-૦ શ્રી. જેશંકર કેશવજી-ભાણવડ
૧-૪-૦ ,, દોલતશંકરભાઈ ,,
૧-૦-૦ ,, શિવપ્રસાદ મણિલાલ-અમદાવાદ
૧-૮-૦ ,, શંકરલાલ પ્રેમજી-જામજોધપુર
૦-૪-૦ પૂ. પ. ગહનસ્વરૂપજી
૧-૦-૦ શ્રી. ભીખાલાલ બહેચર
૦-૮-૦ ,, લાભશંકર ભવાનીશંકર-પોરબંદર
૨-૪-૦ લીંબડીમાં પૂજ્યપાદશ્રીના જયંતી-મહોત્સવ પ્રસંગે મહાપૂજન ભેટના હા. શ્રી. દુર્ગાશંકર મણિશંકર ઉપાધ્યાય.
૧-૪-૦ બેન જીવીબાઈ નથુ-રાણાવાવ
૧-૦-૦ જમનાબાઈ ભાણજી-રાણાવાવ
૧-૦-૦ બેન સુંદરબાઈ હરજી-રાણાવાવ
૦-૮-૦ પૂ. પ. આત્મપ્રકાશજી
સાકર શ્રીફળ નિમિત્તે
૧-૦-૦ ડો. લક્ષ્મીશંકર લાલજી-ધોરાજી
૧-૦-૦ શ્રી. પ્રાગજી દેવજી-મોરબી
૧-૦-૦ લક્ષ્મીબેન રામજી ,,
૧-૦-૦ સોની વલભજી જેરામ-બાંટવા
૦-૮-૦ શ્રી. મયાશંકર રાવલ ,,
સાકર શ્રીફળના
૦-૮-૦ ,, માણેકલાલ નાનજી ચંદારાણા
કેળાં ધરવા માટે
૧-૦-૦ ,, ગોવિંદજી કાળાભાઈ
૧-૦-૦ ,, માધવજી નથુ-તાલાળા
૫-૦-૦ ,, માધવજી ડાહ્યાભાઈ-બીમડી
૧-૦-૦ નર્મદાબેન સબળસિંહ-કુતિયાણા
૩-૦-૦ શ્રી. ચંદ્રકાંત જશભાઈ-જૂનાગઢ

૦–૨–૦ હા. કલ્યાણસિંહ ભવાનસિંહજી–જુનાગઢ
૧–૩–૬ શ્રી. કરશનજી પ્રાણજીવન ઓઝા
૫–૦–૦ ,, ગુણવંતસિંહ જાલમસિંહ
૧–૮–૦ તેમના તરફથી નિત્યદાનના
૦–૪–૦ બેન જમનાબાઈ રાજારામ–ખાંટવા
૧–૧૪–૦ પોરબંદરમાં આસો વદિ ૧૧ના દિવસે પૂજન ભેટના હા. શ્રી. આણંદલાલભાઈ વકીલ
૪–૧૦–૦ કુંડલાના યાત્રાળુઓ તરફથી ભેટ
૨–૦–૦ શ્રી. ભગવાનજી કાનજી–ભાણવડ
૧–૦–૦ સવિતાબેન દુર્ગાશંકર–લીંબડી
૧–૦–૦ પ્રાણલાલ રવિશંકર ઉપાધ્યાય–લીંબડી
૧–૦–૦ સુંદરજી બહેચર તન્ના–માંગરોળ
૧–૦–૦ સોની રામજી જેરામ–જામજોધપુર
૧–૦–૦ શ્રી. ચંદુલાલ અંબાશંકર ત્રિવેદી
૨–૦–૦ ,, મગનલાલ ડાહ્યાભાઈ–રાજકોટ
૧–૦–૦ ,, રતનશીભાઈ–ઉમરાળા
૧–૦–૦ ,, પરસોતમદાસ પરમાણંદ–ઉમરાળા
૧–૦–૦ ,, દુર્ગાશંકર મણિશંકર ઉપાધ્યાય–લીંબડી
૫–૦–૦ બેન જશોદાગૌરી હરિલાલ–બીમડી
૨–૦–૦ શ્રી. વામનરાય જટાશંકર–પાટણ
૧–૪–૦ ,, લક્ષ્મણ વ્રજલાલ–દહાણુ
૧–૦–૦ ,, લાલજી ઝીણાભાઈ–જૂનાગઢ
૨–૦–૦ ,, જયંતીલાલ અંબાશંકર ત્રિવેદી
૨–૦–૦ ,, પદ્મશંકર અંબાશંકર ,,
૦–૪–૦ ,, વિનોદરાય જયંતીલાલ ,,
૨–૦–૦ જડાવબહેન–જોરાવરનગર
૨–૦–૦ સવિતાબેન ,,
૩–૦–૦ શ્રી. ઝવેરીલાલ જગજીવન–ઊના
૧–૦–૦ ,, શંકરલાલ મોહનલાલ
૧–૦–૦ તારમાસ્તર ગણપતરામભાઈ
૧–૦–૦ શ્રી. દામોદર મૂળજી
૧–૦–૦ લુહાર માધવજી કાળા
૮–૦–૦ શ્રી. લાલજી દેવરાજ
૦–૪–૦ ,, કેશવજી પ્રેમજી
૦–૮–૦ ,, જીવન લવજી
૦–૪–૦ ,, પ્રેમજી પુંજાભાઈ
૦–૪–૦ ,, સત્રભુજ ગાંડાલાલ

૦–૪–૦ શ્રી. જગજીવન ઝીણા
૦–૮–૦ ,, વનરાવન ઠાકુભાઈ
૦–૪–૦ ,, જાદા કલ્યાણ
૦–૪–૦ ,, મોહનલાલ
૦–૪–૦ ,, પુરુષોત્તમ પ્રેમજી
૦–૪–૦ ,, દ્વારકાપ્રસાદ
૦–૪–૦ ,, મોહનલાલ ભટ્ટ
૨–૧૦–૦ ,, માનશંકર શંકરલાલ–જામજોધપુર
૨૨–૮–૦ મુંબઈમાં નૂતનવર્ષના મહાપૂજન ભેટ ત્યાંના ગુરુબંધુઓ તરફથી ભેટના હા. શેઠ દામોદરદાસભાઈ
૧–૦–૦ શ્રી. આણંદલાલ ગોવિંદજી વકીલ
૭–૦–૦ પૂ. બ્ર. શ્રી. આત્મપ્રકાશજી
૧૭–૮–૦ શ્રી. હર્ષદરાય મહારાણીદાસ દેશાઈ માંગરોળ તરફથી જપ, થાળ ને અખંડ દીપકના હા. શાસ્ત્રીજી દયારામભાઈ
૫–૦–૦ શ્રી. હર્ષદરાય મહારાણીદાસ દેશાઈ–માંગરોળ
૫–૦–૦ ,, જયંતીલાલ ગોકુલદાસ ચંદારાણા–મેંગલોર હા. શ્રી. મા. ના. ચંદારાણા
૪–૦–૦ ,, દયાળસિંહજી લાલસિંહજી–જૂનાગઢ
૪–૦–૦ ,, પીતાંબર જેરામ મીસ્ત્રી–ખાંટવા
૧–૦–૦ ,, દલપતરામ લક્ષ્મીશંકર ,,
૧–૮–૦ ,, દામજી નાગજી–કુંડલા
૦–૮–૦ ,, દુર્લભજી નાગજી ,,
૧–૦–૦ ,, કલ્યાણસિંહ ભવાનસિંહ–જૂનાગઢ
૧–૪–૦ ,, દુલભરામ ત્રિભુવન–વરતેજ
૪–૦–૦ ,, અંબાલાલ તુલજારામ–જંબુસર
૨–૦–૦ ,, કેશવલાલ જેઠાલાલ–મુંબઈ
૧–૦–૦ ,, પુરુષોત્તમ નારણદાસ–સનાવદ
૧–૦–૦ ,, માણેકલાલ નાનજી ચંદારાણા
૧–૦–૦ ,, મૂળજી તુલસી પટેલ–દીવા
૪–૨–૦ ,, મ. ત્રિ. ભટ્ટ ને તેનું કુટુંબ–સુરત
૧૦–૯–૦ અમદાવાદ આનંદાશ્રમમાં કાર્તિકી પૂનમની ભેટ હા. શાસ્ત્રી જયશંકર ભટ્ટ
૧–૦–૦ શ્રી. વેણીભાઈ નાથાભાઈ–દીવા
૧–૦–૦ ,, ભૂધરભાઈ ,,
૨–૦–૦ ,, મૂળજીભાઈ પટેલ ,,

--

1-૮-૦ શ્રી. ભગવાનભાઈ પટેલ-ઢીવા
1-૮-૦ ,, માધવભાઈ ,, ,,
૧૩-૬-૦ અમદાવાદ આનંદાશ્રમમાં આવેલ ભેટ વગેરેના હા. શાસ્ત્રી જયશંકર ભટ્ટ શ્રાવણ માસના
૧૬-૬-૦ અમદાવાદ આનંદાશ્રમમાં આવેલી ભેટ ભાદરવા- આસોની ભેટના હા. શાસ્ત્રી જયશંકર ભટ્ટ
૦-૪-૦ શ્રી. રમણિકલાલ ત્રિભુવન દવે
૧૦-૭-૦ મુંબઈમાં કાર્તિકી પૂર્ણિમા પ્રસંગે આનંદાશ્રમ મુમુક્ષુમંડળમાં પૂજ્યપાદશ્રીની પૂજનભેટના હા. શેઠ દામોદરદાસ માધવજી
૫૪-૦-૦ જામનગરમાં શેઠ રવજી દેવજી ગાંધીને ત્યાં પ્રભુશ્રીનું મહાપૂજન થતાં ત્યાંના ગુરુબંધુઓ તરફથી પૂજનભેટના હા. શેઠ શ્રી. છગનલાલ વાલજીભાઈ
૧૦-૦-૦ ધ્રાફા આનંદાશ્રમમાં આવેલ પૂજન ભેટના ત્યાંનાં બહેનો તરફથી
૧-૦-૦ શ્રી. ભીખાભાઈ મગનજી-કરાંચી
૦-૩-૦ પરચુરણ
૦-૫-૦ શ્રી. કૃપાશંકર જયરામ ભટ્ટ
૦-૪-૦ ,, દેવશંકર સ્વામજી-ભીડિયા
૦-૮-૦ ,, માણેકલાલભાઈ ચંદારાણા નિત્ય દાનના
૫-૪-૦ ,, માણેકલાલ નાનજી ચંદારાણા
૦-૮-૦ ,, રેવાશંકર બાલકૃષ્ણ-ગોધરા
૨-૦-૬ મીસ્ત્રી ગોરધન જેરામ-જામસલાયા
૨-૦-૦ શ્રી. ચંદુલાલ દામોદર-માંગરોળ
૮૪-૦-૦ ,, રાજસી જીવરાજ શેઠ તરફથી માસિક સાત્વિક દાનના
૦-૨-૦ બાઈ જેકુંવર જીવરામ-રંગપુર
૭-૦-૦ શ્રી. ધ્રાફા આનંદાશ્રમમાં આવેલી ભેટના હા. સાધુ કરશનદાસજી
૦-૪-૦ શ્રી. રાજસી જીવરાજ-મુંબઈ
૧-૪-૦ ,, હરજીવનદાસ છગનલાલ
૧-૦-૦ ,, નરોત્તમ પરશુ-ગણદેવી
૭-૧૨-૦ એક ભક્તજન તરફથી રુદ્રીઓના પૂજાપાના

૨-૦-૦ શ્રી. હરજીવન કેશવજી-મુંબઈ
૨-૦-૦ ,, હરજીવન કેશવજી ,,
૦-૧૨-૦ ,, વિઠ્ઠલદાસ ગોરધન
૧-૦-૦ ,, છગનલાલ વજેરામ-ભાવનગર
૧-૦-૦ ,, અમૃતલાલ મહેતા-ચૂડા
૧-૦-૦ એક ભક્તજન-અમરેલી
૬-૦-૦ શ્રી. ચંદ્રસિંહજી પ્રતાપસિંહજી ઠાકોર તરફથી પૂજ્યપાદશ્રીનાં 'વસ્ત્રો ધોવાના સાબુ નિમિત્તે
૨-૦-૦ ,, પુરુષોત્તમ વલભ-નવસારી લઘુરુદ્ર માટે પૂજાપાના તથા ભેટના
૧-૦-૦ ,, શંકરસિંહ એન. રાણા-કુંતિયાણા
૧-૪-૦ શ્રી શાંતિલાલ ભાણજી
૨૫-૪-૦ એક ભક્તજન તરફથી એક વર્ષની રુદ્રીઓના પૂજાપાના
૫-૦-૦ શ્રી. ત્રિભુવન ખેતસી નિર્મલ-મુંબઈ
૦-૧૨-૦ ,, કરશનદાસ હરજી
૨-૦-૦ ,, કેશવલાલ જેઠાલાલ મજીઠીયા
૩-૫-૦ આનંદાશ્રમ નવાગામમાં આશ્રમવાસીઓ તરફથી ગીતાજયંતીની ભેટના
૧-૪-૦ શ્રી. ગિરધરલાલ વિઠ્ઠલદાસ-કુંડલા
૪-૦-૦ ,, મંગળદાસ કેશવલાલ ભક્ત-બોરીવલિ
૨-૪-૦ ,, લાલજી ઝીણાભાઈ-જૂનાગઢ
૧-૦-૦ ,, મગનલાલ વનમાળી-દહાણુ
૧-૦-૦ ,, હરિદાસ ગોકુળદાસ-જૂનાગઢ
૦-૪-૦ ,, લાલજીભાઈનાં પત્ની ,,
૦-૩-૬ મોણીઠ આશ્રમમાં આવેલ ભેટ આસોની
૧-૨-૩ મોણીઠ આશ્રમમાં આવેલ ભેટ
૧-૦-૦ બા શ્રી હીરજીબા-ધ્રાફા
૨૦-૮-૦ આનંદાશ્રમ ( નવાગમ )માં પૂજન થતાં દત્તજયંતિની ભેટના
૧-૯-૩ શ્રી. ચતુરભાઈ આશાભાઈ પટેલ
૦-૪-૦ ,, નીતમલાલ મૂલચંદ-બીલખા
૦-૪-૦ ,, રતનશી લલુભાઈ રુદ્રાભિષેકના પૂજાપા તથા ભેટના

૧-૮-૦ શ્રી. ભાઈશંકર ધનજી દવે
૧-૦-૦ મહારાજ ઓધવ રામજી-ઈશ્વિરનગર
૨-૦-૦ શ્રી. બાલુભાઈ હરજીવન
૨-૦-૦ એક ભક્ત
૫-૦-૦ શ્રી. ઉપેંદ્રસિંહજી કરણસિંહ-મુંબાઈ
૪-૧૦-૬ કુંતિયાણા આનંદાશ્રમમાં કાર્તિકી પૂર્ણિમાની પૂજન ભેટના
૫-૬-૩ કુંતિયાણા આનંદાશ્રમના પાટોત્સવ પ્રસંગે ત્યાંના મંડળ તરફથી પૂજનભેટના
૧-૦-૦ શ્રી. દયાળસિંહજી લાલસિંહજી-જૂનાગઢ
૧-૪-૦ ,, રમણસિંહ ગુણવંતસિંહ-મુંબાઈ
૧-૪-૦ ,, અમૃતસિંહ ગુણવંતસિંહ-જૂનાગઢ
૧-૪-૦ ,, અનસૂયાબ્હેન ગુણવંતસિંહ ,,
૧-૪-૦ ,, રંજનબાળા ગોપાલસિંહ-મોરબી
૪-૮-૦ ,, ગુણવંતસિંહ જાલમસિંહ ભેટ ને નિત્યદાન
૧-૦-૦ ,, જયકૃષ્ણ ગંભીર શર્મા-ભાવનગર
૧-૦-૦ ,, મણિશંકર હરજીવન-કરાંચી
૫૦-૦-૦ શ્રી. પૂ. બ્ર. શ્રીઆત્મપ્રકાશજી તરફથી પૂજ્યપાદ કૃપાનાથનાં વસ્ત્રો ધોવા માટેનો એક ઓરડો બંધાવવા માટે તેમણે અર્પણ કરેલ રૂ. ૧૦૦)માંથી બાકી રહેતા હતા તે તેમણે આસો વદિ ૨) ૨૦૦૦ના દિવસે અર્પણ કર્યા તે
૮૪-૦-૦ ,, શેઠ રાજસી જીવરાજ-મુંબાઈ તરફથી માસિક દાનના ઓક્ટોબર માસના
૨૦-૦-૦ ,, માણેકલાલ દામોદર દવે-ઉમરેઠ-વાળા તરફથી ગરીબોને અન્નાદિ આપવા નિમિત્તે
૧૪-૮-૬ ,, માણેકલાલ નાનજી ચંદારાણાને ઘેર પૂજ્યપાદ કૃપાનાથનું ભિન્ન ભિન્ન સમયે મહાપૂજન થયેલ તેની ભેટના ત્યાંના ગુરુબંધુઓ આદિ તરફથી હા. શ્રી. માણેક-લાલ નાનજી ચંદારાણા
૩-૦-૦ શ્રી. રેવાશંકર બાલકૃષ્ણ ત્રિવેદી-ગોધરા નિત્યદાન ભેટના
૬-૦-૦ ,, રેવાશંકરભાઈ તરફથી વાર્ષિક દાન
૨-૧૨-૦ ,, ગં. સ્વ. સવિતાબ્હેન તરફથી રુદ્રાભિષેકના પૂજાપાના
૧-૬-૦ તેમના તરફથી રુદ્રાભિષેકની ભેટના
૨૦-૦-૦ પૂર્ણિમાપર ચાહ તથા કોફી નિમિત્તે શ્રી. ચતુરભાઈ આશાભાઈ પટેલ-અમદાવાદ
૧-૨-૩ મોજીદડ આનંદાશ્રમમાં પૂર્ણિમાની પૂજન ભેટના હા. શાસ્ત્રી હરદત્ત જોશી
૬-૦-૦ શ્રી. માણેકલાલ નાનજી ચંદારાણા તરફથી સં. ૨૦૦૧ની સાલના માસિક નિત્ય દાનના
૦-૮-૦ ,, છોટાલાલ ગૌરીશંકર-રાજકોટ
૨૪-૪-૦ ,, પોરબંદર આનંદાશ્રમમાં મહા-પૂજન ભેટના આવેલા તે હા. શ્રી. આણંદલાલ ગોવિંદજી વકીલ
૬-૧૩-૦ ,, કલ્યાણ ભાણા-ડરબન
૬-૧૩-૦ ,, મણિલાલ પુરુષોત્તમ-ડરબન
૭-૪-૦ શ્રી આનંદાશ્રમ મુમુક્ષુમંડળ મુંબાઈમાં દત્તજયંતીની ભેટ હા. શ્રી. દામોદર-દાસ માધવજી
૨-૦-૦ શ્રી. શેઠ મંગળદાસ કેશવલાલ ભક્ત
૨-૦-૦ ,, મંગળદાસભાઈનાં ધર્મપત્નિ
૨-૧૨-૦ ,, મંગળદાસભાઈ તરફથી પ્રભુશ્રી-ને ફ્રુટ ધરાવવાના
૦-૮-૦ શ્રી. મંગળદાસભાઈ તરફથી લઘુરુદ્ર પૂજાપો તથા ભેટના
૦-૪-૦ શ્રી. રમણિકલાલ ત્રિભુવન દવે
૧૭-૮-૦ શ્રી. હર્ષદરાય મહારાણીદાસ દેસાઈ તરફથી નવેંબરના જપ તથા અખંડ દીપકાદિના

१-१०-० सोनी जमनादास त्रिभुवनदास
જેતપુરવાળાની જાન તરફથી
१-४-० પા. કાળિદાસ ઈશ્વરભાઈ-સાણંદ
શારદા પૂજનની ભેટ
०-४-० શ્રી. ગોવિંદ હીરા-ભીંડોરા
२-०-० શ્રી. ચંદ્રસિંહ પ્રતાપસિંહ ઠાકોર
પૂજ્યપાદશ્રીનાં વસ્ત્રો ધોવા માટેના સાબુ નિમિત્તે
२-०-० શ્રી. કરશનદાસ હરજી

१-०-० શ્રી અરજણ કરમણ-મુંબઈ
१-४-० ,, નારણલાલ રાઘવજી-મંડોરા
०-६-० ,, શ્રી. અરજણ કરમણનાં સદ્દગત-
પુત્રી મોંઘીબેનના કલ્યાણાર્થે બે
બ્રહ્મભિક્ષાના પૂજાપાના
३-४-० શ્રી. કાનજી દામજી-રાજકોટ
१-१४-९ પરચુરણ

(પૌષ માસની પરચુરણ ભેટ, થાળ, ભોજન આદિ હવે પછીના અંકમાં છપાશે.)



———:०:———

## चार खेदजनक अवसानो

### १ ભગવતી ગંગાબહેન

શ્રીલીંબુડા-આનંદાશ્રમમાં નિવાસ કરતા ભગવતી ગંગાબહેન આજીવન બ્રહ્મચર્યનું પાલન કરી પૂજ્યપાદ સદ્દગુરુશ્રીનું પૂજન-અર્ચન-ધ્યાન-સંકીર્તન કરવામાં તત્પર રહેતાં હતાં. તેઓ લીંબુડાનાં બહેનોને નિત્ય સત્સંગ કરાવતાં હતાં. પૂજ્યપાદ સદ્દગુરુશ્રીની આજ્ઞાનું પરિપાલન એ તેઓના જીવનનું મુખ્ય ધ્યેય હતું. તેમનો સ્વભાવ સૌની સાથે હળીમળી પ્રેમથી વર્તવાનો હતો. જ્યારે જોઈએ ત્યારે પ્રસન્ન, શાંત ને ગંભીર મુખમુદ્રા, શ્રીઆનંદાશ્રમના અનુયાયિમંડળમાં તેમના જેવાં બહેન ક્વચિત્ જ મળે. તેઓ આનંદાશ્રમનાં ત્યાગી કોટિનાં બ્રહ્મચારિણી-સાધ્વી-હતાં. તેમનું ગત પૌષ માસમાં ન્યુમોનિયાના વ્યાધિથી અવસાન થયું છે. શ્રીસદ્દગુરુદેવની દયાથી તેમના આત્માને ચિરસ્થાયી શાંતિ પ્રાપ્ત થાઓ !

### २ પંડિત શ્રીરઘુનંદનઝા

શ્રીઆનંદાશ્રમના શ્રીદક્ષિણામૂર્તિસનાતનધર્મવિદ્યાલયના તેઓ મુખ્ય અધ્યાપક હતા. તેઓ બનારસ યુનિવર્સિટીના વ્યાકરણાચાર્ય ને પટણા યુનિવર્સિટીના ન્યાયાચાર્ય હતા. વેદાંતશાસ્ત્રના આચાર્યની જો કે તેમણે પરીક્ષા નહોતી આપી, છતાં વેદાંતશાસ્ત્રનું તેમનું એટલું વિશાળ વાચન ને સિદ્ધાંત પ્રતિપાદનનું સામર્થ્ય હતું કે તેમને વેદાંતાચાર્ય પણ કહી શકાય. વિદ્યાલયના વિદ્યાર્થીઓને અધ્યયન કરાવવા ઉપરાંત તેઓ નિત્ય આનંદાશ્રમમાં વેદાંતની કથા કરતા હતા, જેમાં તેમની વેદાંતના જ્ઞાનની નિપુણતા દેખાઈ આવતી હતી. વિદ્યાર્થીઓને પાઠ્યગ્રંથોનું અધ્યયન કરાવવામાં તેઓ અતિકુશળ હતા. વિદ્યાલયમાં જ્યાંસુધી કાશી-કલકત્તાની પરીક્ષાને અનુસરી અભ્યાસક્રમ ચાલતો હતો ત્યાંસુધીમાં વિદ્યાર્થીઓની પરીક્ષાઓનું સંતોષકારક પરિણામ આવ્યું હતું. વિદ્યાર્થીઓ ઉપરાંત આનંદાશ્રમમાં નિવાસ કરનાર સાધકોને પણ તેઓ પ્રસન્નતાપૂર્વક વેદાંતનું અધ્યયન કરાવતા હતા, અને તેમની શિક્ષણશૈલીથી સાધકોને સંતોષ થતો હતો. સિવાય તેઓ બીનખામાં શ્રીરાવનેશ્વર ધર્માલયમાં છેલ્લાં બે વર્ષથી નિત્ય વેદાંતની કથા કરતા હતા. ત્યાં પણ તેમની ઉપદેશ-શૈલીની કુશળતાથી તેમણે શ્રોતૃવર્ગની સારી પ્રીતિ સંપાદન કરી હતી.

ટુંકામાં કહીએ તો ગુજરાતકાઠિયાવાડમાં તેમના જેવા વિદ્વાનની જોડી મળવી મુશ્કેલ છે. તેમનું પણ ગત પૌષ માસમાં આનંદાશ્રમમાં ડબલ ન્યુમોનિયાના વ્યાધિથી અકાળે દુઃખદ અવસાન થયું છે. તેમના અવસાનથી વિદ્યાલયમાં એક સારા અધ્યાપકની ખોટ પડી છે. સદ્દગત તેમની પાછળ એક વિધવા ને ચાર બાળકો મૂકી ગયા છે.

(અનુસંધાન પાછળ વાંચો)

Reg. No. B. 3087.
સને ૧૯૪૫ તા: ૨૫ જાન્યુઆરી

# વિજ્ઞપ્તિ

## મુંબઈ શ્રીઆનંદાશ્રમમુમુક્ષુમંડળમાં થનારાં પૂજનો

(૧) મહા વદિ ૧૪ રવિવાર
તા. ૧૧–૨–૪૫
નવા સ્ટા. ટાઈમ ૧૦॥ થી ૧૧॥
( મહાશિવરાત્રિનિમિત્તે )

(૨) ફાગણ સુદિ ૫ શનિવાર
તા. ૧૭–૨–૪૫
નવા. સ્ટા. ટા. ૯॥ થી ૧૦॥
( પાટોત્સવનિમિત્તે )

લે. આનંદાશ્રમમુમુક્ષુમંડળ–મુંબઈ

——[ ॐ ]——

શ્રીઆનંદાશ્રમ, નવાગામ ( પો. બીલખા–કાઠિયાવાડ )
તરફથી
ગ્રંથ ૧૯ મું માસિક પત્ર
આનંદાશ્રમ
P. O. Bilkha (Kathiawar–India).

તેમના જીવાત્માને પરમદયાળુ પરમાત્મા શાંતિ આપવા ને તેમના કુટુંબને તેમના વિયોગથી આવી પડેલું અસહ્ય દુઃખ સહન કરવાનું બળ આપવા કૃપા કરો !

૩ કુંડલાવાળા શ્રી. અરજણ કરમણનાં પુત્રી મોંઘીબહેન પણ ન્યુમોનિયાના વ્યાધિથી અવસાન પામ્યા છે. સદ્ગત પૂ. કૃપાનાથનાં ચરણાશ્રિત હતાં. પૂજ્યપાદ કૃપાનાથ પ્રત્યે તેમને અનન્ય શ્રદ્ધા હતી. શ્રીસદ્ગુરુદેવ તેમના આત્માને શાંતિ આપવા કૃપા કરો !

૪ લીંબડી નિવાસી શાસ્ત્રી શિવલાલ બહેચરલાલ મહેતાએ ગત પોષ વદિ ૨ ને રવિવારે યુવાનવયે કૈલાસગમન કર્યું છે. તેઓ એક સારા ધર્મનિષ્ઠ વિદ્વાન્ લેખક અને પ્રખર વ્યાખ્યાતા અને જ્યોતિષિ હતા. પૂજ્યપાદ કૃપાનાથ પ્રત્યે તેમને અનન્ય શ્રદ્ધા ને ભક્તિ હતાં. કાશીથી તેમને " જ્યોતિર્ધુરીણ " અને " વિદ્યાર્ણવ " ઉપાધિઓ પ્રાપ્ત થઈ હતી. તેઓ ભારતધર્મ મહામંડળ કાશીના સભ્ય હતા. હડાળા (બગસરા)ના રાજ્યશાસ્ત્રી હતા. તેમણે પોતાના જ્ઞાનપ્રકાશ જ્યોતિષ કાર્યાલયના પુસ્તકાલયમાં ત્રણ હજાર સારા ગ્રંથોનો સંગ્રહ કર્યો છે, તેમજ તેમણે સ્વરચિત તત્ત્વજ્ઞાનવાળાં ૨૮ પુસ્તકો પ્રસિદ્ધિમાં મૂકી વિના મૂલ્યે તેનું વિતરણ કરી સનાતનધર્મની કિંમતી સેવા બજાવી છે. તેઓએ નૈષ્ઠિક બ્રહ્મચર્ય પાળી તપસ્વી બ્રાહ્મણ જીવન દીપાવ્યું હતું. તેમના અવસાનથી સનાતન ધર્મીઓને એક મહાન્ ખોટ પડી છે. પૂજ્યપાદ શ્રીસ[illegible]વ તેમના પવિત્રાત્માને શાંતિ આપવા કૃપા કરો !

——[ + ]——

વર્ષ ૧૩ મુ

માઘ

અંક ૯

સંવત્ ૨૦૦૧

॥ ॐ ॥

॥ यतो धर्मस्ततो जयः ॥








શિલિંગ ૨



શ્રીઆનંદાશ્રમ

आनंदाश्रममेतद् भूयो भवभीतिभञ्जनं भविनाम् ।
निर्मातृनाथचरणं प्रसादयामोऽपुनर्भूत्यै ॥

સંસારીઓના પુનર્જન્મના ભયને નિવૃત્ત કરનાર આ આનંદાશ્રમના આદ્યસ્થાપક શ્રીનાથભગવાનના ચરણકમળને અમે મોક્ષને માટે આરાધીએ છીએ

# અનુક્રમણિકા

| અનુક્રમાંક | વિષય | પૃષ્ઠાંક |
|---|---|---|
| ૧ | અજ્ઞાનીની સદ્‌ગુરુને વંદન. | ૮૯ |
| ૨ | શ્રીનાથવચનામૃત. | ૯૦ |
| ૩ | શ્રીસનત્સુજાતીયમ્. | ૯૧ |
| ૪ | વિવેકવિચાર. | ૯૩ |
| ૫ | શ્રીઆનંદાશ્રમ–સમાચાર. | ૯૪ |
| ૬ | બે ખેદજનક અવસાનો. | ૯૭ |
| ૭ | પરચુરણ ભેટ. | |

———:०:———

## લવાજમસંબંધી જરૂરી નોંધ

કાગળની અસહ્ય મોંઘવારીમાં ચાલુ ૧૩મા વર્ષનો આ નવમો અંક પ્રસિદ્ધ થાય છે, માટે જે બંધુબહેનોનું લવાજમ બાકી હોય તેઓ પોતાનું લવાજમ જેમ બને તેમ વેળાસર મોકલી આપે એમ સ્મરણ આપવામાં આવે છે. ગ્રાહક રહેવાની ઇચ્છા ન હોય તેમણે અગાઉથી ના લખવા શ્રમ લેવો, એટલે ટપાલ તથા વી. પી. કરવાના શ્રમ ને ખર્ચમાં નકામું ઊતરવું ન પડે.

**વ્યવસ્થાપક, આનંદાશ્રમ, નવાગામ પોસ્ટ બીલખા–કાઠિયાવાડ.**

———[ * ]———

જરૂરી

**સૂચના:—લેખસંબંધી અને માસિકસંબંધી સર્વે પત્રવ્યવહાર શ્રી. વ્યવસ્થાપક આનંદાશ્રમ, નવાગામ–પોસ્ટ બીલખા (કાઠિયાવાડ) એ શિરનામે કરવો.**

**તંત્રી** અને પ્રકાશક: શ્રી. મહાશંકરદાસ ગોકુળદાસ દેશાઇ, વેદાંતભૂષણ–માંગરોળ–કાઠિયાવાડ.

શ્રી ભગવતસિંહજી ઇલેક્ટ્રિક લિથો એન્ડ પ્રિન્ટિંગ પ્રેસ.
માલિક મુદ્રક: પારેખ કેવળચંદ કાનજીભાઈ, ગોંડલ.



श्रीदक्षिणामूर्तिनाथसद्‌गुरवे नमः ॥




**आनंदं ब्रह्मणो विद्वान् न बिभेति कुतश्चन ।**

અર્થઃ–આનંદસ્વરૂપ બ્રહ્મને જાણનાર કોઇથી પણ ભય પામતો નથી.

તૈત્તિરીય–ઉપનિષત્

વર્ષ ૧૩ મું ] સંવત્ ૨૦૦૧ માઘ [ અંક ૯ મો

## ब्रह्मज्ञानी श्रीसद्‌गुरुने वंदन

રાગ–ધન્યાશ્રી

[ પૂજ્યપાદ શ્રીમન્નાથ ભગવાન્ ]

વંદન વારંવાર જ્ઞાનીને, વંદન વારંવાર ટેક
પ્રાપ્તવ્ય જેણે પ્રાપ્ત કર્યું ને, જાણ્યું જ્ઞાતવ્ય સાર. જ્ઞાની. ૧
બાહ્યાભ્યંતર સર્વ સ્થાનમાં, દેખ્યું બ્રહ્મ અપાર. જ્ઞાની. ૨
ભયખેદ સમૂલ ઊપાડી, મેળવ્યું સુખ અવિકાર. જ્ઞાની ૩
જડતા મનની દૂર કરીને, સ્થૂલતા કાઢી અસાર જ્ઞાની. ૪
દૂર કરી મનની ચંચલતા, હણ્યા સર્વે વિકાર. જ્ઞાની. ૫
દૃશ્યસંગનો દાહ શમાવ્યો, મેળવી શાંતિ અપાર. જ્ઞાની. ૬
મલિન વાસના દગ્ધ કરી પણ, ધર્યો ન ગર્વ લગાર. જ્ઞાની ૭
સર્વે દૃશ્ય દ્રષ્ટામાં હોમ્યું, જઈ મનવાણીની બા'ર. જ્ઞાની. ૮

——[ * ]——

## શ્રીનાથવચનામૃત

[ પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાન્ ]

સત્યભાષણ કરવાનો, ઉદ્યોગી રહેવાનો, મનનું કંગાલપણું દૂર કરી સંતોષી રહેવાનો તથા ભવિષ્યનો વિચાર કરીને વર્તવાનો સ્વભાવ પાડવાથી સુખી થવાય.

તમે બંને પરમાત્માના સ્મરણધ્યાનથી મન શાંત રાખવા પ્રયત્ન કરશો. બગડ્યું સુધરે તેમ નથી એમ સમજી હવે તે વાત ભૂલવામાંજ સાર છે, વિલાપ કરવામાં સાર નથી.

જીવની ને વિશ્વની ત્રણ વ્યાવહારિક અવસ્થાઓનો બાધ કરી તેમની પારમાર્થિક તુરીયાવસ્થામાં મનને સુસ્થિર રાખી સુપ્રસન્ન રહેશો.

આગમ પ્રત્યયની, આચાર્યપ્રત્યયની ને આત્મપ્રત્યયની એકતા કરી શાંતિસુખમાં વૃદ્ધિ કરશો.

જીવની સુખની ભૂખ પરમાનંદરૂપ પરમાત્માની પ્રાપ્તિ કર્યા વિના ભાંગતી નથી, માટે પરમ સુખી થવા ઈચ્છનારે શાસ્ત્રીય સાધનોવડે પરમાત્મદર્શન કરવા બહુ પ્રયત્નશીલ રહેવું જોઇએ.

વૃત્તિની શુદ્ધિ અને સૂક્ષ્મતા વધ્યા વિના શુભ નિશ્ચયમાં તે સ્થિર થઈ શકતી નથી.

સૂક્ષ્મ પ્રદેશમાં જવા માટે સાધકે પોતાની સ્થૂલવૃત્તિઓને એકાગ્રતારૂપ જતરડામાંથી કાઢી આત્મવત્ સૂક્ષ્મ કરવી જોઇએ, કે જેથી વૃત્તિ સુપ્રસન્ન રહે.

વૃત્તિને સ્થિર કરવા માટે વૈરીની પેઠે પોતાના અંતઃકરણના દોષો જોઇને અને તેને હલાહલ વિષની પેઠે અપકારક સમજીને દૃઢતાપૂર્વક ત્યજવામાં આવે તોજ સાચી શાંતિ ને સાચું સુખ હૃદયમાં આવિર્ભાવ પામી શકે છે.

અંતઃકરણની સ્થૂલતા અને પોતાને ધાર્યે માર્ગે જવાનો સ્વભાવ એ પણ ચિત્તને ક્ષોભ ઉપજાવવામાં નિમિત્ત થાય છે.

નિરૂપાધિક ને નિરાવરણ પરમાત્માનું ઊંડી શ્રદ્ધાથી સૂક્ષ્મ ચિત્તવડે ધ્યાન કરવાથી તેમની કૃપાવડે ક્રમાત્ સાધનાનુષ્ઠાનમાં આવતાં આવરણો દૂર થાય છે.

શાશ્વત પ્રકાશનું ધ્યાન રાખવાથી અંતઃકરણમાંનું અંધારું દૂર થવા લાગશે. જ્ઞાનનાં સાધનોમાં અને દૈવી સંપત્તિમાં વધારો કરતા રહેશો.

બની શકે તેટલો વધારે સમય ઇષ્ટમંત્રના જપમાં લેશો. જપકાલે નિદ્રા જેવું ન થાય ને બીજા વિચારો ન ઊઠે.

સાધનાભ્યાસમાં તમે તમારી દીર્ઘસૂત્રતા વિચારો છો તે સંતોષની વાત છે, પણ તેટલાથી કાર્યસિદ્ધિ થતી નથી. કાર્યની સિદ્ધિ તો કટિબદ્ધ થઇને સાધનપરાયણ રહેવાથી થાય છે માટે નિત્યપ્રતિ નવાનવા ઉત્સાહથી સાધનાનુષ્ઠાનમાં પ્રયત્નશીલ રહેશો.

સચ્ચિદાનંદરૂપ પ્રત્યગભિન્ન પરમાત્માનો મહિમા અગાધ છે. તેઓશ્રીના સ્વરૂપને જણાવનારા મંત્રનો મહિમા પણ અગાધ છે. સાધકની બુદ્ધિની શુદ્ધિ

ને વિશાલતા જેમજેમ વધતી જાય તેમ્તેમ પરમાત્માને ને તેમના સ્વરૂપનું પ્રતિપાદન કરનારા મંત્રનો મહિમા તેને વિશેષ વિશેષ સમજાતો જાય છે

ૐકાર સંબંધી વિશેષ જાણવાની ઇચ્છા હોય તો શ્રીઉપનિષદોમાંથી માંડૂક્યોપનિષદ્ ને તે ઉપરની ભગવાન્ ગૌડપાદની કારિકા, શ્રીઉપદેશ-ગ્રંથાવલિનો ૧૬ મો અંક, શ્રીપાતંજલયોગદર્શનના "तस्य वाचकः प्रणवः" એ સૂત્ર ઉપરની ટીકા અને પ્રણવપટ તથા પ્રણવ વિસ્તારપટ સમજપૂર્વક જોશો

(ચાલુ)

——[ * ]——

## श्रीसनत्सुजातीयम्

(શ્રીશાંકરભાષ્યસમેત)

[ અનુવાદકઃ શ્રી મહારાણીદાસ ગોકુલદાસ દેશાઈ-વેદાંતભૂષણ ]

(અનુસંધાન ગત અંક ૮ના પૃષ્ઠ ૭૮થી)

तस्माच्च वायुरायातस्तस्मिंश्च प्रलयस्तथा ।
तस्मादग्निश्च सोमश्च तस्माच्च प्राण आगतः ॥ २१ ॥
सर्वमेव ततो विद्यात्तत्तद्वक्तुं न शक्नुमः ।
योगिनस्तं प्रपश्यन्ति भगवन्तं सनातनं ॥ २२ ॥

વાયુ પણ તેમાંથી આવ્યો છે અને પાછો તેનો લય પણ તેમાંજ થાય છે

અગ્નિ અને ચંદ્ર પણ તેમાંથી આવ્યા છે તથા પાછો લય પણ તેમનો તેમાંજ થાય છે

પ્રાણ પણ તેમાંથીજ આવ્યો છે તથા તેનો પાછો લય પણ તેમાંજ થનારો છે.

એવી રીતે આ સર્વ જે અસંખ્ય રૂપનું હોઈને પ્રત્યેકને જુદું જુદું કહેવાને અમે અશક્ત છીએ તે આ સર્વ પણ તેમાંથી આવેલું છે તથા લય પામવાના સમયે પાછું લય પણ તેમાંજ પામનારું છે

એમ આ સંપૂર્ણ જગત્ તેમાથી જન્મ પામીને ઉપસ્થિત થનારું તથા પાછું તેમાં લય પામનારું હોવાથી તત્ત્વભૂત એટલે ખરું નથી

અને જે કાંઈ ખરું ન હોય તે હોયજ નહિ

છતાં હોય તો તે ખરેખર ન હોય પણ માયાવડે હોય

અને જે માયાવડે હોય તે માયિક કહેવાય

તેથી આ સંપૂર્ણ જગત્ માયિક છે

પણ જે કાંઈ માયિક હોય તે મિથ્યા હોય

ને જે કાંઈ મિથ્યા હોય તે ખરાંના અધિષ્ઠાન વિના હોઈ શકે નહિ

રજ્જુમા મિથ્યા પ્રતીત થતો સર્પ રજ્જુના અધિષ્ઠાનવિના પ્રતીત થઈ શકે નહિ

જે કાંઈ મિથ્યા હોય તે જેમાંથી જન્મે તથા લય પામવા સમયે પાછું જેમાં લય પામે તેજ તેનું અધિષ્ઠાન હોય

આ સંપૂર્ણ જગત્ તે (બ્રહ્મ)માંથી જન્મીને ઉપસ્થિત થનારું તથા તેમાંજ લય પામનારું હોઇને તે (બ્રહ્મ)જ આ સંપૂર્ણ જગત્‌નું અધિષ્ઠાન છે.

અને જન્મ પામીને ઉપસ્થિત થનારા આ સંપૂર્ણ જગત્‌નું તે અધિષ્ઠાન હોઇને તે પોતે અજન્મા છે.

તેમજ લય પામનારા આ સંપૂર્ણ જગત્‌નું તે અધિષ્ઠાન હોઇને તે પોતે સદોદિત સ્વભાવવાળું સનાતન છે.

જે કાંઇ મિથ્યા હોય તે પોતાથી એટલે આપોઆપ હોઇ શકે નહિ.

જે કોઇ ખરું હોય તેજ પોતાથી એટલે આપોઆપ હોઇ શકે.

અને જે કોઇ પોતાથી એટલે આપોઆપ હોઇ શકે તેજ મિથ્યાને ઉપજાવી ઉપસ્થિત કરવાને પણ સમર્થ હોય.

તે (બ્રહ્મ)જ ખરું હોઇને તેજ પોતાથી એટલે આપોઆપ ઉપસ્થિત છે.

અને તેથી આ સંપૂર્ણ જગત્‌ને ઉપજાવી ઉપસ્થિત કરવાનું સામર્થ્ય પણ તેનેજ છે.

જે કાંઇ અન્યને ઉપજાવી ઉપસ્થિત કરવાને સમર્થ હોય તે ભગવાન્ કહેવાય.

તેથી તે(બ્રહ્મ)જ ભગવાન્ છે.

આ તે (બ્રહ્મ) જડભૂત તથા જીવભૂત સંપૂર્ણ જગત્‌નું અધિષ્ઠાન હોવાથી પ્રત્યેક જીવનું પણ અધિષ્ઠાન છે.

તેથી જે કોઇ જીવ પોતાના તે અધિષ્ઠાનમાં પોતાનો યોગ સાધવા સમર્થ થાય તે યોગી પુરુષજ સનાતન અને ભગવાન્ એવા તેને (બ્રહ્મને) તે જેવું છે તેવું જોવા જાણવા સમર્થ થાય.

જેઓ પોતાના તે અધિષ્ઠાનમાં પોતાનો યોગ સાધવા સમર્થ હોતા નથી તેઓ કોઇ સનાતન તથા ભગવાન્ એવા તે(બ્રહ્મ)ને તે જેવું છે તેવું જોવા જાણવા સમર્થ થતા નથી.

અને પોતાના અધિષ્ઠાનમાં પોતાનો યોગ સાધવાની કળા સચ્છાસ્ત્રમાં અને સદ્‌ગુરુપાસે રહેલા હોવાથી પોતાનું ખરું હિત ઇચ્છનારાએ સચ્છાસ્ત્ર અને સદ્‌ગુરુનું શરણ કરી પોતાના અધિષ્ઠાનમાં પોતાનો યોગ સાધવાના સામર્થ્યને સંપાદન કરવું જોઇએ.

श्रीशांकरभाष्यम्

ब्रह्मणो विश्वोपादानत्वमाह तस्माच्चेति द्वाभ्यां।

तस्माच्च०॥ એમ આ બે શ્લોકોવડે આ સંપૂર્ણ વિશ્વનું ઉપાદાન કારણ બ્રહ્મ છે એમ કહે છે.

જે એકમાંથી બીજું કોઇ ઉપજીને વા જન્મ પામીને ઉપસ્થિત થાય તે એક બીજાનું ઉપાદાન કારણ કહેવાય.

श्लोकौ स्पष्टौ ॥ २१ ॥ ॥ २२ ॥

બંને શ્લોકોના અર્થ સ્પષ્ટ છે. ૨૧, ૨૨

(ચાલુ)

[*]

# विवेकविचार

દોહરા

[ લેખક: શ્રી. માણિકચવર્મા ]

ઊડી જવું છે પંખીડા, સમજણ રાખ લગાર;
કોઈ કોઈનું અહીં નથી, સ્વાર્થતણો સંસાર. ૧

જેને મરીને ચાલવું, જેને થાવું રાખ;
જેને પાછું ન આવવું, તેને ઘટે ન રાગ. ૨

પ્રાણ વિનાનો દેહ આ, પરવશ પડશે સોમ;
હું તું કરતો ઘડી ઘડી, તેનું જાશે જોમ ૩

માએ ધોયાં મૂખડાં, તેપર મૂકે આગ;
કાં નવ ચેતે જીવડા, વહ્યો જાય છે લાગ. ૪

કલ્પવૃક્ષ સમ મન દિસે, અનુભવથી કહું વાત;
ઇચ્છે મન દઢ ભાવથી, તુરત મળે સાક્ષાત. ૫

અશક્ય વિશ્વે કંઈ નથી, જેવું થવુંજ થવાય;
તો સચ્ચિત્સુખરૂપ થવું, જેથી દુ:ખ વિલાય. ૬

નિર્મળ શાશ્વત અનવધિ, મૂકીને આનંદ;
વિષય કીચ ચૂંથ્યા કરે, છે બગ તે મતિમંદ. ૭

આવશ્યક સૌથી અધિક, નિત્ય સ્મરણ આ એક;
સ્વાત્મા અદ્વૈત સત્ય છે, મિથ્યા છે ભય છેક. ૮

નરક સમા આ વિશ્વથી, ક્યારે નીકળવું બહાર;
એવી બુદ્ધિ થાય તો, તો ઊતરે ભવપાર ૯

કાયા કૌપિન આદિને, રાખે યતિવર જેમ;
અહંતા મમતા ને ત્યજી, રાખું બધું હું તેમ ૧૦

શ્વાન બુદ્ધિ આ દશ્યની, છાડું નહિ ક્ષણ એક;
હર્ષ શોક પામું નહિ, તો સાચી મુજ ટેક ૧૧

સંબંધ અંતે છોડવો, તો હમણાં તું છોડ;
છોડી મનથી સુખી રહે, કર નહિ દોડાદોડ ૧૨

ગુંચવામાં તું ઘરવિષે, સમય લે હવે સાધી;
કરી માનસ સંન્યાસ દઢ, ખો નવ પળ પણ લાધી. ૧૩

આનંદ સાગરને વિષે, ચાલે હોડી કાય;
તું તો સાગરરૂપ છે, તું હોડી કાં થાય ૧૪

અંતર્મુખ વૃત્તિવડે, કરવો નિજ વ્યવહાર;
વ્યગ્ર લેશ થાવું નહિ, ગણીને સર્વે અસાર. ૧૫

સચ્ચિત્સુખરૂપ બ્રહ્મ હું, દેહાદિ આભાસ;
અવિદ્યાના બળવડે, થાય તેમનો ભાસ. ૧૬

અવ્યવહારે બ્રહ્મરૂપ, વ્યવહારે ઈશરૂપ;
રહી સમય વીતાડવો, બાધ કરી દશ્યરૂપ. ૧૭
વિષયોના સેવન થકી, મનના તાપ ન જાય;
સાચી શાંતિ નવ મળે, સાચું સુખ ન જણાય. ૧૮
વિષયોના સેવનવડે, મનને તૃપ્તિ ન થાય;
ધૂમાડાના બાચકા, ભરતાં કોણ ધરાય. ૧૯
જાવું ગમે ન પ્રભુ સમીપ, ગમે રહેવું સંસાર;
વિચારી તું પોતેજ કહે, કેમ થઈશ ભવપાર? ૨૦
અપૂર્ણતા જાતી નથી, આ પણ એક નવાઈ;
માયાની મોટાઈની તે, એ છે ભલી ભવાઈ. ૨૧
નિજ કર્મોનું ફળ મળે, અન્યનું તને ન હોય;
રોષ કરીને અન્યપર, શા માટે તું રોય. ૨૨
વૃત્તિ બહિર્મુખ રાખવી, કરવું બ્રહ્મદર્શન;
એ તે કેમ બને કહે, તાપ ધરીશ નહિ મન. ૨૩

[*]

## " नवुं प्रकाशन "

### આચાર્યપ્રવર શ્રીમન્નથુરામશર્માજી

લેખક: શ્રી. કરણસિંહજી લાલસિંહજી ઠાકોર બી.એ.

પ્રકાશકો:—૧ ગુણવંતસિંહજી. (૨) રૂપસિંહજી (૩) ચંદ્રસિંહજી (૪) શંકરસિંહજી (૫) ઉપેંદ્રસિંહજી.—પઠતર મૂલ્ય રૂા. ૦–૧–૯.

મળવાનું સ્થળ:—વ્યવસ્થાપક–આનંદાશ્રમ. પોસ્ટ બીલખા–નવાગામ–કાઠિયાવાડ.

[ * ]

## श्रीआनंदाश्रम-समाचार

### [ પૌષ માસ ]

**પૂજ્યપાદ શ્રીસદ્‌ગુરુદેવનું મહાપૂજન:**-આજે મકરસંક્રાંતિને પુણ્ય દિવસે નિયમ પ્રમાણે વેદોક્તવિધિથી પૂજ્યપાદ કૃપાનાથ–શ્રીમન્નાથભગવાનનું મહાપૂજન સૌ આનંદાશ્રમવાસીઓ તથા ગામનાં બંધુબહેનોએ એકત્ર થઈ કર્યું હતું. પૂજન થઈ રહ્યા બાદ પૂ. પ્ર. કેશવ શર્માજીએ પ્રસંગોચિત ઉપદેશ કરતાં જણાવ્યું હતું કે:—

પૂજ્યપાદ કૃપાનાથનું પૂજન આજે મકરસંક્રાંતિને પુણ્યદિવસે કરીને આલોકના કે પરલોકના ભોગો પૂ. કૃપાનાથપાસે ન માગવા જોઇએ, કારણકે તે તો કીટપતંગાદિ તિર્યક્ યોનિઓમાં પણ પ્રાપ્ત છે; પરંતુ આજે જેમ દેવતાની રાત્રિ પૂરી થઇ અને દિવસનો ઉદય થયો તેમ જીવના અંત:કરણમાં રહેલી અજ્ઞાનરૂપ રાત્રિ દૂર થઇને જ્ઞાનોદયરૂપ સૂર્યનો ઉદય થાય એ બોધ મકરસંક્રાંતિ ઉપરથી લેવો જોઇએ, અને એ માગવું જોઇએ. પૂ. કૃપાનાથે તો વગરમાગ્યે ઘણુંએ આપ્યું છે. સુંદર ગ્રંથો રચી સત્સંગની જોગવાઈ જીવને માટે કરી આપી છે એટલુંજ નહિ પણ સુંદર શાંતિપ્રદ સ્થાન, ભોજનાદિની યોજના, પાઠશાળા, પૂજનમાટે પ્રતિમાજી વગેરે વગેરે જીવને સાધન કરવા માટે અનુકૂળ સામગ્રીઓ તૈયાર રાખી છે, પણ અભાગી જીવો તેનો સદુપયોગ કરી શકતા નથી. મકરસંક્રાંતિનો

દિવસ દાનપુણ્યમાટે પર્વણીનો દિવસ ગણાય છે. તે મહાપર્વણીને દિને પૂ. કૃપાનાથને પોતાના મનનું દાન કરી દઈ આવું માગવું જોઈએઃ—

" अयं दानकालस्त्वहंदानपात्रो
भवानेव दाता त्वदन्यं न याचे ।
भवद् रूपमेव प्रभो देहि मह्यम्
कृपानाथ येन स्वयं स्यां कृतार्थः ॥ "

**અર્થઃ**—હે કૃપાનાથ! આ દાન કરવાનો સુંદર સમય છે, અને હું દાન લેવાને પાત્ર છું. આપજ મારા દાતા છો. આપ સિવાય અન્યની પાસે હું યાચતો નથી. હે પ્રભો! આપનું વાસ્તવિક સ્વરૂપજ મને આપો કે જેથી હું કૃતાર્થ થાઉં.

વાસ્તવિક સ્વરૂપ એટલેઃ—

તન મળે ઈંદ્રિય મળે મનબુદ્ધિ મળી જાય;
મળે વિચારાચાર જો તો શિષ્ય સદ્ગુરુ થાય.

એ દોહરામાં કોઈ કવિએ કહ્યા પ્રમાણે આપની પાસે સદ્ગુરુપણું હું નથી યાચતો પરંતુઃ—

" सच्चित्सुखःसमरसोविभुरद्वितीयस्,
तत्त्वेन यस्त्वमसि देशिक सोऽहमस्मि ।
नहि आवयोः किमपि वस्तुतया पृथक्त्वम्,
तं नाथ नाथ यतरेकतया प्रपद्ये ॥ "

**ભાવાર્થઃ**—હે આચાર્યપ્રવર! આપ સત્ ચિત્ અને આનંદઘન, અખંડ એક રસ, વ્યાપક અને અદ્વિતીય સ્વરૂપ છો તેજ પારમાર્થિક દૃષ્ટિએ તો આપ મારું સ્વરૂપ છો. વાસ્તવિક રીતે આપણા બંનેમાં જરાપણ ભેદ–અંતર નથી, એવા હે નાથ ભગવાન! હે પ્રભો! અભેદ ભાવે હું આપને શરણે આવ્યો છું કે જે મારું છે ને આપે આપવાનું છે તે એ કે આપનું પારમાર્થિક સ્વરૂપ આજે મકરસંક્રાંતિનો દિન દાન માટે ઉત્તમ ગણાય છે તે હું યાચું છું, કે જેથી હું કૃતાર્થ થાઉં.

ચિત્તશુદ્ધિમાટે યજ્ઞ, દાન અને તપ બહુ આવશ્યક વસ્તુ છે પણઃ—

" यज्ञ दान तपः कर्म न त्याज्यं कार्यमेव तत्।
यज्ञदानतपश्चैव पावनानि मनीषिणाम् ।
एतान्यपि तु कर्माणि संगं त्यक्त्वा फलानि च ।
कर्तव्यानीति मे पार्थ निश्चितं मतमुत्तमम् ॥

એ વચનોથી યજ્ઞ, દાન અને તપ તજવાં નહિ, પણ સર્વેએ અવશ્ય કરવાં કારણ કે તે જ્ઞાનીને પણ પાવન કરનારાં છે, પણ તે કર્તાપણાનું અભિમાન અને ફલેચ્છા તજીને કરવાં એવો મારો નિશ્ચિત ઉત્તમ મત છે. વાસ્તવિક નિષ્કામકર્મ કેવળ પ્રભુને પ્રસન્ન કરવાના ઉદ્દેશથી કર્મ થવાં તે બહુ કઠિન છે. દેશસેવા ઈત્યાદિ અર્થે જાહેરજીવન ગાળનારાઓ પણ સેવાને બહાને દ્રવ્ય નહિ તો પ્રતિષ્ઠા કે લાગવગનો ઉપયોગ કરી પોતાના માનેલાને મદદ કરવી વિગેરે વિગેરે એષણાઓથી ભાગ્યેજ મુક્ત હોય છે. અંતઃકરણની સંશુદ્ધિ વિના નિષ્કામ કર્મ બની શકતું નથી માટે ચિત્તશુદ્ધિઅર્થે મહાદાન કરવું જોઇએ. ગૃહસ્થાશ્રમીઓ માટે તો દાન અતિ આવશ્યક વસ્તુ છે, એટલા માટે શાસ્ત્રોમાં નિત્ય દાનાદિનાં વિધાનો પણ જોવામાં આવે છે. શ્રીમદાલસાએ પણ પોતાના પુત્ર અલર્કને પ્રવૃત્તિમાર્ગમાં–ગૃહસ્થજીવનમાં જોડવામાટે એવોજ ઉપદેશ કર્યો હતો કેઃ—

"धरामरान्पर्वसु तर्पयेथाः समीहितं बंधुषु पूरयेथाः ।
मायाप्रबोधेन निवर्तयेथाः गोविप्रार्थं वत्स मृत्युं भजेथाः ॥"

'પર્વણીને દિવસે ભૂદેવોને દાનાદિથી તૃપ્ત કરજે' વિગેરે ઉપનિષદ્‌માં પણ / ભગવાન પ્રજાપતિએ **द द द** થી મૃત્યુલોકના માનવી માટે દાનનોજ ઉપદેશ આપેલ હતો. જાહેરજીવન ગાળનારાઓએ તો અંતઃકરણની વાસનાઓનો સારી રીતે ક્ષય કર્યા પછીજ જાહેરપ્રવૃત્તિમાં-જોખમદારીમાં પડવું જોઈએ. તે માટે યોગવાસિષ્ઠમાં છેલ્લા ત્રણ દિવસ થયાં બહુ સુંદર પ્રસંગ આવે છે:—

व्युत्थितं चित्तमभ्येति, भ्रमस्यान्तः सुषुप्ततामू ।
निर्वाणमिति निर्वाणं यथेच्छसि तथा कुरु ॥

જો ચિત્ત રાગાદિ દોષોથી વિક્ષિપ્ત રહીને ભમ્યા કરે તો તે ભ્રમણમાં અનેક પીડાઓ દેખે છે, ને જો શાંત થાય તો મુક્તિ પામે છે માટે હવે જેમ તમારી ઇચ્છા હોય તેમ કરો.

છેવટે પૂજ્યપાદ પ્રભુશ્રીપાસે આ મકરસંક્રાંતિના પુણ્ય દિવસે આપણે એજ માગીએ કે સૌની બુદ્ધિ તેઓશ્રી એવી વિશુદ્ધ બનાવે કે રાગદ્વેષ ત્યજી સૌ કર્તવ્યપાલન નિષ્કામભાવે કરવા સમર્થ થઈએ. **ॐ शांतिः ॥**

**મુખ્યભેટ:**—રૂ. ૧૦-૦-૦ શ્રી. સ્વ. ગંગાબેન મૂળજી-લીંબુડા. રૂ. ૧૦-૦-૦ શેઠ ગોવિંદ રામજી જોહરમલ-મુંબઈ. રૂ. ૨૫-૦-૦ શ્રી. ધનજીશા ડુંગાજી-માહીમ. રૂ. ૪૦-૦-૦ શ્રી. દ્વારકાદાસ ખેતસી-કરાંચી. રૂ. ૧૧-૦-૦ બહેન પરશનબાઈ બેગ્રાશા-બોરીવલિ. હા. શાસ્ત્રી દયારામ મૂળજી. રૂ. ૨૪-૮-૦ શ્રી. દ્વારકાદાસ ખેતસી-કરાંચી. રૂ. ૧૧-૦-૦ શ્રી. નટવરસિંહજી રૂપસિંહજી રાણા-મુંબઈ.

**લઘુરુદ્ર તથા રુદ્રાભિષેક:**—શ્રી. સ્વ. ગંગાબેન મૂળજી-લીંબુડા (ત્રણ રુદ્રાભિષેક.) સ્વ. શ્રી. જમનાદાસ પરમાણંદદાસ-પોરબંદર શ્રી. દ્વારકાદાસ ખેતસી-કરાંચી. શ્રી. જયંતીલાલ લાલજીભાઈ-ડુમસ (લઘુરુદ્ર.)

**થાળ:**—રૂ. ૧-૪-૦ શ્રી. મૂળશંકર કાનજી વકીલ-ખીલખા. રૂ. ૫-૦-૦ સ્વ. ગંગાબેન મૂળજી-લીંબુડા (૪ થાળ.) રૂ.૧-૪-૦ શ્રી. સ્વ. હરજી ટીંડા-જૂનાગઢ. રૂ. ૧-૪-૦ શ્રી. દયાળસિંહજી લાલસિંહજી ઠાકોર-જૂનાગઢ. રૂ. ૨-૮-૦ નિરંજનકુમાર ઉપેંદ્રસિંહજી-જૂનાગઢ. (બે થાળ.) રૂ. ૧-૪-૦ શ્રી. સુંદરજી બહેચર તન્ના-માંગરોળ. રૂ. ૫-૦-૦ શ્રી. ગોરધન જાદવજી-સમઢીયાવાળા (૪ થાળ.) રૂ. ૧-૪-૦ શ્રી. નકાભાઈ રૂડાભાઈ-માંગરોળ રૂ. ૧-૪-૦ સ્વ. શ્રી. શિવલાલ બહેચરલાલ શાસ્ત્રી-ઢાંક. રૂ.૧-૪-૦ શ્રી. માણેકલાલ નાનજી ચંદારાણા-ગોધરા. રૂ. ૧-૪-૦ સ્વ. પં. રઘુનંદન ઝા. રૂ. ૧-૦-૦ શ્રી. પ્રાણજીવનદાસ વિઠ્ઠલદાસ ધ્રુવ-મુંબઈ. રૂ. ૨-૮-૦ શેઠ પ્રાગજી દેવજી-કરાંચી. રૂ. ૧-૦-૦ શ્રી. જમનાદાસ પરમાણંદદાસ રૂ. ૧-૪-૦ એક ભક્ત-બીલખા. રૂ. ૧-૪-૦ શેઠ હરખચંદ લક્ષ્મીચંદ શાહ-જૂનાગઢ.

**ભોજન:**—રૂ. ૧૫-૦-૦ શ્રી. નકાભાઈ રૂડાભાઈ-માંગરોળ. રૂ.૫-૦-૦ શ્રી. મોહનલાલ જેઠાલાલ-મુંબઈ. રૂ. ૧૫-૭-૦ શેઠ ત્રિભુવન ખેતસી નિર્મળ-મુંબઈ. રૂ. ૧૨-૧૫-૦ શ્રી. કરશનજી પ્રાણજીવન ઓઝા-વાંકાનેર. (પોષ સુદ ૭ના ભોજનના.)

**અખંડદીપક:**—રૂ. ૦-૪-૦ શ્રી. દયાળસિંહજી લાલસિંહજી-જૂનાગઢ. રૂ. ૧-૪-૦ શ્રી. દીનકરરાય દુલેરાય-માંગરોળ. રૂ. ૩-૦-૦ શ્રી. ચંદ્રસિંહજી પ્રતાપસિંહજી-મુંબઈ. રૂ. ૦-૫-૦ સ્વ. શાસ્ત્રીજી શિવલાલ બહેચરલાલ-ઢાંક. રૂ. ૦-૧૪-૦ સ્વ. ગંગાબેન મૂળજી-લીંબુડા. રૂ. ૦-૪-૦

શ્રી. જમનાદાસ પરમાણંદદાસ. રૂા. ૦-૬-૦ શેઠ હરખચંદ લક્ષ્મીચંદ શાહ-જૂનાગઢ.

**અમદાવાદઃ**—શ્રીજમરેશ્વર મહાદેવાશ્રિત કાર્યાલયના મુખ્ય સંચાલક, શ્રીમાન્ માર્કંડરાય ચુનીલાલ રાવળે સંધ્યાદિ ષટ્કર્મોના પ્રોત્સાહનાર્થે ઉત્તરાયણપર્વની યોજનાનો પ્રબંધ યોજ્યો હતો. કાર્યાલયતરફથી પસંદ કરેલ પરીક્ષક શ્રીમાન્ વિજયશંકર ડાહ્યાશંકર ત્રિપાઠી સ્વધર્મધુરંધરે તથા કાર્યાલયના વ્યવસ્થાપકે અનેક સ્થળેથી આવેલ વિદ્યાર્થીઓના સંધ્યાદિ તેમજ વ્યાકરણાદિ જ્ઞાનની પરીક્ષા લઈ વિદ્યાર્થીઓના પ્રોત્સાહનાર્થે ઉત્તીર્ણ થનારને તથા અન્યને પાત્રતા પ્રમાણે યોગ્ય દક્ષિણા તથા કાર્યાલયતરફથી પ્રકટ થયેલ પુસ્તકો "સરહસ્યત્રિકાળ સંધ્યા પ્રયોગ પદ્ધતિ, શ્રીપંચાયતન દેવપૂજનવિધિ તથા શિવશક્તિસ્તોત્ર" વહેંચ્યાં હતાં.

શ્રીમાન્ માર્કંડરાય ચુનીલાલ રાવળ સનાતનધર્મની અભિવૃદ્ધિ તથા રક્ષાર્થે અવિરત પ્રયત્ન ઘણા વર્ષથી સેવી રહ્યા છે, તે માટે તેઓ ધન્યવાદને પાત્ર છે.

———[*]———

## बे खेदजनक अवसानो

### ૧ શ્રીઆનંદાશ્રમના ટ્રસ્ટી શ્રી. મગનલાલ ડાહ્યાભાઈ-રાજકોટ

રાજકોટનિવાસી શ્રીમાન્ શેઠ મગનલાલ ડાહ્યાભાઈ કેંટ્રાક્ટર ગત માઘ સુદિ ૧૦ ને મંગળવારે રાજકોટ મુકામે હૃદય બંધ પડવાથી અવસાન પામ્યા છે. તેઓ સ્વધર્મનિષ્ઠ ને પૂજ્યપાદ સદ્ગુરુશ્રીપ્રત્યે અનન્ય શ્રદ્ધાભક્તિ ધરાવનારા શ્રીઆનંદાશ્રમના ટ્રસ્ટી હતા. પૂજ્યપાદશ્રીને રાજકોટમાં વખતોવખત પધરાવી તેઓશ્રીના સત્સંગ દર્શનાદિનો અમૂલ્ય ધર્મલાભ તેઓ લેતા અને રાજકોટની ચાતુર્વર્ણ્ય પ્રજાને પણ તે લાભ લેવરાવતા. તેમણે પોતાને ત્યાં અનેકવાર સપ્તાહ પારાયણ, મહારુદ્રાદિ યજ્ઞો કર્યા હતા. શ્રીઆનંદાશ્રમમાં એક સુંદર અગાસીવાળું મકાન બંધાવી પૂજ્યપાદ કૃપાનાથની પવિત્ર સેવામાં તેમણે અર્પણ કરેલું છે, જેમાં હાલ શ્રીદક્ષિણામૂર્તિસનાતનધર્મવિદ્યાલય ચાલે છે.

શ્રીનાથચરિતામૃત પ્રથમ પ્રવાહના લેખક શ્રી. માણેકલાલભાઈ ( માણિક્યવર્મા ) શ્રીનાથચરિતામૃત પ્રથમ પ્રવાહની આવશ્યક નોંધમાં લખે છે કેઃ—

"શ્રીનાથચરિતામૃત છપાવવામાટે ગોધરાથી માઘ સુદિ ૮ સં. ૧૯૯૫ એ અત્ર ગોંડલ આવતાં રાજકોટનિવાસી વહાલા ગુરુબંધુ શ્રીમાન શેઠ મગનલાલ ડાહ્યાભાઈએ પોતાના સારી સગવડવાળા મહાદેવવાડીના બંગલામાં નિવાસસ્થાન આપ્યું છે, તેમજ પોતાના બંગલામાંની વાપરવામાટે જોઈતી વસ્તુઓની પણ પ્રેમપૂર્વક સગવડ આપી છે. આ શાંત એકાંત સ્થળ પ્રાપ્ત થવાથી શ્રીનાથચરિતામૃતનું પવિત્ર કાર્ય હું શાંતિથી કરી શક્યો છું તેને માટે શ્રી. પ્રિય મગનલાલભાઈનો અંતઃકરણપૂર્વક આભાર માનું છું."

ઉપર જણાવ્યા પ્રમાણે તેમણે પૂજ્યપાદશ્રીના જીવનચરિતના કાર્યમાં પણ પ્રેમપૂર્વક સાહાય્ય કરી શ્રીસદ્ગુરુપ્રત્યેની અનન્યભક્તિ-પ્રેમ પ્રદર્શિત કર્યા છે. તેઓ સાધુ સંન્યાસી પરમહંસો, દીન વિદ્યાર્થીઓ તથા અસહાય વિધવાઓને પણ ઉદારભાવે સહાય કરતા, ને પોતાની જ્ઞાતિમાટે પણ તેમણે ઘણી સખાવતો કરી છે. તેમજ તેમણે રૂા. ૧૫૦]•

આનંદાશ્રમને થાળ ધરાવવા માટે અર્પણ કર્યા છે. તેમના દુઃખદ અવસાનથી આનંદાશ્રમ મંડળને એક ઉદારાત્મા ગુરુબંધુની અપૂર્વ ખોટ પડી છે.

" સદ્‌ગત શેઠ મગનલાલભાઈના લઘુબંધુ શેઠ રતિલાલભાઈ જણાવે છે કે, સદ્‌ગત મગનલાલભાઈએ પોતાના વીલમાં નીચે પ્રમાણે ફરમાવ્યું છે:—

(૧) રૂ. ૫૦૧) પાંચસો એક શ્રીબીલખા-આનંદાશ્રમમાં એવી શરતે અર્પણ કરવા કે મૂળ રકમ કાયમ રાખી તેના વ્યાજમાંથી દર વરસે મારી મરણ તિથિના દિવસે શ્રીસદ્‌ગુરુપરમાત્માશ્રીને થાળ ધરાવવો, તથા શ્રીઆનંદાશ્રમમાં ભણતા વિદ્યાર્થીઓને ભોજન આપવું.

(૨) રૂ. ૫૦૧) પાંચસો એક શ્રીઅમદાવાદના આનંદાશ્રમમાં એક ઓરડો બંધાવવા માટે અર્પણ કરવાના છે.

પૂજ્યપાદ શ્રીસદ્‌ગુરુ પરમાત્મા એમના પવિત્ર આત્માને પરમ શાંતિ આપવા કૃપા કરો !

**૨ પોરબંદરનિવાસી શ્રીમાન્ જમનાદાસ પરમાણંદદાસ ભટ્ટ** કે જેઓ આપણા વયોવૃદ્ધ ગુરુબંધુ હતા. પૂજ્યપાદ પ્રભુશ્રીના અનન્યભક્ત હોઈ અર્ધા સૈકા પહેલાંના જૂના દીક્ષિત બંધુ હતા. પૂજ્યપાદ કૃપાનાથ તેમને વૈષ્ણવ કહીને સંબોધતા. તેમના ઘરનો વિષ્ણુ સંપ્રદાય છતાં સનાતન વૈદિકધર્મપાલનની તથા યોગસાધન કરવાની જિજ્ઞાસાથી તેમણે પૂજ્યપાદશ્રીનું શરણગ્રહણ કર્યું હતું.

પોરબંદરમાં તથા બીલખામાં તેમણે પૂજ્યપાદશ્રીના સત્સંગનો બહુ લાભ લીધો હતો. તેમણે પોરબંદર રાજ્યની લાંબા સમયસુધી સારા હોદ્દાપર નોકરી કરી હતી. પૂજ્યપાદશ્રીના ચરણપ્રતાપથી તેઓ પવિત્ર બ્રાહ્મણજીવન ગાળનારા શાંત ને સુશીલ હતા. ધાર્મિક વાચનમાં ને ખાસ કરીને વેદાંતમાં રુચિવાળા હતા. અતિવૃદ્ધાવસ્થાને પામ્યા છતાં તેઓ આનંદાશ્રમમાં વખતોવખત મહોત્સવસમયે આવી શ્રીગુરુદેવનાં દર્શન-પૂજન સત્સંગાદિનો લાભ લેતા. દર વર્ષે આસો સુદિ ૫મે પ્રભુશ્રીને થાળ ધરાવવામાટે તેમણે રૂ. ૧૦૧-૦-૦ અર્પણ કર્યા છે.

શ્રીનાથચરિતામૃત દ્વિતીય પ્રવાહની ધારા ૨૨મીમાં "સંસ્મરણો અને પરિચય (પરચા) પૃષ્ઠ ૪૫૩"માં પૂજ્યપાદશ્રીનાં મનનીય સંસ્મરણો તેમણે લખ્યાં છે. સદ્‌ગત શ્રી. જયકૃષ્ણ ...નાં વિધવા બાઈ કુંવરબાઈના ફંડના તેઓ ટ્રસ્ટી હતા. તેમના પ્રયત્નથી વરસમાં બે વખત એ ફંડના વ્યાજમાંથી આનંદાશ્રમના વિદ્યાર્થીઓને મિષ્ટાન્ન ભોજન આપવાની તેમણે ગોઠવણ કરી છે. આવા વયોવૃદ્ધ ગુરુબંધુની પણ આનંદાશ્રમને ખોટ પડી ગણાય.

પૂજ્યપાદ કૃપાસિંધુ તેમના પવિત્રાત્માને શાંતિ આપવા કૃપા કરો !

———[*]———

Reg. No. B. 3087.

સને ૧૯૪૫ તા. ૨૫ ફેબ્રુઆરી



## विज्ञप्ति

મુંબઈમાં અધિકમાસ નિમિત્તે પ્રથમ ચૈત્ર સુદિ ૫ ને રવિવાર તા. ૧૮-૩-૪૫ના દિવસે પૂજ્યપાદ શ્રીસદ્ગુરુદેવનું મહાપૂજન માધવભુવન કાંદાવાડીમાં સ્ટા. ટા. ૧૦॥ થી ૧૧॥ વાગે થશે.

લિ. આનંદાશ્રમમુમુક્ષુમંડળ–મુંબઈ

——[ ॐ ]——

શ્રીઆનંદાશ્રમ, નવાગામ (પો. બીલખા–કાઠિયાવાડ) તરફથી

પ્રકટ થતું ધાર્મિક માસિક પત્ર

આનંદાશ્રમ

P. O. Bilkha (Kathiawar-India)

## શ્રીદક્ષિણામૂર્તિ નાથમંદિરનો પાટોત્સવ

દર વર્ષના ચાલતા ક્રમ પ્રમાણે આજે ફા. સુ. ૫ ને શનિવારે શ્રીદક્ષિણામૂર્તિ નાથમંદિરમાં બિરાજતાં પૂજ્ય પ્રતિમાજીનું સૌ ગુરુબંધુઓએ એકત્ર થઈ વિધિપૂર્વક મહાપૂજન કર્યું હતું. પૂજન થઈ રહ્યા બાદ શ્રી. કરણસિંહજી લાલસિંહજી ઠાકોરે લખીને તૈયાર કરેલ "આચાર્યપ્રવર શ્રીમન્નથુરામશર્માજી"એ પુસ્તિકાનું વાચન તેમના લઘુ બંધુ શ્રી. દયાળસિંહજીભાઈએ કર્યું હતું. આ પુસ્તિકાના અંતર્ભાગનાં કેટલાંક પ્રેમભક્તિરસભરપૂર પૃષ્ઠો વાંચતાં તેમનું હૃદય ઘણું જ દ્રવીભૂત થયું હતું, ને તેથી સૌ શ્રોતાઓ–બંધુબહેનોનાં અંતઃકરણો પણ ગલિત થયાં હતાં. ત્યારબાદ સૌને પ્રસાદ ચરણામૃત અપાયાં હતાં. ઉપરોક્ત પુસ્તિકાની ૪૦૦ પ્રતો તેના પ્રકાશકો તરફથી આનંદાશ્રમને અર્પણ થઈ છે.

**પાટણનિવાસી શ્રી. ડૉ. વામનરાય જટાશંકર વસાવડા તરફથી** પૂજ્યપાદશ્રીને થાળ ધરાવવા ઉપરાંત મહોત્સવમાં ભાગ લેવા આવેલ બંધુબહેનોને મિષ્ટાન્નભોજન આપવામાં આવ્યું હતું.

**જોરાવરનગરવાળા શ્રી. અંબાશંકર ભાઈશંકર ત્રિવેદી તરફથી** પાટોત્સવનિમિત્તે સમાધિમંદિરમાં લઘુરુદ્ર કરાવવામાં આવેલ છે.

આજે એક ભક્ત હા. દારકાદાસભાઈ તરફથી અર્પણ થયેલી રકમના વ્યાજમાંથી થાળ ધરાવવામાં આવ્યો હતો. તેમજ આનંદાશ્રમના શાસ્ત્રીઓ તથા વિદ્યાર્થીઓએ વેદોચ્ચારપૂર્વક વસંતપૂજા કરી હતી, તેમનો ફલાહાર તથા દક્ષિણાવડે સત્કાર કરવામાં આવ્યો હતો.

# અનુક્રમણિકા



——:o:——

## લવાજમસંબંધી જરૂરી નોંધ

કાગળની અસહ્ય મોંઘવારીમાં ચાલુ ૧૩મા વર્ષનો આ દશમો અંક પ્રસિદ્ધ થાય છે, માટે જે બંધુબહેનોનું લવાજમ બાકી હોય તેઓ પોતાનું લવાજમ જેમ બને તેમ વેળાસર મોકલી આપે એમ સ્મરણ આપવામાં આવે છે. ગ્રાહક રહેવાની ઇચ્છા ન હોય તેમણે અગાઉથી ના લખવા શ્રમ લેવો, એટલે ટપાલ તથા વી. પી. કરવાના શ્રમ ને ખર્ચમાં નકામું ઊતરવું ન પડે.

**વ્યવસ્થાપક, આનંદાશ્રમ, નવાગામ** પોસ્ટ **બીલખા**-કાઠિયાવાડ.

——[ * ]——

**જરૂરી**

**સૂચનાઃ—લેખસંબંધી અને માસિકસંબંધી સર્વે પત્રવ્યવહાર શ્રી. વ્યવસ્થાપક આનંદાશ્રમ, નવાગામ-પોસ્ટ બીલખા (કાઠિયાવાડ) એ શિરનામે કરવો.**

**તંત્રી** અને **પ્રકાશકઃ** શ્રી. મહારાણીદાસ ગોકુળદાસ દેસાઇ, વેદાંતભૂષણ-**માંગરોળ**-કાઠિયાવાડ.

શ્રી ભગવતસિંહજી ઇલેક્ટ્રિક લિથો એન્ડ પ્રિન્ટિંગ પ્રેસ.
માલિક મુદ્રકઃ **પારેખ કેવળચંદ કાનજીભાઈ,** ગોંડલ.



श्रीदक्षिणामूर्तिनाथसद्गुरवे नमः॥




आनंदं ब्रह्मणो विद्वान् न बिभेति कुतश्चन ।

અર્થઃ—આનંદસ્વરૂપ બ્રહ્મને જાણનાર કોઇથી પણ ભય પામતો નથી.

તૈત્તિરીય–ઉપનિષત્

વર્ષ ૧૩ મું ] સંવત્ ૨૦૦૧ ફાગણ [ અંક ૧૦ મો

## બ્રહ્મજ્ઞાનીનો મહિમા

[ પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાન્ ]

રાગ-ધન્યાશ્રી

આવું જીવન સાર જગતમાં, આવું જીવન સાર ટેક.
પરમાનંદ સ્વરૂપે રહેવું, ભમવું ન દશ્ય મોઝાર જગતમાં૦ ૧
પરંજ્યોતિનું દર્શન નિત્યે, થાય ભૂલી સંસાર જગતમાં૦ ૨
મન દૈવી સંપતથી ભરેલું, પ્રતીત થાય સુખકાર જગતમાં૦ ૩
આસુરભાવનો લેશ ન દીસે, જેમ રવિમાં અંધકાર જગતમાં૦ ૪
શુદ્ધસત્ત્વના સૌ ધર્મોથી, શોભે ચિત્ત અપાર. જગતમાં૦ ૫
રજસ્તમોગુણના ધર્મોનું, બલ નવ રહે લગાર જગતમાં૦ ૬
ભય ખેદ વિલીન થયાં થઈ, આનંદનો વિસ્તાર. જગતમાં૦ ૭
દશ્ય અસાર સર્વે મૂકીને, ગ્રહ્યું બ્રહ્મ અતિસાર જગતમાં૦ ૮

## શ્રીનાથવચનામૃત

### [ પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાન્ ]

શુભ પ્રયત્ન કરનાર સાધકના હૃદયપર પરમાત્મા દૈવીપ્રકાશનાં ને દૈવી સુખનાં કિરણો ફેંકવા કૃપા કરે છે.

શ્વાસોચ્છ્વાસ સંભારતાં, પ્રકટે પરમપ્રકાશ;
કામ ક્રોધ અજ્ઞાનનો, થાય અશેષ વિનાશ. ૧

સદાગ્રહ રાખી પ્રસંગોપાત્ત શાંતિ રાખી કહેવાથી, શાંત રહેવાથી ને અન્યને ચાહવાથી, મનની પ્રસન્નતા ને પ્રાસવ્યવહાર જળવાશે.

ઉપદેશનાં સૂત્રો સમજીને આચારમાં મૂકવાથી ઉત્તરોત્તર વધારે શાંતિનો ને સુખનો અનુભવ થશે.

જેઓ શુદ્ધભાવથી પરમાત્મામાં પોતાનું મન જોડે છે તેઓ પરમાત્માના રાજ્યમાં સુખપૂર્વક પ્રવેશ કરી શકે છે.

પરમાત્માની અનન્યભક્તિવડે પરમાત્માનો અનુગ્રહ થવાથી આત્મદર્શનવડે સર્વબંધન છૂટી જશે.

વિવેકવૈરાગ્યની વૃદ્ધિ કરવાથી ને અહંતામમતાની શિથિલતા કરવાથી તથા તૃતીયશત્રુને બલહીન કરવાથી મનની સ્થિરતામાં ઉત્તરોત્તર વધારો થવા લાગશે, મન શાંત રહેવા લાગશે; અને પરમાત્મસ્વરૂપનો અનુભવ થવા લાગશે.

હૃદયરૂપ નેત્રને પૂર્ણપ્રેમથી બ્રહ્મજ્ઞાનાંજન આંજતા રહેશો કે જેથી તમારી આંતરદૃષ્ટિ ઊઘડી આવરણ દૂર થઈ સર્વત્ર પ્રિયતમ પરમાત્માનીજ પ્રતીતિ થયા કરે.

શુચિ પરમાનંદ બ્રહ્મને, નિરખો અંતરબા'ર;
મલિન દુઃખરૂપ દશ્યમાં, ન કરો પ્રીતિ લગાર. ૧

સાત્ત્વિક દેવને ઉદ્દેશે પાડાનું, બકરાનું કે કૂકડાનું બલિદાન આપવું ઉચિત નથી. રાજસતામસ દેવને માટે બલિદાન આપવાની અગત્ય જણાય ત્યારે તેમને મીઠાઈ, મેવા, ફલ કે રાંધેલા અન્નનું બલિદાન આપી શકાય, માટે કોઈપણ પ્રકારના દેવને ઉદ્દેશીને કોઈપણ પશુપક્ષીનું બલિદાન આપવું યોગ્ય જણાતું નથી.

મૃગયાને બહાને નિરપરાધી પશુપક્ષીની હિંસા કરવી એ પણ યોગ્ય નથી. જેનામાં અન્યને પ્રાણ આપવાનું બલ નથી તે બીજા પ્રાણીનો પ્રાણ કેમ લઈ શકે ?

પોતાનાં પાળેલાં પશુઓ કસાઈને ત્યાં જાય એવો સંભવ હોય ત્યાં સમજુ મનુષ્યે પોતાનાં પશુઓને વેચવાં નહિ.

અન્નાદિના આહારથી જો મનુષ્યનું જીવન સુખપૂર્વક નભી શકે છે તો પછી આહારમાટે પણ પ્રાણીઓની હિંસા કરવી અનુચિત છે.

મનુષ્યે પોતાને ઘેર રાખેલાં પશુઓની સારીરીતે આહારપાન આપી રક્ષા કરવી જોઈએ, તથા તેમનાં સામર્થ્ય ઉપરાંત તેમની પાસેથી કામ ન લેવું જોઈએ, અને તેમને દુઃખી થવા દેવાં ન જોઈએ. ( ચાલુ )

———[ * ]———

# श्रीसनत्सुजातीयम्
## (શ્રીશાંકરભાષ્યસમેત)

[ અનુવાદકઃ શ્રી. મહારાણીદાસ ગોકુલદાસ દેશાઈ–વેદાંતભૂષણ ]

(અનુસંધાન ગત અંકના પૃષ્ઠ ૯૨થી)

तत्मतिष्ठास्तदमृता लोकास्तद्ब्रह्म तद्यशः ।
भूतानि जज्ञिरे तस्मात् प्रलयं यान्ति तत्र च ।
योगिनस्तं प्रपश्यन्ति भगवन्तं सनातनं ॥ २१ ॥

જે આ ખરા પુરુષ સર્વે ભૂતોના અંગુઠા જેવડા હૃદયમાં અંગુઠા જેવડા થઇને સર્વે ભૂતોના અંતરાત્મારૂપે રહેલા છે તે જ આ પુરુષ આ સર્વે લોકોની પ્રતિષ્ઠા છે એટલે સર્વે લોકો તે જ પુરુષના આધારે ટકી રહેલા છે.

આ સર્વે લોકોમાં આ પુરુષ એ એકજ અમૃત છે.

આ સર્વે લોકો જેમાંથી જન્મે છે જન્મેલા આ સર્વે લોકો જેનાવડે જીવે છે અને પ્રલય પામવા સમયે આ સર્વે લોકો જેમાં પ્રલય પામી રહે છે એવો તત્ત્વભૂત પદાર્થ જેની શાસ્ત્રોમાં બ્રહ્મ એવી સંજ્ઞા કહી છે તે જન્મ અને મરણથી રહિત તત્ત્વભૂત પદાર્થ આ પુરુષજ છે અથવા પુરુષજ જન્મ અને મરણથી રહિત તે તત્ત્વભૂત પદાર્થ છે.

આ સર્વે લોકોમાં આ અંગુઠા જેવડો પુરુષજ એક ખરો યશ છે.

ધાર્યું પામવાની ખ્યાતિને યશ કહેવામાં આવે છે.

જેને પામીને પછી બીજું કાંઈ પામવાની ધારણાનો પ્રસંગ ન રહે એવો તત્ત્વભૂત પદાર્થ એ એકજ હોવાથી આ અંગુઠા જેવડા પુરુષને પામવાનો યશજ ખરો યશ છે.

સર્વે ભૂતો આ અંગુઠા જેવડા પુરુષમાંથીજ જન્મે છે ને પાછાં પ્રલય પણ આ અંગુઠા જેવડા પુરુષમાંજ પામી રહે છે.

જન્મને અને મરણને પામનારાં સર્વે ભૂતો જન્મને અને મરણને પામનારાં હોવાથી સનાતન નથી.

અને સનાતન ન હોવાથી તેઓ સ્વતંત્ર નથી.

આ અંગુઠા જેવડો પુરુષજ જન્મ અને મરણને પામનારો નહિ હોવાથી સનાતન છે.

અને સનાતન હોવાથીજ આ અંગુઠા જેવડો પુરુષ પોતે સ્વતંત્રજ છે.

તેમજ જન્મીને ઉપસ્થિત થનારાં આ સર્વે ભૂતો આ અંગુઠા જેવડા પુરુષમાંથી જન્મીને ઉપસ્થિત થનારાં ઉપસ્થિત થઈને આ અંગુઠા જેવડા પુરુષવડેજ જીવનારાં ને મરણ પામવા સમયે મરણ પામીને આ અંગુઠા જેવડા પુરુષમાંજ અળપાઈ જાનારાં હોઈને આ અંગુઠા જેવડો પુરુષજ આ સર્વે ભૂતોના ભગવાન્ (ઇશ્વર) છે.

આ અંગુઠા જેવડો પુરુષ સર્વે ભૂતોના અંતરાત્મા હોવાથી સર્વે ભૂતો તેને સમાનપણે પોતાના આત્મારૂપે જાણી શકે છે પણ જેઓ તેમના ભૂત

રૂપનેજ પોતાનું ખરું સ્વરૂપ જાણે છે અને તેથી જેઓ તેમના ભૂતરૂપને પરાયણ થઈ રહે છે તેઓ તે અંગુઠા જેવડા પુરુષને તે તેમનો અંતરાત્મા હોવા છતાં જાણી શકતાં નથી.

જેઓ તેમના ભૂતરૂપથી અળગા પડીને પોતાના અંતરાત્મામાં પોતાનો યોગ સાધનારા છે તે યોગીઓજ તે આ અંગુઠા જેવડા ખરા પુરુષને જાણી શકે;

માટે જેઓ આ માયિક સુખદુઃખથી મોકળા થઈ રહેવા માગતા હોય તેમાં તેમના ભૂતરૂપથી અળગા પડી પોતાના અંતરાત્મા રૂપે રહેલા તે અંગુઠા જેવા પુરુષમાં પોતાનો યોગ સાધવો જોઈએ.

પણ આ યોગની કળા શાસ્ત્ર અને સદ્‌ગુરુ પાસે રહેલી હોવાથી એ કળાને હસ્તગત કરવા સાચા સુખની ઇચ્છાવાળાઓએ શાસ્ત્ર અને સદ્‌ગુરુનું શરણ કરી રહેવું આવશ્યક છે.

ખરું શાસ્ત્ર સાંપડવું કે સાચા સદ્‌ગુરુ સાંપડવા પણ સહજ નથી.

ખરા ભાવથી કરેલાં પુણ્યવડેજ તે પુણ્યના પરિપાકે ખરું શાસ્ત્ર તથા સાચા સદ્‌ગુરુ સાંપડે છે.

માટે સાચા સુખને ઇચ્છનારાંઓએ સદંતર ખરા ભાવથી પુણ્યકર્મોજ કર્યા કરવાં જોઈએ છે.

શ્રીશાંકરભાષ્યમ્ ।

स्पष्टोऽर्थः ॥ २३ ॥

આ શ્લોકનો અર્થ સ્પષ્ટ છે. (ચાલુ)

———[ * ]———

॥ ॐ ॥

## आचार्यप्रवर श्रीमन् नथुरामशर्माजी

[ લેખકઃ—શ્રી. કરણસિંહજી લાલસિંહજી ઠાકોર બી. એ. ]

ખરેખર સૌરાષ્ટ્ર સુરાષ્ટ્ર છે, સુરરાષ્ટ્ર છે, સંતભૂમિ છે. આ ભૂમિ ભક્તોની જન્મભૂમિ છે એટલુંજ નહિ, પણ વ્રજ છોડી આવેલા ભગવાન કૃષ્ણચંદ્રનું નિવાસસ્થાન પણ હતી. સોમનાથ અને દ્વારકેશ સૌરાષ્ટ્રના પૂજ્ય ઇષ્ટદેવો છે તથા ભારતના યાત્રિકોને નોતરતો રૈવતગિરિ આ ભૂમિનું જૂનું તીર્થસ્થલ છે.

આવા સરવા સૌરાષ્ટ્રને આંગણે ગઈકાલસુધી એક સમર્થ સંત બિરાજતા હતા. ઝાલાવાડ પ્રાંતના લીંબડી સંસ્થાનના નાનકડા ગામ મોજીદડમાં તેઓશ્રી જન્મ્યા હતા. તેઓશ્રીના પિતાનું નામ હતું પીતાંબરજી અને માતાનું નામ હતું નંદુબા. એ સંતનું નામ હતું નથુરામજી. બૃહદ્ ગુજરાત અને ભારતનો મોટો ભાગ જેઓશ્રીને શ્રીમન્ નથુરામશર્માજીના નામથી જાણે છે અને શિષ્યસમૂહ જેઓશ્રીને નાથભગવાન્‌રૂપે સંબોધે છે તેઓશ્રીના આચાર્યજીવનની આ લઘુલેખમાં અલ્પસ્વલ્પ ઝાંખી થશે.

આ સંત મોજીદડમાં પ્રકટે છે અને મોજીદડ, ચુડા ને રાજકોટમાં ગુજરાતી વિદ્યાભ્યાસ પૂરો કરે છે. તે પછી પોરબંદરતાબે અડવાણામાં, બાંટવાતાબે લીંબુડામાં ને જાફરાબાદમાં તેઓશ્રી ગુજરાતી શિક્ષકતરીકે કામ કરે છે અને તે પછી તેઓશ્રી માંગરોળમાં ને વસમાં,

રાજ્યની નોકરીમાં જોડાય છે સંવત ૧૯૪૩ના વર્ષના વૈશાખ માસમાં તેઓશ્રી વરેસની નોકરી છોડે છે અને સાથે સંસારવ્યવહાર પણ છોડે છે આ રીતે મરલ તેઓશ્રીના જીવનનું મહાભિનિષ્ક્રમણસ્થાન કહી શકાય અહીંથી તેઓશ્રીના વિરક્તજીવનનો પ્રારંભ થાય છે.

સંવત્ ૧૯૧૪ના વર્ષના આસોમાસની અજવાળી ચોથ અને રવિવાર એ તેઓશ્રીની જન્મતિથિ હતી અને તેજ દિવસે ઈસુના ૧૮૫૮ના વર્ષના ઓક્ટોબરની ૧૦ મી તારીખ હતી. આ સમય હતો પૂર્વપશ્ચિમની સંસ્કૃતિઓના ઘર્ષણનો પશ્ચિમની સંસ્કૃતિએ ભારતમાં પગલાં માંડ્યાં હતાં અને દેશભરમાં ઊથલપાથલ આદરી હતી આ નવા પૂરમાં ભારત આખું ઘસડાઈ રહ્યું હતું બુદ્ધિવાદે જોર પકડ્યું હતું ભારતના નવા શિક્ષિતવર્ગને પોતાની સંસ્કૃતિ, પોતાનો ધર્મ, પોતાના આચારવિચાર નીરસ લાગવા માંડ્યા હતાં શ્રદ્ધાવાદ અને ધર્મબુદ્ધિપર પ્રહારો શરુ થયા વૈદિક કર્મકાંડભણી અણગમો જાગ્રત થયો ભક્તિમહિમા તથા ઉપાસનારહસ્યથી જનસમાજનો મોટો ભાગ અપરિચિત થવા લાગ્યો, ત્યારે યોગ અને વેદાંતને જીવનમાં જીવનારા તો વિરલજ હોય ને!

એવે સમયે બુદ્ધિવાદથી ધર્મશ્રદ્ધા જગાડી શકે એવા સમર્થ આચાર્યની જરૂરત હતી—એવે સમયે વિજ્ઞાનદષ્ટિએ કર્મકાંડનું રહસ્ય સમજાવી શકે, ભક્તિનું રહસ્ય સમજાવી શકે, ઉપાસનાનું રહસ્ય સમજાવી શકે, યોગનું રહસ્ય સમજાવી શકે તથા જ્ઞાનનું રહસ્ય સમજાવી શકે એવા અનુભવી મહાપુરુષની જરૂરત હતી આ યુગને બરાબર અનુરૂપ અને જનસમાજના માનસને સંતોષી શકે એવા ઉપરોક્ત સંતનું બરાબર આ સમયેજ પ્રાગટ્ય થયું.

આ સંતના જીવનનો જો સૂક્ષ્મદષ્ટિએ અભ્યાસ કરીએ તો તેઓશ્રી પ્રકટ આચાર્યરૂપે પૂજાવા લાગ્યા ત્યારપહેલાંથીજ આચાર્યજીવનની પૂર્વતૈયારીનાં સુસ્પષ્ટ ચિન્હો દેખાતાં હતાં. બાલ્યાવસ્થામાં તેઓશ્રી શાંતિપ્રિય, એકાંતસેવી ને પ્રકૃતિસૌંદર્યમાં રસ લેતા વિદ્યાર્થિજીવનમાં પણ તેઓશ્રી વયના પ્રમાણકરતા વધારે શાંત, વધારે ગંભીર, વધારે વિચારશીલ જણાતા અને તેઓશ્રીના શિક્ષકજીવનમાં તો અપ્રકટ આચાર્યની થોડી ઝાંખી પણ થવા માંડેલી હિમગિરિથી ઊતરી સાગરભણી વિચરતા ભગવતીગંગાનો વિસ્તાર ને ગાંભીર્ય વધતાં જાય છે તેમ અડવાણા, લીંબુડા ને જાફરાબાદના તેઓશ્રીના જીવનપ્રવાહનો વિસ્તાર ને ગાંભીર્ય વધવા લાગેલા એ સમયથીજ તેઓશ્રીએ લૌકિકજ્ઞાનસાથે શાસ્ત્રીયજ્ઞાનનો સંચય શરુ કરેલો અને વ્યવહારસાથે પરમાર્થની પણ સાધના આરંભેલી શાસ્ત્રના પરોક્ષજ્ઞાનથી તેઓશ્રીને તૃપ્તિ ન થઈ—શાસ્ત્રના અપરોક્ષજ્ઞાનને જીવનમાં ઊતારવાની આતુરતા પ્રકટી શ્રોત્રિય થવા માટે અડવાણાથીજ તેઓશ્રી બહોળું શાસ્ત્રીયજ્ઞાન પ્રાપ્ત કરવા લાગ્યા હતા શાસ્ત્રીયજ્ઞાન સુદઢ કરવામાટે તેઓશ્રી ભિન્નભિન્ન સાધુસંતોના સમાગમમાં આવવા લાગ્યા હતા અને શાસ્ત્રમાં નિર્દિષ્ટ પરમતત્ત્વના અપરોક્ષાનુભવની તીવ્રઝંખના પણ તેઓશ્રીમાં જાગી હતી આ ઝંખના સામાન્ય ન હતી-અતિતીવ્ર હતી, અતિ વેગવતી હતી—એટલેજ અડવાણાના એ યુવાન્ શિક્ષકમાં જુવાનીનો ઉન્માદ કે પ્રેલછા ને સંસારલોલુપતા નજરે પડતા ન હતા યુવાવસ્થાનું બધું જોમ પ્રભુદર્શનની લગનમાં શમી ગયું હતું સૂતાં બેસતાં હરતાંફરતાં અને જીવનના બીજાં કામો કરતાં એ એકજ ધૂન જામી હતી—હૃદયવીણાપર પ્રભુમિલનનો એકજ સૂર વાગ્યા કરતો હતો અડવાણાથી લીંબુડા આવ્યાપછી એ ઝંખના વધારે તીવ્ર બની રાતદિવસ પ્રભુવિરહનું દુ:ખ સાલવા લાગ્યું—રાતદિવસ પ્રભુમિલનનો પોકાર ઊઠવા લાગ્યો હવે તેઓશ્રીએ અવારનવાર ગિરનારની યાત્રા શરુ કરી અને ત્યાંની એકાંત

ઝાડીમાં તેઓશ્રી દિવસોસુધી ધ્યાનમગ્ન રહેતા. લીંબડીથી પધારવું થાય છે જાફરાબાદ. જાફરા-બાદમાં એ ઝંખના ઉત્કટ બની. તેઓશ્રીએ ત્યાં અંતિમનિર્ણય કરી નાંખ્યો. દેહપાત થાય કે કાર્યસિદ્ધિ થાય એ સંકલ્પ કરી લીધો. આવું નામજ મહાપુરુષ કે જે કરેલી શુભેચ્છાને શુભ-નિશ્ચયમાં પરિણામ પમાડી શકે અને એ શુભનિશ્ચયને સિદ્ધ કરી શકે.

જાફરાબાદથી તેઓશ્રી હિમાલયતરફ પ્રયાણ કરે છે અને ભીષ્મની પેઠે કરેલો આજન્મ બ્રહ્મચર્યપાલનનો નિશ્ચય માતાને જણાવતા જાય છે. લગ્નજીવનની શૃંખલા તોડવી એ થોડી સહેલી વાત છે?—લગ્નજીવનના આનંદોને ભરયૌવનમાં ઠોકરે મારવા એ થોડી સહેલી વાત છે? આ દૃઢ સંકલ્પ કરી તેઓશ્રી હિમાલયના ઘોર અરણ્યમાં પ્રવેશ કરે છે અને પ્રભુદર્શનમાટે જેવા ધ્રુવજીની પેઠે તપશ્ચર્યા આદરે છે. પ્રભુની આકરી કસોટીમાંથી પાર થવાનો નિશ્ચય કરી નાખ્યો છે. તપમાં રાત્રિદિવસનું ભાન રહેતું નથી, ફક્ત ધ્યાનની મસ્તી જામી છે. માયાપતિ એવા માધવનાં દર્શનની ધૂન લાગી છે. ઇન્દ્રિયો, મન, પ્રાણ—એ બધાં સ્થિર છે, શાંત છે, એકાગ્ર છે. દેહ છતાં દેહભાન રહ્યું નથી. વિશ્વાત્મા સાથે જીવનતાર સંધાતા જાય છે—તન્મયતા ટોચે પહોંચે છે. અંધારામાં અજવાળું થાય એમ હૃદયમંદિરમાં આત્મદેવ પ્રકાશી રહે છે. આજે વર્ષોની ઝંખના પૂરી થાય છે—આજે પ્રભુમિલનનું સ્વપ્ન ફળે છે—આજે શિક્ષક સિદ્ધ બને છે.

હિમાલયમાંથી તેઓશ્રી માતાને મળવા મોરબી પધારે છે અને ત્યાંથી પાછા જાફરાબાદ જઈ નોકરીમાં જોડાય છે. જાફરાબાદમાંથી માંગરોળ જવું થાય છે. જાફરાબાદમાં શરુ કરેલો અષ્ટાંગયોગ માંગરોળમાં પૂરો થાય છે અને ત્યાં તેઓશ્રી સમર્થ યોગીતરીકે પ્રસિદ્ધિ પામે છે. માંગરોળથી તેઓશ્રી વરસના કારભારી નીમાય છે, પણ ત્યાં તેઓશ્રી ઝાઝો સમય રહેતા નથી. વિરક્તિનો પાકો રંગ લાગ્યો છે એટલે વરસનું કારભારું મૂકી પ્રભુનું કારભારું કરવા નિશ્ચય થાય છે. આ માટે વરસની નોકરી છોડી તેઓશ્રી બીજીવાર હિમગિરિમાં વિચરી કાશી પધારે છે અને કાશીમાં ગંગાકિનારે આનંદગુફામાં સ્થિતિ કરે છે. ગંગાકિનારે હિમગિરિની શિલાપર પદ્માસને બ્રહ્મધ્યાનમાં બેસી યોગસમાધિની જે ભાવના ભર્તૃહરિએ કરેલી તેનો સ્વાનુભવ કરતાં તેઓશ્રીએ એ સ્થાનમાં કેટલોક સમય વ્યતીત કર્યો એટલુંજ નહિ, પરંતુ જેમ તેઓશ્રીએ અડવાણામાં સ્વતંત્રપણે અંગ્રેજીનો અભ્યાસ કર્યો હતો, જાફરાબાદમાં જેમ મરાઠીનો અભ્યાસ કર્યો હતો તેમ કાશીમાં તેઓશ્રીએ બંગાલી, હિંદી ને ઉચ્ચપ્રતિનો સંસ્કૃતનો અભ્યાસ કર્યો.

કાશીથી તેઓશ્રીનું જૂનાગઢ પધારવું થયું અને ગિરનારતરફ જતાં દામોદર કુંડની સમીપ આવેલી મુચકુંદ નામની એકાંત ગુફામાં નિવાસ કર્યો. એ સ્થાનમાં સંવત ૧૯૪૬ના વર્ષનું આખું ચાતુર્માસ ગાળ્યું અને તેના છેલ્લા ત્રણ માસ તેઓશ્રીએ તદ્દન એકાંતસેવન, મૌનવ્રત ને નિર્વિકલ્પસમાધિના સહજાનંદમાં પસાર કર્યા. સં. ૧૯૪૭ના વર્ષની કાર્તિકી પૂનમે—ત્રિપુરી પૂનમે—ત્યાં શિષ્યસમૂહે તેઓશ્રીનું આચાર્યરૂપે પૂજન કર્યું. એ દિવસથી તેઓશ્રી પ્રકટ આચાર્યરૂપે બહાર પડે છે અને શિષ્યોના આગ્રહથી તેઓશ્રી કાઠિયાવાડ, કચ્છ ને ગુજરાતમાં ધર્મપ્રચારાર્થે વિચરવું શરુ કરે છે. એ દિવસથી શરુ થયેલું આચાર્યજીવનનું મહત્કાર્ય સં. ૧૯૮૭ના વર્ષના આશ્વિન માસની અંધારી એકાદશી ને શુક્રવારના સવારસુધી એટલે કે તેઓશ્રીનું સ્વરૂપાવસ્થાન થયું ત્યાંસુધી બરાબર ચાલ્યું. આ સમય દરમિયાન તેઓશ્રીએ પોરબંદર, બીલખા, મોરબી, લીંબડી ને પ્રાંચામાં એક એક આનંદાશ્રમની સ્થાપના કરી તથા શ્રીબીલખા—આનંદાશ્રમને મુખ્ય નિવાસસ્થાન બનાવ્યું. (ચાલુ)

——[ * ]——

# "આપણાં ત્રણ કર્તવ્યો"

[ લેખકઃ-શ્રી. મણિશંકર સોમનાથ રાવળ ]

શ્રીમન્નાથ ભગવત્પાદનું અવતારકાર્ય, શ્રીઆનંદાશ્રમના કોઈ પણ દીક્ષિત બંધુથી અજ્ઞાત નથી. ધર્મસંસ્થાપન, એ એકજ કાર્યમાટે આ લીલાતનુ હતું. શ્રુતિસ્મૃતિ પ્રતિપાદ્ય-અભ્યુદય ને નિઃશ્રેયસરૂપ, મોક્ષના હેતુભૂત ધર્મનું સંસ્થાપન, એ પૂજ્યપાદશ્રીનું અવતારકાર્ય હતું. એની અમુકઅંશે થયેલી સફળતા આપણને જ્ઞાત પણ છે.

તેઓશ્રીને શરણે આવેલા આપણે, તેઓશ્રીદ્વારા આપણાં જીવનની ઘણી ગુંચો ઉકેલી શક્યા છીએ, જીવનની ઘણી સમસ્યાઓના સંતોષકારક ખુલાસા મેળવી શક્યા છીએ; અને તે પણ એવા તો નિશ્ચયાત્મક, કે તેઓશ્રીનું જીવનજ આપણને પ્રત્યક્ષ દૃષ્ટાંતરૂપ હતું, જેમાં વિરોધીઓને પણ ભૂલચુક શોધી જડતી નથી.

તેઓશ્રીના જીવનનો આપણે સૂક્ષ્મ અભ્યાસ કરીએ, અને તેને જો આપણી શક્તિ પ્રમાણેના અંશો શોધીને, આપણાં જીવનમાં વણીએ તો આ એકજ જન્મમાં આપણે સુધન્ય-કૃતકૃત્ય થઇ શકીએ. તેઓશ્રીના આવા પવિત્ર સંબંધમાં આવેલા આપણે આજની ઉછરતી પ્રજાપાસે જીવીને, ને શક્તિ હોય તો સમજાવીને તેમની આગળ મૂકવું એ આપણું અનિવાર્ય કર્તવ્ય છે, ને તેમાંથી થોડું પણ પ્રત્યેક દિવસે આપણે કરી છૂટવું જોઇએ.

ઉપરના કાર્યની સિદ્ધિમાટે તેઓશ્રીએ જે દીવ્ય ગ્રંથસાહિત્ય આપ્યુ છે, તે એવું તો સચોટ, વ્યવસ્થિત ને વળી વિપુલ છે, કે આપણે તે કોઇને બતાવીએ તો તે તેને ઝડપી લેશે, એટલુંજ નહિ પણ આપણે આવું સાહિત્ય દેખાડ્યુ, તેને માટે આપણો ઉપકાર માનવાનું એ નહિ ચૂકે. આ સાહિત્યમાં સ્ત્રીઓને ને પુરુષોને, બાળકોને ને વૃદ્ધોને, થોડા ભણેલાને ને અગાધ વિદ્વાનને, એમ સર્વને ઉપયુક્ત ને આવશ્યક છે.

કર્મઠોનો કર્મમાર્ગ, ભક્તોની અનન્ય નિષ્ઠાવાળી ભક્તિ, યોગીઓનો યોગ, ને જ્ઞાનીઓની બ્રહ્મવિદ્યા, તેઓશ્રીના તે તે વિષયોના ગ્રંથોમાં છલોછલ ભરાયેલાં દેખાયા વિના નહિ રહે. આવું મધુર સાહિત્ય મેળવીને આપણી ભાષાને ભગવત્પાદે ખરેખર ધન્ય બનાવી છે. અન્ય ભાષામાં તે જ વિષયના ગ્રંથો જુઓ, તો આપને આશ્ચર્ય થશે કે તેમની પાસે આપેલા અમૂલ્ય ખજાનો જોડો કે શ્રીમદ્ભગવદ્ગીતાની રહસ્યદીપિકાને જોઇને નવાઈ લાગશે કે સંસ્કૃત ભાષામાએ એ મળવી મુશ્કેલ છે, આ અતિશયોક્તિ છે કે, વસ્તુગતિ, એ આપણે રહસ્યદીપિકા સાથે અન્ય ટીકાઓ મેળવશું. તો આપણને સ્પષ્ટ થયા વિના નહિજ રહે પ્રથક્ પ્રથક્ ગ્રંથસમીક્ષા કરવાની તક હવે પછી લઇશુ, પણ અંતર્યામીના આદેશો વિષે તો મૌન રાખી શકાતું નથી. આપણે શાંતિથી મનનપૂર્વક એક વખત વાંચીએ, બીજી વખત વાંચીએ ને આપણને આશ્ચર્ય લાગશે કે કેમ જાણે આપણે સાક્ષાત્ ભગવતિ શ્રુતિનો પાઠ, આપણા અંતરમાં ઉંડે ઉતરી જાય એવી રીતે કરતા હોઈએ. આરંભમાં થોડું ઓછું સમજાશે, પણ ઉત્તરાર્ધમાંથી આપણને એમ લાગ્યા વિના નહિ રહે, કે આપણે પોતે આપણાજ આત્મસ્વરૂપ સાથે એકતાન થઇ જવા લાગ્યા છીએ. આ ગ્રંથ એટલો તો મધુર છે કે શ્રીમદ્ભાગવતની પેઠે તેને સમાધિભાષાજ કહી શકાય. સમય પરત્વે આપણે આ વિષયને સવિગત ચર્ચીશું; તે સાથે કેટલાક આવશ્યક ગ્રંથો વિષે પણ ચર્ચા કરીશું. હાલમાં તો પ્રત્યેક બન્ધુને પ્રાર્થના કરી લઉં કે

આપણે આ સાહિત્યનો પ્રચાર કરવાનું મહાન્ પુણ્ય-જ્ઞાનયજ્ઞનું પુણ્ય લેવાનું આપણું બીજું કર્તવ્ય ગણીએ.

હવે આપણી પાસે ઉપરોક્ત બંને વિચારોથી ફલિત થતું ત્રીજું એક આવશ્યક કાર્ય આવી પડે છે. પૂજ્યપાદશ્રીએ જીવનના ગૂઢ માર્ગોને આપણી પાસે ખુલ્લા કર્યા છે, ને એમ કરવામાં તેઓશ્રીએ ભગવચ્ચરણ શ્રીશંકરાચાર્યનો કેવલાદ્વૈતવાદ આપણી સિદ્ધાંત સરણીરૂપે આપણી સામે રાખ્યો છે. એ સરણીમાં જીવનનાં ગૂઢમાં ગૂઢ તત્ત્વો એવાં તો વણાઇ જાય છે, કે એકજ જીવનમાં આપણે કૃતકૃત્ય બની શકીએ, એવો જીવનક્રમ આપણા માટે નિયત થયો છે. તેમાં શક્તિનો ને સંયોગોનો સૂક્ષ્મ વિચાર કરાયો છે, ને તેથી અધિકારભેદ પડ્યો છે. આ અધિકારભેદનાં કાર્યો ને વિચારોની ઝીણી છણાવટ થઈ છે, છતાં યે આ માર્ગ કેટલાકને લાંબો ને કંટાળા ભરેલો જણાયા વિના નથી રહેતો, પણ એ માર્ગે ચાલનારને એમ જણાયા વિના તો નથી જ રહેતું કે પોતે યોગ્ય માર્ગેજ ચડેલ છે, ને જેટલું ચલાયું છે તેટલું સિદ્ધ કરે છે, કે તેમનાં પ્રત્યેક પગલાં ગંતવ્યને પામવાની સફળ પ્રવૃત્તિરૂપજ છે.

આપણને આવી ખાત્રી થાય કે તરત આપણે આપણા અભ્યાસને થોડા ઝીણવટથી ખીલવવો જોઈએ. જીવનના પ્રસંગો ને તેમાં આવતી ઘુંચો આપણી દૃષ્ટિએ શોધવી, ને તે ઘુંચોનો ઉકેલ ઉપરના સાહિત્યમાંથી શોધવાનો યત્ન કરવો. આપણને તરત તેમાંથી એવો તો સચોટ ઉકેલ મળશે કે આપણને પોતાને નવાઈ થશે. આમ બને એટલે આપણે આપણા બંધુઓને આ વસ્તુ સમજાવવી, ને તેમને પોતાની ઘુંચોનો ઉકેલ કઢાવવામાં સાહાય્ય કરવું, આ આપણું ત્રીજું કાર્ય-કર્તવ્ય કાર્ય છે.

જો ભગવત્પાદનું શરણગ્રહણ કરવામાં આપણામાં ઉપરની યોગ્યતાઓ આવી હોય તો આપણે મુક્ત હસ્તે પ્રતિદિન તેનો પ્રચાર કરવાનું ચૂકશુંજ નહિ. જે વસ્તુએ આપણને ધન્ય બનાવ્યા છે, ને જે વસ્તુઓ આ ભવાટવિમાં ભૂલા પડેલા બંધુઓને માર્ગપ્રદાન કરે છે, તેનો પ્રચાર આપણે ઉપરની ત્રણ રીતે કરીએ; એ આપણા નિત્યકર્મનું એક અંગ બનવું જોઇએ. જેમ ભોજન, નિદ્રા વગેરે આવશ્યક દેહકાર્યો આપણે નિત્યપ્રતિ વગર ભૂલ્યે કરીએ છીએ, તેમ જો આ કાર્ય આપણે નિત્ય સત્કારપૂર્વક કરીએ, તો આપણને એક એવો આત્મસંતોષ થશે કે તેવો આત્મસંતોષ અન્ય કોઇ પણ વસ્તુથી આપણને થાય જ નહિ. પ્રતિરાત્રિ આ કાર્ય કેટલું થયું, અને પ્રતિસવારે હવે કેટલું આજે થઈ શકે, તેનો નિર્ણય કરી, આ કાર્યનો આરંભ આપણે આજથીજ કરવા લાગીએ અને માત્ર એક માસ જેટલા ટુંક વખતમાં પણ તેનું પરિણામ જણાયા વિના નહિજ રહે.

---[०]---

॥ ॐ ॥

# ब्रह्मनिष्ठ महात्माश्री एकनाथजीनुं जीवनवृत्तांत

[ સંપાદકઃ—એકભક્ત ]

શ્રીએકનાથજી મહારાજના વડદાદા ભાનુદાસ આશ્વલાયન શાખાના ઋગ્વેદી મહારાષ્ટ્રીય દેશસ્થ બ્રાહ્મણ હતા. તેમનો જન્મ શાકે ૧૩૭૦ (સં. ૧૫૦૫) ની લગભગમાં પૈઠણ પાસે ગામમાં થયો હતો. શકકર્તા શાલિવાહનની રાજધાની આ નગરમાંજ હતી, અને

ત્યારથી આ નગર સંસ્કૃતવિદ્યાના કેંદ્રસ્થાનરૂપ બન્યું હતું, તેથી 'દક્ષિણનું કાશી' પણ તેને કહેવાય છે. ચારે વેદ, છ શાસ્ત્ર અને અઢાર પુરાણોનું જેવું અધ્યયન પૈઠણમાં થતું તેવું દક્ષિણમાં બીજે ક્યાંય થતું નહોતું. જ્ઞાનેશ્વર વગેરે ભાઈબહેનોને શુદ્ધિપત્ર લાવવા માટે તેરમા સૈકામાં આળંદીના બ્રાહ્મણોએ પૈઠણજ મોકલ્યા હતાં. આવી આ પવિત્ર વિદ્યાનગરીમાં એક પવિત્ર બ્રાહ્મણકુળમાં ભાનુદાસનો જન્મ થયો હતો. એમના પૂર્વજો વિષે વધારે હકીકત મળતી નથી, છતાં બાળપણમાંજ ભાનુદાસમાં જે ગુણો હતા તે ઉપરથી તેમના ઉચ્ચ કુળ-ચરિત્ર જણાઈ આવે છે. જે કુળને શુદ્ધાચરણનો કુળપરંપરાનો સ્વાભાવિક અભ્યાસ હોય છે, તેમાં ઉત્પન્ન થનારા પુરુષ ઘણે ભાગે સદાચારસંપન્નજ હોય છે. ભાનુદાસ, ભાનુદાસના પ્રપૌત્ર એકનાથ અને એકનાથના ભાણેજ મુક્તેશ્વર-આ ક્રમથી જે કુળમાં સો દોઢસો વર્ષમાં ત્રણ કુળદીપક પ્રકટ્યા હોય તે કુળની શુદ્ધપરંપરા વિષે બીજાં અન્ય પ્રમાણોની જરૂરજ ન હોય.

એકનાથ જેવા મહાપુરુષનો જન્મ કોઈ ગમે તેવા કુળમાં થતો નથી. ઈશ્વરનિષ્ઠા, સદાચારસંપન્નતા, સત્પ્રીતિ ને એર્કનિષ્ઠા આદિ સદ્ગુણો જે કુળમાં પરંપરાથી ચાલ્યા આવે છે તે જ પવિત્ર કુળમાં આવા એકનાથ જેવા દિવ્ય મહાપુરુષ ઉત્પન્ન થાય છે. અનેક પેઢીઓનું તપ આવા મહાન્ પુરુષોના રૂપમાં પ્રકટ થાય છે.

ભાનુદાસના યજ્ઞોપવીતસંસ્કાર થયા ત્યારે તેમના પિતાએ તેમને લૌકિકવિદ્યા શીખવવાની શરૂઆત કરી. તેમાં ઉદ્દેશ એ હતો કે, બાળક કંઇક શીખીને ભણે ગણે; પરંતુ પૂર્વસંસ્કારાનુસાર જેમની બુદ્ધિમાં હરિભક્તિનાજ સંસ્કારો દૃઢ થયેલા હતા તેમને લૌકિકવિદ્યામાં રસ ક્યાંથી પડે? પિતાએ તેમને ઘણું સમજાવ્યા, ફોસલાવ્યા, ડરાવ્યા છતાં તેનું પરિણામ કંઇજ આવ્યું નહિ. એક દિવસ તેમના પિતાએ તેમને બહુ ધમકાવ્યા તેથી દશ વર્ષના બાળક ભાનુદાસ રિસાઈને ગામ બહાર એક જુનું મંદિરનાં ભોંયરામાં જઈને સંતાઈ રહ્યા. તે ભોંયરામાં ભયંકર અંધકારજ હતો. નિર્જન સ્થાન હોવાથી ત્યાં કોઈ કદી જતું આવતું નહિ, ને તેથી ત્યાં તદ્દન એકાંત ને શાંતિ રહેતાં. આ સ્થાનમાં સૂર્યનારાયણ ભગવાનની એક દિવ્યમૂર્તિ હતી. તેના આશ્રયે ભાનુદાસજી સાત દિવસ સુધી છુપાઈ રહ્યા. તેમના પિતાએ ઘણા પ્રયાસો તેમને શોધવા માટે કર્યા છતાં ક્યાંય તેમને પોતાના પુત્રનો પત્તો મળ્યો નહિ, ને તેથી શોકાતુર રહેવા લાગ્યા.

ભાનુદાસજીએ એ દિવ્યમૂર્તિ શ્રીસૂર્યભગવાનનાં ચરણોમાં પડી પ્રેમાશ્રુદ્વારા તેઓશ્રીનાં ચરણોને ધોયાં, ને ગદ્દગદ્દકંઠે ભાવભીનાહૃદયે તેઓશ્રીની પ્રાર્થના કરી. બે દિવસ તો અન્નજળ વિનાજ વિતાવ્યા. ત્રીજા દિવસે સૂર્યોદય થતાં જ એક તેજસ્વી બ્રાહ્મણ દૂધનું પાત્ર લઈ તેમની સામે આવતા જણાયા. તેમણે સન્મુખ આવી કહ્યું કે હે બાલભક્ત! "હું વિશ્વચક્ષુ સૂર્યનારાયણ છું. તારા પિતાએ લાંબા સમયથી મારી ઉપાસના કરી છે ને તેના ફલરૂપે મારી કૃપાદ્વારા તારો જન્મ થયો છે. આ જન્મમાંજ તને પરમાત્મપ્રાપ્તિ થશે, ને તું કૃતાર્થ થશે." આમ કહીને તે બ્રાહ્મણે ભાનુદાસને બહુ વહાલથી ખૂબ દૂધ પીવડાવ્યું ને તેમના મસ્તકપર વરદ હસ્ત સ્થાપી અભય કર્યા, આ પ્રમાણે સાત દિવસ પર્યંત નિત્ય ભાનુદાસને દૂધ મળતું રહ્યું. દશમે દિવસે તેઓ મંદિર બહાર આવ્યા, ત્યારે તેમના પિતાને પોતાના પુત્ર મળ્યા, ને તેથી સૌ ગામનાં લોકોને પણ આનંદ થયો. પછી તો સૂર્યભગવાનના પ્રસાદની વાત ગામમાં પણ પ્રસરી ગઈ, ને તેથી તેમને સૂર્યોપાસક એવા નામે સૌ સંબોધવા લાગ્યા. આ પછી ભાનુદાસે ત્રણેક ગાયત્રી પુરશ્ચરણ કર્યાં.

યોગ્ય વયે ભાનુદાસનાં લગ્ન થયાં. થોડાં વર્ષો વિત્યાં ત્યાં તો તેમનાં માતાપિતા પરલોક સીધાવ્યાં અને ગૃહસ્થાશ્રમની ધુસરી તેમના શિરે આવી પડી, પરંતુ તેમનું ચિત્ત ગૃહસ્થાશ્રમમાં લાગતું નહોતું. ભગવાન્ પાંડુરંગની ભક્તિ સિવાય તેમને કોઈ વ્યવસાય ગમતોજ નહિ, ને નિઃસ્પૃહી વૃત્તિને લઈને તેમને ગૃહસંસારમાં અજવણની પણ મુંઝવણ જણાતી. બાળબચ્ચાંને દરિદ્રતાના દુઃખમાંજ રહેવું પડતું. ઘરમાં બાળગોપાળ હોવા છતાં તેમનાં ગૃહિણીનું મન નિરંતર ઉદાસીન રહેવા લાગ્યું. ભાનુદાસની આવી દુઃખદ સ્થિતિ જોઈને તેમનાં સગાંસંબંધીઓએ તેમને મદદ કરી થોડું દ્રવ્ય ભેગું કરી આપ્યું, ને તેમને આ દ્રવ્યથી કાપડની દુકાન કરવા સમજાવ્યા, ને નફો થાય તે વડે તમારા પરિવારનું તમે પાલનપોષણ કરો, અને મૂળ રકમ ધીરેધીરે ચૂકવજો, ન છૂટકે ભાનુદાસે કહ્યું: ભલે, સાથે જ બધાની સમક્ષ પોતે પ્રતિજ્ઞા કરી કે 'પ્રારબ્ધથી જે કાંઈ મળશે તે વડેજ મારો નિર્વાહ ચલાવીશ, પરંતુ જીવ જશે તોપણ હું અસત્ય બોલીશ નહિ.' દુકાન શરૂ કરી. કોઈ ગ્રાહક કાપડ લેવા દુકાને આવતો ત્યારે તેમને તેઓ કહી દેતા કે 'આ કાપડની મૂળ કિંમત છે, તેનાપર આટલો નફો છે, તેમાં કંઈજ ઓછું થશે નહિ, લેવું હોય તો લો, નહિ તો કંઈ નહિ.' આથી કોઈ ગ્રાહકનું મન માનતું નહિ ને પાછા ચાલ્યા જતા, ત્યારે માથાફોડ ટળી એમ જાણી તેઓ મસ્ત બની પ્રભુભજન કરવા લાગી જતા. ઘરમાં ને બહાર ભગવન્નામસ્મરણમાંજ તેમના દિવસો નિર્ગમન થવા લાગ્યા. એમની સરલતા જોઈ વેપારી લોકો કહેતા કે 'આમના નસીબમાં ભીખજ સરજાઈ છે! વેપાર તે વળી જૂઠું બોલ્યા વિના ચાલતા હશે? જૂઠ પ્રપંચના ધંધાદારીઓ આજ પ્રમાણે સમજાવે છે. જો કોઈ નવ યુવાન્ પ્રથમથીજ વેપારની શરૂઆત કરે છે, ને દુનિયાના રીત રિવાજથી અજાણ્યો હોય છે ત્યાંસુધી તો સત્યથીજ વેપાર કરવાનું તે ધારે છે, પરંતુ સમય જતાં તે અન્ય વ્યાપારીઓની રીતભાત જુએ છે, ને તે પ્રમાણે વર્તતાં પાસે રૂપિયા આવવા લાગે ત્યારે તે લોભમૂર્તિ બની સત્યભ્રષ્ટ બને છે ને ચાલતા પ્રવાહમાં તે પણ વહેવા લાગે છે. સામાન્ય નિયમ તો આવોજ છે; પરંતુ ભાનુદાસ કોઈ સામાન્ય પુરુષ નહોતા. સત્યથી બધાં કામો કરવાનો નિશ્ચય રાખવો, અને તેને અનુસરીને લોભમોહાદિને વશ ન થતાં નિઃશંકમને સત્યાચરણ કરવામાટે ઘણા દૃઢ ધૈર્યની આવશ્યકતા અનિવાર્ય છે, આવું સાત્વિક ધૈર્ય ભાનુદાસમાં હતું. વેપારમાં નડતાં વિઘ્નોની પરવાર રાખ્યા વિના તેઓ પોતાના વ્રતનેજ વળગી રહેતા. પ્રથમ તો તેમને નુકસાન આવવા લાગ્યું. દુકાન બરાબર ચાલે નહિ. લેણદારો તકાદો કરવા લાગ્યા ને લોકો તેમની અવગણના કરતા, તેમજ પડોશના વેપારીઓ તેમની સત્યનિષ્ઠાની મશ્કરી કરવા લાગ્યા. આમ અનેક પ્રકારે ભાનુદાસને વેપારથી ઘણું દુઃખ વેઠવું પડ્યું.

સત્યનિષ્ઠારૂપ તપથી કોઈનું ખરાબ થતું નથી, અસત્યથી કોઈનું કલ્યાણ થતુંજ નથી, અને સત્યનિષ્ઠ માણસો ઉપર જે વિપત્તિઓ આવે છે તે વધારે સમયસુધી રહેતી નથી. આ નિયમાનુસાર ત્રણ ચાર વર્ષ પછી પરિસ્થિતિ પલટાઈ ગઈ. અંતે સત્યનો વિજય થયો. ભાનુદાસ મહાન્ ઈશ્વરભક્ત ને સત્યનિષ્ઠ પુરુષ છે એવી ખ્યાતિ સર્વત્ર ફેલાઈ ગઈ. આથી સૌ પ્રામાણિક વેપારી જાણી ઘણાં ઘરાકો તેમની દુકાને આવવા લાગ્યાં. થોડાંજ વર્ષોમાં ભાનુદાસને ઘણું ધન મળ્યું ને તેમનું દારિદ્રદુઃખ અલોપ થયું. બાળબચ્ચાંનાં દુઃખો ટળ્યાં, ને તેમના ગૃહમાં લક્ષ્મીનો વાસ થયો! (ચાલુ)

———[*]———

## શ્રીઆનંદાશ્રમ-સમાચાર

**[ માઘ માસ ]**

**શ્રીસદ્દગુરુમહાપૂજનઃ**—ગતમાસમાં શિવરાત્રિના દિવસે સૌ આનંદાશ્રમવાસીઓએ મળીને પૂજ્યપાદ શ્રીસદ્દગુરુદેવનું મહાપૂજન કર્યું હતું, પશ્ચાત્ ભજનધૂન થયાં હતાં. રાત્રે પણ ભજનધૂન થયાં હતાં.

**મુખ્યભેટઃ**—રૂ. ૧૨–૦–૦ શ્રી. ઉપેંદ્રસિંહજી કરણસિંહજી–જૂનાગઢ. રૂ. ૪૭–૦–૦ શ્રી. શેઠ જમશેદજી પેસ્તનજી ગોળવાળા–માહીમમાં ડૉ. પીરોજશાહભાઈને ત્યાં પૂજ્યપાદશ્રીનું મહાપૂજન થતાં પારસી બંધુઓતરફથી. રૂ ૨૦–૦–૦ શ્રી દ્વારકાદાસ ખેતસી–કરાંચી.

**લઘુરુદ્ર તથા રુદ્રાભિષેકઃ**—નામદાર દરબાર શ્રી અમરાવાળા સાહેબતરફથી બે લઘુરુદ્ર. શ્રી. દ્વારકાદાસ ખેતસી–કરાંચી. રુદ્રાભિષેક. શ્રી. કરસનજી પ્રાણજીવન ઓઝા–વાંકાનેર. લઘુરુદ્ર. શ્રી. કરસનદાસ હરજી, લઘુરુદ્ર. શ્રી. સ્વ. ગંગાબેન, રુદ્રાભિષેક. શ્રી. જયંતીલાલ લાલજીભાઈ જોબનપુત્રા–કુમસ, લઘુરુદ્ર. શ્રી. વિઠ્ઠલદાસ પ્રેમજી ખાર લઘુરુદ્ર. શ્રી. ગોરધનદાસ-હીરજી–ચાંપરાજ્યરખા, રુદ્રાભિષેક. શ્રી ભાઈશંકર ધનજી દવે–ભાવનગર, લઘુરુદ્ર. શ્રી. વેલજી ડોસા–કરાંચી, રુદ્રાભિષેક. શ્રી. કૃપાશંકર જયરામ ભટ્ટ, રુદ્રાભિષેક. શ્રી. દ્વારકાદાસ ખેતસી–કરાંચી લઘુરુદ્ર.

**ભોજનઃ**—રૂ. ૧૫–૧૩–૦ શ્રી. મૂળશંકર નરભેરામ પડીયા–મુંબઈ. રૂ. ૧૫–૭–૦ શ્રી. ત્રિભુવનદાસ ખેતસી નિર્મળ–મુંબઈ. રૂ. ૧૨–૨–૩ શ્રી. ત્રિભુવન વિઠ્ઠલજી દવેના પુત્ર શ્રી. રમણિકલાલનાં લગ્નપ્રસંગે ભોજન. રૂ ૧૦–૧–૩ શ્રી. વિઠ્ઠલદાસ પ્રેમજી–ખાર. રૂ. ૧૦–૦–૦ શ્રી. રામજી ખટાઉ–મુંબઈ.

**થાળોઃ**—રૂ. ૨–૮–૦ શ્રી. કૃપાશંકર જયરામ ભટ્ટ બે થાળ. રૂ. ૧–૪–૦ ગં. સ્વ. જડાવ બહેન–જોરાવરનગર. રૂ. ૧–૪–૦ શ્રી. હરખચંદ લક્ષ્મીચંદ શાહ–જૂનાગઢ. રૂ. ૧–૪–૦ શ્રી. દેવશંકર સ્વામજી ભીડિયા. રૂ. ૧–૪–૦ શ્રી. પોપટલાલ તારાચંદ વકીલ–જૂનાગઢ. રૂ. ૧–૪–૦ ડૉ લક્ષ્મીશંકર લાલજી–ધોરાજી. રૂ. ૨–૮–૦ શ્રી. મૂળશંકર કાનજી વકીલ–બીલખા. બે થાળ રૂ. ૨–૮–૦ શ્રી. હર્ષદરાય મહારાણીદાસ દેસાઈ–માંગરોળ બે થાળ. નામદાર દરબાર શ્રી રાવતવાળાસાહેબ–બીલખાસ્ટેટ. રૂ. ૧–૪–૦ શ્રી. જયંતીલાલ લાલજીભાઈ જોબનપુત્રા–કુમસ. રૂ. ૧–૪–૦ ડૉ. નૌતમલાલ–બીલખા. રૂ. ૨–૦–૦ શ્રી. મગનલાલ નારણદાસ–સનાવદ. રૂ. ૨–૦–૦ વૈદરાજ ગોપાલજી એમ. બી–ગોંડલ. રૂ. ૧–૪–૦ શ્રી. વિઠ્ઠલદાસ પ્રેમજી–ખાર. રૂ. ૧–૪–૦ શ્રી. ગોરધનદાસ હીરજી–ચાંપરાજ્યરખા. રૂ. ૧–૪–૦ શ્રી. ભાઈશંકર ધનજી દવે–ભાવનગર. રૂ. ૨–૦–૦ ખત્રી શામજી જેઠાભાઈ–ભાવનગર બે થાળ. હા. શ્રી. ભા. ધ. દવે. રૂ. ૧–૪–૦ શ્રી. મોરારજી છગનલાલ–કરાંચીવાળાના સદ્દગત બંધુ દામોદરના કલ્યાણાર્થે. રૂ. ૧–૪–૦ શ્રી. વેલજી ડોસા–કરાંચી. રૂ. ૧–૪–૦ શ્રી. કસ્તુરબેન વ્યાસ–બીલખા. શ્રી. ચતુર્ભુજ ભીમજી દવે–પોરબંદર ( અર્પણ થયેલ રકમના વ્યાજમાંથી. )

**અખંડદીપકઃ**—રૂ. ૧–૦–૦ શ્રી. મૂળશંકર નરભેરામ–મુંબઈ. રૂ. ૦–૬–૦ શેઠ હરખચંદ લક્ષ્મીચંદ શાહ–જૂનાગઢ. રૂ. ૦–૧૨–૦ ડૉ. લક્ષ્મીશંકર લાલજી–ધોરાજી. રૂ. ૧–૪–૦ શ્રી નંદલાલ ત્રિભુવન જોશી–મોટીપરબડી રૂ. ૧–૦–૦ રાજ અનોપસંગ કાભાઈ–પખાજણ. રૂ. ૦–૫–૦ શ્રી. અંબાશંકર નાનજી જોશી–આનંદાશ્રમ. રૂ. ૨–૧૦–૯ શ્રી. વિઠ્ઠલદાસ પ્રેમજી

—ખાર. રૂા. ૧–૧૪–૦ શ્રી. ગોરધનદાસ હીરજી–ચાપરાજ ચરખા. રૂ. ૦–૪–૦ શ્રી. ભાઈશંકર ધનજી દવે–ભાવનગર. રૂા. ૧–૪–૦ શ્રી. વેલજી ડોસા–કરાંચી. રૂા. ૨–૦–૦ શ્રી. ચંદ્રસિંહજી પ્રતાપસિંહજી ઠાકોર–મુંબઈ. રૂા. ૧–૪–૦ શ્રી. મગનલાલભાઈ–જૂનાગઢ.

**માંડળ–આનંદાશ્રમમાં** ગત શિવરાત્રિના દિવસે તથા પાટોત્સવનિમિત્તે ત્યાંના ગુરુબંધુઓતરફથી શ્રીસદ્‌ગુરુદેવનું પૂજન થયું હતું.

અહીંના શ્રીઆનંદાશ્રમના શ્રીદક્ષિણામૂર્તિ સનાતનધર્મ વિદ્યાલયના સદ્‌ગત પંડિતજી રઘુનંદનઝાની ખાલી પડેલી જગ્યાએ પંડિત **શ્રી. મગનલાલ રામજી જોશી, બનારસ કવીન્સ કોલેજના સાહિત્યાચાર્ય** મુખ્યાધ્યાપકતરીકે નિયુક્ત થયા છે.

**જોરાવરનગરવાળા** શ્રી. પદ્મશંકર અંબાશંકર ત્રિવેદી તરફથી રૂા. ૧૬] કલમી આંબાઓના ઉછેરમાં ઉપયોગાર્થે મળ્યા છે.

રૂા. ૩૦–૦–૦ શ્રી. અંબાશંકર ભાઈશંકર ત્રિવેદી–જોરાવરનગરવાળા તરફથી બે માસના પોતાના ભોજન ખર્ચના મળ્યા છે.

——[ ॐ ]——

## परचुरणभेट

### [ પૌષ માસ ]

૦–૨–૦ શ્રી. દ્વારકાદાસ ખેતસી–કરાંચી ભેટ
૦–૪–૦ ,, દ્વારકાદાસ ખેતસી. પૂજાપાના
૨–૦–૦ ,, કેશવલાલ જેઠાભાઈ–મુંબઈ
૦–૮–૦ વિદ્યાર્થી દલપતરામ બહેચર
૦–૮–૦ ,, ઇચ્છાશંકર ઉમાશંકર
૧–૪–૦ શ્રી. મૂળશંકર નરભેરામ–મુંબઈ
૧–૦–૦ ,, કેશવલાલ મહાશંકર–ધોરાજી
૦–૮–૦ શ્રી. રમણિકલાલ ત્રિભુવન દવે
૦–૪–૦ ,, કસ્તુરબેન–ખીલખા
૧–૦–૦ ,, મણિબેન–ખીલખા
૨–૦–૦ ,, દયાળસિંહજી લાલસિંહજી ઠાકોર–જૂનાગઢ
૦–૨–૦ ,, મણિબેન
૧૭–૮–૦ ,, હર્ષદરાય મહારાણીદાસ દેશાઈ માંગરોલ ડીસેમ્બરના માસિક જપ, થાળ ને ભેટના
૦–૪–૦ ,, કરસનજી પ્રાણજીવન ઓઝા લઘુરુદ્રની ભેટના
૦–૮–૦ ,, કરસનદાસ હરજી–વડફૂળ
૦–૬–૦ સ્વ. ગંગાબેન લીંબુડા
૧–૦–૦ પં. કેશવશર્મા–ઉપલેટા
૦–૪–૦ શ્રી. દેવશંકર શ્યામજી
૩૮–૮–૦ મુંબઈ આનંદાશ્રમ મુમુક્ષુમંડળમાં ગુરુબંધુઓતરફથી મકરસંક્રાંતિના દિવસે ગુરુપૂજનભેટના
૦–૨–૦ શ્રી. પ્રભુલાલ જીવરામ ભટ્ટ–દાળીયા
૦–૫–૦ ચિ. અનંતપ્રસાદ અંબાશંકર જોશી
૦–૨–૦ પટેલ લલ્લુ જસા–નવાગામ
૨–૦–૦ શ્રી. મોહનલાલ મૂળજી–મુંબઈ
૦–૮–૦ ,, જયંતિલાલ લાલજીભાઈ જોબનપુત્રા–કુમસ લઘુરુદ્રના પૂજાપો તથા ભેટ
૨–૦–૦ ,, રમણિકલાલ ત્રિભુવન દવેનાં લગ્ન પ્રસંગની ભેટના
૦–૪–૦ દેવજી રૂડા–જૂનાગઢ
૭૮–૧૪–૦ શ્રી. શેઠ રાજસી જીવરાજ–મુંબઈ સાત્વિક માસિક દાનના
૦–૪–૦ શેઠ રાજસી જીવરાજભાઈ
૨–૦–૦ શેઠ પ્રાગલાલ ખુશાલચંદ–જૂનાગઢ

૦–૧૨–૦ શેઠ પ્રાણલાલ ખુશાલચંદ–જૂનાગઢ દૂધનિમિત્તે
૧–૦–૦ શેઠ હંસરાજ ગોવિંદજી–સીણુકા
૧–૦–૦ પથુજી ભગવાનજી–મેસાણુ
૦–૬–૩ શકુર ગની–વિસાવદર
૦–૩–૦ મોજીદડ આનંદાશ્રમમાં આવેલી ભેટના
૮–૦–૦ શ્રી. સદ્‌ગત ભાઈલાલ નાનાલાલ યાજ્ઞિક તરફથી માસિક થાળના
૧–૦–૦ શ્રી. હરિલાલ હરકીસનદાસ–મુંબઈ
૦–૪–૦ ,, રાજેન્દ્રપ્રસાદ ધોળકીયા–પાટણ
૦–૨–૦ પરચુરણ હા. શાસ્ત્રી જયશંકર ભટ્ટ.
૧૭–૮–૦ શ્રી. હર્ષદરાય મહારાણીદાસ દેસાઇ તરફથી જાન્યુઆરીના માસિક જપ, થાળ ને ભેટના
૧–૦–૦ ,, રમણિકલાલ ત્રિભુવન દવે તથા તેમનાં ધર્મપત્ની
૧–૪–૦ ,, વિઠ્ઠલદાસ જાદવજી ગાંધી–મુંબઈ
૨–૦–૦ એક ગૃહસ્થ–મુંબઈ
૧–૦–૦ શ્રી. કરણસિંહજી લાલસિંહજી–જૂનાગઢ
૧–૦–૦ ,, દયાળસિંહજી લાલસિંહજી ,,
૦–૪–૦ લાધીબેન જૂનાગઢ
૧–૦–૦ સૌ. બચીબેન–જૂનાગઢ
૦–૮–૦ શ્રી. વિઠ્ઠલદાસ પ્રેમજી ખાર લઘુરુદ્રનો પૂજાપો ને ભેટના
૫–૦–૦ ,, દેવચંદ હંસરાજ–ગરેજ
૦–૬–૦ ,, ગોરધનદાસ હીરજી રુદ્રાભિષેકની ભેટ તથા પૂજાપાના
૦–૮–૦ ,, ભોગશંકર ધનજી દવે–ભાવનગર ભેટ તથા પૂજાપાના
૧–૪–૦ ,, વેલજી ડોસાભાઈ
૦–૧૨–૦ ,, વેલજી ડોસાભાઈ તરફથી રુદ્રાભિષેકની ભેટ તથા પૂજાપો
૦–૨–૦ ,, કૃપાશંકર જયરામ ભટ્ટ રુદ્રાભિષેકના પૂજાપાના
૩–૦–૦ શ્રી. ચંદ્રસિંહ પ્રતાપસિંહજી તરફથી પૂ. કૃપાનાથનાં વસ્ત્રો ધોવાના સાબુમાટે
૦–૪–૦ ,, કૃપાશંકર જયરામ ભટ્ટ
૪–૦–૦ શ્રી. ડાહ્યાભાઈ મંગળદાસ–જંબુસર નિત્યદાનના
૧૨–૦–૦ શ્રી. મંગળદાસ માધવલાલ વ્યાસ અમદાવાદવાળા તરફથી બે વરસના નિત્યદાનના
૧–૦–૦ શ્રી. ડાહ્યાભાઈ મંગળદાસ–જંબુસર દૂધ પાવામાટે
૦–૪–૦ શ્રી. ભાઈશંકર રઘનાથ–રાજકોટ

શ્રીઆનંદાશ્રમમાં શિવરાત્રિના પૂજન ભેટના નીચે પ્રમાણે:—

૧–૦–૦ શ્રી. અંબાશંકર ભાઈશંકર ત્રિવેદી
૦–૪–૦ શાસ્ત્રી દયારામ મૂળજી
૦–૪–૦ શ્રી. અંબાશંકર નાનજી જોશી
૦–૨–૦ રામપ્રસાદ કૃપાશંકર ભટ્ટ
૦–૪–૦ શ્રી. કરસનદાસ હરજી
૦–૪–૦ ,, ત્રિભુવન વિઠ્ઠલજી દવે
૦–૪–૦ બેન સુબજીમા–ખીલખા
૦–૨–૦ વિ. છગનલાલ–ધ્રાફા
૦–૪–૦ મણિબેન–ખીલખા
૧–૦–૦ વકીલ મૂળશંકર કાનજી–ખીલખા
૪–૦–૦ શ્રી. દ્વારકાદાસ ખેતસી–કરાંચી નિત્યદાનના
૦–૮–૦ ,, દ્વારકાદાસ ખેતસી–કરાંચી તરફથી લઘુરુદ્રનો પૂજાપો તથા ભેટ
૩–૫–૯ પરચુરણભેટ હા. પ્ર. દલપતરામભાઈ.

(ફાગણ માસની વિગત હવે પછીના અંકમાં છપાશે.)



Reg. No. B. 3087.
સને ૧૯૪૫ તા. ૨૫ માર્ચ

# विज्ञप्ति

દ્વિતીય ચૈત્ર સુદિ ૯ ( રામનવમી ) તા. ૨૦ મી એપ્રીલ ને શુક્રવારે સવારના નવા સ્ટા. ટા. ૧૦ા થી ૧૧ા વાગે પૂજ્યપાદ શ્રીસદ્‌ગુરુદેવનું ષોડશોપચાર વિધિપૂર્વક મહાપૂજન શેઠ દામોદરદાસ માધવજી ઠે. માધવભુવન કાંદાવાડી મુંબઈ ૪ એ સ્થળે થશે.

લિ. આનંદાશ્રમમુમુક્ષુમંડળ–મુંબઈ

——[ ૐ ]——

શ્રીઆનંદાશ્રમ, નવાગામ ( પો. બીલખા–કાઠિયાવાડ )
તરફથી
પ્રકટ થતું ધાર્મિક માસિક પત્ર
P. O. Bilkha (Kathiawar–India).
आनंदाश्रम

શ્રી૦
૭૫૭ શ્રી. ફાર્બસ ગુજરાતી સભા
નં. ૩૬૫, વિઠ્ઠલભાઈ રોડ, મેં સલેન

કરાંચીમાં—પૂજ્યપાદ શ્રીમન્નથુરામશર્મા–આચાર્યજીપ્રણીત શ્રીઆનંદાશ્રમનાં સર્વે પુસ્તકો નીચેના સ્થળેથી પણ મળી શકશે :



મહેતા ખીમજી કેશવજી
ઠે. જોડીયાબજાર કરાંચી ( સિંધ )

# एक खेदजनक अवसान

સખેદ જણાવવાનું કે:—કરાંચી નિવાસી ગુરુબંધુ શ્રી. જેરામ જીવરાજભાઈ ગત ફાલ્ગુન વદિ ૫ ને રવિવારે અવસાન પામ્યા છે. તેઓ પૂજ્યપાદશ્રીના પરમ ભક્ત હતા. પૂજ્યપાદ શ્રીસદ્‌ગુરુદેવ તેમના આત્માને શાંતિ આપવા કૃપા કરો !

——[ ૐ ]——

વર્ષ ૧૩ મું
અધિક ચૈત્ર
અંક ૧૧
સંવત્ ૨૦૦૧

॥ ૐ ॥

॥ यतो धर्मस्ततो जयः ॥

# आनंदाश्रम

વાર્ષિક લવાજમ
પોસ્ટેજ સાથે
રૂા. ૧-૦-૦
પરદેશમાટે
શિલિંગ ૨





શ્રીઆનંદાશ્રમ-નવાગામ-પો. બીલખા

आनंदाश्रममेवद् भूयो भवभीतिभञ्जनं महिनाम् ।
निर्मातृनाथचरणं प्रसादयामोऽपुनर्भूत्यै ॥

સંસારીઓનાં પુનર્જન્મના ભયને નિવૃત્ત કરનાર આ આનંદાશ્રમના આદ્યસ્થાપક શ્રીનાથભગવાનનાં ચરણકમળને અમે મોક્ષને માટે આરાધીએ છીએ.

## અનુક્રમણિકા



——:o:——

### લવાજમસંબંધી જરૂરી નોંધ

કાગળની અસહ્ય મોંઘવારીમાં ચાલુ ૧૩મા વર્ષનો આ અગિયારમો અંક પ્રસિદ્ધ થાય છે, માટે જે બંધુબ્હેનોનું લવાજમ બાકી હોય તેઓ પોતાનું લવાજમ જેમ બને તેમ વેળાસર મોકલી આપે એમ સ્મરણ આપવામાં આવે છે. ગ્રાહક રહેવાની ઈચ્છા ન હોય તેમણે અગાઉથી ના લખવા શ્રમ લેવો, એટલે ટપાલ તથા વી. પી. કરવાના શ્રમ ને ખર્ચમાં નકામું ઊતરવું ન પડે.

વ્યવસ્થાપક, આનંદાશ્રમ, નવાગામ પોસ્ટ **બીલખા**-કાઠિયાવાડ.

——[*]——

### નવું પ્રકાશન-"નાથપ્રભુ"-(જીવનમીમાંસા)

લેખક:—શ્રી. દયાળસિંહ લાલસિંહજી ઠાકોર. પ્રકાશક:—શ્રી. ચંદ્રસિંહ—(મુંબઈ)

મળવાનું સ્થાન:—આનંદાશ્રમ પો. બીલખા—(કાઠિયાવાડ) મૂલ્ય: ૦-૧-૬

આ પુસ્તિકાની ૪૦૦ (ચારસો) પ્રતો તેના **લેખક** તથા **પ્રકાશક** તરફથી........ **આનંદાશ્રમને** અર્પણ થઈ છે.

——[*]——

જરૂરી

**સૂચના:—લેખસંબંધી અને માસિકસંબંધી સર્વે પત્રવ્યવહાર શ્રી. વ્યવસ્થાપક આનંદાશ્રમ, નવાગામ-પોસ્ટ બીલખા (કાઠિયાવાડ) એ શિરનામે કરવો.**


**તંત્રી** અને **પ્રકાશક:** શ્રી. મહારાણીદાસ ગોકુળદાસ દેસાઈ, વેદાંતભૂષણ-**માંગરોળ**-કાઠિયાવાડ.

શ્રી ભગવતસિંહજી ઇલેક્ટ્રિક લિથો એન્ડ પ્રિન્ટિંગ પ્રેસ.

માલિક મુદ્રક: **પારેખ કેવળચંદ કાનજીભાઈ**, ગોંડલ.



श्रीदक्षिणामूर्तिनाथसद्गुरवे नमः ॥




आनंदं ब्रह्मणो विद्वान् न बिभेति कुतश्चन

**અર્થઃ**—આનંદસ્વરૂપ બ્રહ્મને જાણનાર કોઇથી પણ ભય પામતો નથી.

તૈત્તિરીય—ઉપનિષત્‌

વર્ષ ૧૩ મું ] સંવત્ ૨૦૦૧ અધિક ચૈત્ર [ અંક ૧૧ મો

## "श्रीसद्गुरुदेवरूपी माली चरणे"

રાગ—ભૈરવી—આશાવરી

સીંચ સુધારસ ધાર પ્રભુ ઓ! સીંચ સુધારસ ધાર. ટેક૦
દગ્ધ થઈ આ ત્રિવિધ તાપે, મમ મન વેલડી સાર;
જીવન એનું સ્નેહ સુધારસ, એ વિણ શુષ્ક થનાર. પ્રભુ૦ ૧
જોરે! ચહો પ્રભુ! કરવા એહને, લીલી લીલી કુંઝાર;
(તા) પ્રેમનાં વાદળ પ્રેર પ્રભુ ઓ! ઝરમર ઝરમર ધાર. પ્રભુ૦ ૨
(તા) નવપલ્લવ એ બની હરિયાલી, લડશે લ્હેરી મોઝાર;
રંગબેરંગી ખીલી કુસુમે, અર્પે પરિમલ સાર. પ્રભુ૦ ૩
પ્રેમ, ધરી પ્રભુ! પોષી રૂપાળી, સીંચી કૃપામૃત ધાર;
(તા) કાં તું સૂકાવે માલી કૃપાળુ! સીંચેલી વેલી આ વાર પ્રભુ૦ ૪
મીઠું મીઠું સ્નેહનું સિંચન, સીંચ. ઓ માલી! ઉદાર;
નાગ અમારું જીવન વહાલા, પ્રેમ[1] પિયુષની ધાર પ્રભુ૦ ૫

શ્રીનાગનાથાશ્રમ, બખરલા. કૃપામૃતાભિલાષી નાગ (આત્મપ્રકાશ)

( [1] લુખી "હું બ્રહ્મ-તું બ્રહ્મ"ની વાચાળતા, હૃદયના દાહનું શમન કરતી નથી, પણ શ્રીસદ્‌ગુરુપરમાત્માની કૃપાદૃષ્ટિથી ઝરતું કૃપામૃતજ, શમન કરી શાંતિના મોકતાં કરે છે.

## શ્રીનાથવચનામૃત

**[ પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાન્ ]**

સમજુ મનુષ્યોએ પરનિંદારૂપ ને કડુભાષણરૂપ હિંસાથી બચવામાટે પણ બહુ જાગૃતિ રાખવી જોઇએ.

તમે અંતરાત્મામાં તમારા મનને જેટલી વિશ્રાંતિ આપશો તેટલો તમને વિશુદ્ધાનંદનો વધારે અનુભવ થશે. વિશુદ્ધાનંદની ને શાંતિની પરાકાષ્ઠા તેજ મોક્ષ છે.

અંતઃકરણમાં સચ્ચિદાનંદરૂપે સ્ફુરતા આત્મસ્વરૂપમાં જીવને અભેદભાવે વિશ્રાંતિ આપી તથા દશ્યનું વિસ્મરણ કરતા રહી પ્રસન્ન રહેશો.

શ્રીમંત રાજા દેવને, જે સુખ અગમ જણાય;<br>
તે શાશ્વત સુખ મેળવી, રેંજો સુખી સદાય. ૧

ગાયત્રીનો જપ કરતી વેલા કાંતો સૂર્યમંડલના અધિષ્ઠાતા સૂર્યદેવમાં, વા સૂર્યદેવમાં રહેલા અંતર્યામીમાં, વા સૂર્યમંડલે રોકેલા શુદ્ધચેતનમાં પોતાનું મન જાપકે ( જપ કરનારે ) પોતાના મનની યોગ્યતા વિચારીને જોડવું જોઇએ.

સંધ્યાવેલા વા ગાયત્રીનો જપ કરતી વેલા ચોવીશ મુદ્રાઓ કરવાની અગત્ય વૈદિક રીતે નથી. તંત્રને મતે તે વિધાન છે. એ મુદ્રાથી પ્રાણના બલની કાંઇક અંશે વૃદ્ધિ થતી હશે એમ જણાય છે.

ગાયત્રીનું આવાહન તાંત્રિક છે. તે ( ગાયત્રી ) સૂર્યની શક્તિ છે, એમ સમજીને તેનું આવાહન કરાય તો ધ્યાનની સાથે તેનો વિરોધ આવતો નથી. જપકાલે આવાહન કરવાનું હોતું નથી, તેથી તેનો ધ્યાનની સાથે વિરોધ આવતો નથી.

શ્રદ્ધા, ઉમંગ, વ્યવસ્થા ને સદાગ્રહમાં વધારો કરી અભ્યાસ કરતા રહેવાથી પરમાર્થનાં સાધનોનું સારી રીતે અનુષ્ઠાન કરી શકાશે, અને તેમાં આગળ વધી શકાશે. સામાન્ય ઇચ્છાથી નિયમિત અભ્યાસ કરી શકાતો નથી, પણ ઘણીજ દૃઢ ઇચ્છાથી અભ્યાસ નિયમિત રીતે કરી શકાય છે.

બ્રહ્મવિચારમાં પરમાદર રાખવાથીજ તે વિચાર હૃદયમાં સ્થિર થવા લાગશે.

પરમાત્મા, સત્શાસ્ત્ર ને સદ્ગુરુ એમની અભિમુખ મનોવૃત્તિ રાખી તેમની આજ્ઞાનું ઉમંગથી પરિપાલન કરવાથી મનની યોગ્યતા ઉત્તરોત્તર વધવા લાગશે.

ઉપરાઉપર પૂરક કરવાનો સ્વભાવ રાખી, તથા પ્રીતિપૂર્વક પરમાત્માનું ધ્યાન કરતા રહી, મનની વ્યાકૂલતા દૂર કરી તેને સુપ્રસન્ન રાખશો. એ તપ વિઘ્નોને દૂર કરશે.

ઉદ્યોગી, પ્રામાણિક ને આવડતવાળા મનુષ્યને તેના યોગ્ય ધંધામાં પ્રભુ અવશ્ય સાહાય્ય કરે છે. મુંઝાવાથી તનમનનું બળ ક્ષીણ થાય છે માટે મુંઝવણનો ત્યાગ કરી પરમાત્મા જે કર્તવ્ય સૂચવે તેમાં પ્રવૃત્ત થશો.

ભવિષ્યના પ્રતિકૂલ વિચારો બહુ ન કરતાં વર્તમાન પરિસ્થિતિનો વિચાર કરી જે યોગ્ય હોય તે કરવાનું છે.

અવારનવાર બંને નાકથી પૂરક કરતા રહીને તથા અવકાશાનુસાર થોડી થોડી મિનિટો કે સેકંડો મનને પરમાત્મામાં જોડવાનો પ્રયત્ન કરીને મનની ચંચલતા નિવૃત્ત કરી શાંતિમાં વધારો કરશો. ( ચાલુ )

——[ * ]——

# श्रीसनत्सुजातीयम्

## (શ્રીશાંકરભાષ્યસમેત)

[ અનુવાદક: શ્રી. મહારાણીદાસ ગોકુલદાસ દેસાઈ–વેદાંતભૂષણ ]

(અનુસંધાન ગત અંકના પૃષ્ઠ ૧૦૨થી)

उभौ च देवौ पृथिवीं दिवं च दिशश्च शुक्लं भुवनं बिभर्ति ।
यस्माद् दिशः सरितश्च स्रवन्ति यस्मात्समुद्रा विहिता महान्तः ।
योगिनस्तं मपश्यन्ति भगवन्तं सनातनं ॥ २४ ॥

જેને પોતાપણાનો પ્રકાશ હોય એટલે જેને હુંભાવ હોય અને તેથી જેને કર્તાભાવ તથા ભોક્તાભાવ હોય તે દેવ કહેવાય.

જેને પોત હોય એટલે જેને તત્ત્વપણું હોય તેનેજ પોતાપણું હોય.

બ્રહ્મ એકજ તત્ત્વપદાર્થ એટલે ખરો પદાર્થ હોવાથી એક બ્રહ્મનેજ તત્ત્વપણું એટલે ખરાપણું હોય અને તેથી એક બ્રહ્મનેજ પોતાપણું હોય

પણ બ્રહ્મ એકજ ને અદ્વિતીય હોવાથી તેને આભાવનો પ્રસંગ ન હોય અને તેથી આભાવની અપેક્ષાએજ જેનો પ્રસંગ હોય તે હુંભાવ પણ બ્રહ્મને ન હોય.

છતાં માયામાં અધિષ્ઠાન થતાં બ્રહ્મને માયામાં આભાવનો પ્રસંગ થાય ને તેથી તેની અપેક્ષાએ બ્રહ્મને પોતાને વિષે પોતાપણાનો એટલે હુંભાવનો પણ પ્રસંગ થાય

માયા તત્ત્વપદાર્થ એટલે ખરો પદાર્થ ન હોવાથી માયા કહેવાય છે.

એવી માયામાં અધિષ્ઠિત થવાથી બ્રહ્મને વિષે વસ્તુતાએ એટલે ખરેખર કોઈ ક્રિયાનો કે સંપર્કનો પ્રસંગ ન થાય

અને તેથી બ્રહ્મનેવિષે આભાવનો કે હુંભાવનો પ્રસંગ પણ વસ્તુતાએ એટલે ખરેખર ન થાય.

તેથી માયામાં અધિષ્ઠિત થતા બ્રહ્મને વિષે આભાવનો તથા હુંભાવનો જે પ્રસંગ થાય છે તે વસ્તુતાએ એટલે ખરેખર નહિ પણ માયિક સમજવો.

માયામાં અધિષ્ઠિત થતાં પોતાને વિષે જેને પોતાપણું એટલે હુંભાવ થાય છે તે બ્રહ્મ પોતાના સ્વાભાવિક સામર્થ્યવડે સંપન્ન હોવાથી ઈશ્વર કહેવાય છે

અને માયાના કાર્યભૂત મહાભૂતોમાં તથા મહાભૂતોના કાર્યભૂત વિવિધ દેહોમાં અધિષ્ઠિત થતાં પોતાના પોતના વિસ્મરણપૂર્વક તે તે મહાભૂતોમાં તથા તે તે ભૌતિક દેહોમાં બ્રહ્મને પોતાપણું થાય છે

એમ થતાં તેને તેના સ્વાભાવિક સામર્થ્યનો લોપ થાય છે અને તે તે મહાભૂતોને અનુરૂપ અથવા તે તે ભૌતિક દેહોને અનુરૂપ જીવન તેને જીવવાનું હોવાથી તે તે મહાભૂતોમાં અધિષ્ઠિત તથા તે તે ભૌતિક દેહોમાં અધિષ્ઠિત બ્રહ્મ જીવ કહેવાય છે

પણ એવી રીતનું એટલે માયિક પણ જેને પોતાપણું હોય તે એવા બેજ દેવો છે જેમાંના એક ઈશ્વર છે અને બીજો જીવ છે.

આ બંને દેવો જેવા છે તેવા મૂળથીજ હોય છે એમ નથી.

માયાના સંપર્કથી એ બંને દેવો બ્રહ્મમાંથીજ ઉદ્ભવ પામે છે અને માયાનો સંપર્ક મરતાં પાછા બ્રહ્મમાંજ એકતા પામે છે.

તેથી સ્થિતિસમયે તેઓ બંને દેવોની સ્થિતિનો આધાર પણ બ્રહ્મજ હોય છે.

પ્રાણિપદાર્થોના આધારભૂત પાતાળથી પૃથ્વીપર્યંતના લોકોની સંજ્ઞાવાળી પૃથિવી અને પૃથિવીથી ઉપરના લોકોની સંજ્ઞાવાળું સ્વર્ગ એ બે પણ જેવાં છે તેવાં મૂળથીજ છે એમ નથી.

તેઓ બંને પણ બ્રહ્મમાંથીજ માયાવડે ઉપજે છે અને પાછાં બ્રહ્મમાંજ અળપાઈ જાય છે.

તેથી સ્થિતિસમયે તે બેની સ્થિતિનો પણ આધાર બ્રહ્મજ હોય છે.

આ દિશાઓ પણ જેવી છે તેવી મૂળથીજ છે એમ નથી.

દિશાઓ પણ માયાવડે બ્રહ્મમાંથીજ ઉદ્ભવેલી હોય છે અને પાછી બ્રહ્મમાંજ સમાઈ જાય છે.

તેથી સ્થિતિ સમયે પણ દિશાઓનો આધાર બ્રહ્મજ હોય છે.

એમ આ જગતરૂપ સંપૂર્ણ ભુવન જેમાં સમગ્ર લોકો વસી રહેલાં છે તે પણ જેવું છે તેવું મૂળથીજ છે એમ નથી.

આ સંપૂર્ણ ભુવન પણ બ્રહ્મમાંથીજ ઉદ્ભવ પામે છે અને પાછું બ્રહ્મમાંજ સમાઇ જાય છે.

તેથી સ્થિતિસમયે આ ભુવનનો પણ આધાર બ્રહ્મજ હોય છે.

જે દિશાઓની અંતર્ગત આ વિશ્વભુવન સ્થિતિ કરી રહેલું છે તે દિશાઓ પણ જેવી છે તેવી મૂળથીજ છે એમ નથી.

તે દિશાઓ પણ બ્રહ્મમાંથીજ ઉદ્ભવી ઉપસ્થિત થયેલી છે તથા અંતે પાછી બ્રહ્મમાંજ સમાઈ જાય છે.

તેથી સ્થિતિસમયે તે દિશાઓનો આધાર પણ બ્રહ્મજ હોય છે.

જે આ વિવિધ નદીઓ વહી રહી છે તે પણ જેવી વહી રહી છે તેવી મૂળથીજ વહી રહી છે એમ નથી.

તેઓ પણ સર્વે બ્રહ્મમાંથીજ વહેતી થએલી હોય છે અને અંતે પાછી બ્રહ્મમાંજ ભળી જાય છે.

તેથી સ્થિતિસમયે સર્વે નદીઓ પણ એજ બ્રહ્મને આધારે વહેતી રહેલી હોય છે.

જે આ મોટા મોટા સમુદ્રો ઘુઘવે છે તેઓ પણ જેવા છે તેવા મૂળથીજ છે એમ નથી.

તેઓ પણ સર્વે બ્રહ્મમાંથીજ માયાવડે નિર્માણ પામીને ઘુઘવતા થયેલા હોય છે અને અંતસમયે પાછા બ્રહ્મમાંજ વિલાઈ જાય છે.

તેથી સ્થિતિસમયે પણ બ્રહ્મનેજ આધારે તેઓ ઘુઘવતા હોય છે.

એમ આ જીવ અને ઈશ્વર એવી સંજ્ઞાવાળા બંને દેવો, પૃથિવી અને સ્વર્ગ એવી સંજ્ઞાવાળા સર્વે લોકો, જે દિશાઓની અંતર્ગત આ સંપૂર્ણ જગતરૂપ ભુવન સમાઈ રહેલું છે તે દિશાઓ, આ સંપૂર્ણ જગતરૂપ ભુવન, આ લોકોની દિશાઓ, નદીઓ અને મોટા સમુદ્રો એ સર્વે બ્રહ્મમાંથીજ માયાવડે ઉપસ્થિત થાય છે.

સ્થિતિસમયે બ્રહ્મનેજ આધારે સ્થિતિ કરી રહે છે અને અંતસમયે પાછાં બ્રહ્મમાંજ અંતર્ધાન થાય છે છતાં તેમનું ઉપસ્થિત થવું, તેમનું સ્થિતિ કરી રહેવું તથા પાછું અંતર્ધાન પામવું માયાવડેજ થતું હોવાથી બ્રહ્મ તો મૂળસ્વરૂપે જેવું શુક્લ એટલે સ્વચ્છ હોય છે તેવુંજ સર્વ સમયે રહે છે. તેમનાવડે અલ્પ અંશમાં પણ મલિન થતું નથી.

માયાવડે જીવ થયેલા સર્વે જીવોના ભૌતિક દેહના અંગુઠા જેવડા હૃદયમાં તેમના આત્મારૂપે એટલે ખરા સ્વરૂપરૂપે રહેલું હોવાથી સર્વે જીવોના ભૌતિક દેહના અંગુઠા જેવડા હૃદયમાં રહેલો તેમનો અંગુઠા જેવડો આત્માજ બ્રહ્મ છે. તેથી જે જીવ પોતાના અંગુઠા જેવડા એ આત્માને જાણે તે માયિક એવા જીવભાવથી છુટીને પાછો પોતાના મૂળ સ્વરૂપભૂત બ્રહ્મભાવને પામી રહે.

પોતાનાજ આત્માને એટલે પોતાનાજ ખરા સ્વરૂપને જાણવું એ જીવને સ્વાભાવિક હોવાથી આયાસ ઉપજાવનારૂં નથી.

પણ પોતાના ભૌતિક દેહમાં પોતાપણું રૂઢ હોવાથી જીવ અનાયાસ પોતાના આત્માને એટલે પોતાના ખરા સ્વરૂપને પણ જાણી શકતો નથી.

પોતાના ભૌતિક દેહમાંથી પોતાના પોતાપણાને શિથિલ કરીને જે જીવો પોતાના અંગુઠા જેવડા હૃદયમાં રહેલા હોવાથી જીવને અંગુઠા જેવડા જણાતા પોતાના આત્મા સાથે એટલે પોતાના ખરા સ્વરૂપ સાથે પોતાનો યોગ સાધે તે જીવો પરમાર્થદૃષ્ટિથી નિત્ય સનાતન એવા તથા વ્યવહારિક દૃષ્ટિથી ઈશ્વર એવા બ્રહ્મને પામી શકે .

બીજા જેઓ પોતપોતાના ભૌતિક દેહમાંજ પોતાના પોતાપણાને રૂઢ કરી રહેનારા છે તેઓ તે નિત્ય સનાતન અને ઈશ્વર એવા બ્રહ્મને જાણી પામવા સમર્થ થતા નથી.

श्रीशांकरभाष्यम्

सर्वमिदं ब्रह्मणः सकाशादुद्भूतं तत्रैव लीयत इत्युक्तं तदेवविवृणोत्युमाविति ॥

આ સર્વ બ્રહ્મમાંથીજ ઉદ્ભવ પામે છે તથા પાછું બ્રહ્મમાંજ લય પામે છે એમ જે કહ્યું તેને उभौ० ॥ એમ આ શ્લોકવડે વધારે સ્પષ્ટ કરે છે.

द्वौचौ जीवेश्वरौ शुक्लं ब्रह्मकर्तृ बिभर्ति ।

બે દેવોને એટલે જીવને તથા ઈશ્વરને સ્વચ્છ એટલે મૂળ સ્વરૂપે માયારહિત બ્રહ્મ માયાવડે કર્તાભાવવાળું થઈને ધારણ કરે છે એટલે જીવના તથા ઈશ્વરનાં આધારરૂપ થાય છે.

यस्माद् ब्रह्मणः सकाशाद् दिश उत्पद्यन्ते ।

જે બ્રહ્મમાંથી દિશાઓ ઉપજે છે તેજ બ્રહ્મ તે દિશાઓની સ્થિતિ સમયે દિશાઓના આધારરૂપ થઈને તેમને દિશાઓરૂપે ટકાવી રાખે છે એમ અન્ય સર્વના પ્રસંગમાં જાણી લેવું.

एतस्यैवाक्षरस्य प्रशासने गार्गि सूर्याचंद्रमसौ विधृतौ तिष्ठेत इति श्रुतेरर्थः प्रतिपादितः ॥ २४ ॥

આ અવિનાશી બ્રહ્મનાજ આધારવડે આ સૂર્ય તથા ચંદ્ર સૂર્યરૂપે તથા ચંદ્રરૂપે ધારણ કરાયા છતા આ અવિનાશી બ્રહ્મનાજ શાસનમાં તેઓ બંને તેમની તે તે રૂપમાં સ્થિતિ સમયે સ્થિત છે. આ શ્રુતિનાજ અર્થનું આ શ્લોકવડે પ્રતિપાદન કરેલું છે. (ચાલુ)

———[*]———

# माया*

[ લેખકઃ શ્રી. સોરાબજી ખ. ઉમરીગર ]

સ્વપ્નમાં જડ અને ચેતન પદાર્થો નથી છતાં જણાય છે; તેને જોનારા અને ભોગવનારા આપણે પણ સ્વપ્નમાં મિથ્યા ઉભા થયા હોઇએ છીએ. સ્વપ્નદેહથી અનેક પુણ્ય અને પાપ કર્મો કરાય છે, પણ જાગ્યા એટલે આ બધો ખેલ ખતમ થાય છે તેવી રીતે જાગ્રત્ પણ સ્વપ્નજ છે. આ જાગ્રત્ દેહ પણ સ્વપ્નદેહજેવો કલ્પિત અને મિથ્યા છે. જેવડે જીવ કલ્પિત જગતને જુએ છે, ભોગવે છે, અને પોતે અનેક પુણ્ય અને પાપ કર્મો કરે છે એમ પોતે માને છે, એટલે પોતાનામાં તેનો આરોપ કરે છે. આ કલ્પિત દેહ અને કલ્પિત જગત્, જેનું અધિષ્ઠાન ચિદાકાશ છે, તેને અજ્ઞાની સમજતો નથી. તે તો આધારને ભૂલી આધેયને જોયા કરી તેનેજ ખરૂં માને છે. આપણું વાસ્તવિક સ્વરૂપ તો અચળ અને નિર્વિકાર છે; તેમાં આપણે પોતેજ ખોટી કલ્પનાથી દેહ અને જગત્ ઉભાં કર્યાં છે, અને પાપપુણ્યનો આરોપ પણ આપણે હાથેજ મૂક્યો છે.

જેમ સીનેમામાં જુદા જુદા ખેલો થાય છે, તેમ પ્રત્યેક માણસની જિંદગીમાં દરરોજના બે ખેલ થાય છે; એક સ્વપ્નનગરનો ખેલ અને બીજો જાગૃતનગરનો ખેલ. વચમાં જરા Interval એટલે અવકાશ મળે છે, જેને આપણે સુષુપ્તિ નામે ઓળખીયું. માયાનો પતિ તે મહેશ્વર કહેવાય છે. આ જાદુગર પાસે ત્રણ વસ્તુઓ છે. પહેલી વસ્તુનું નામ દેશ, બીજી વસ્તુનું નામ કાળ, ને ત્રીજીનું નામ વસ્તુ–પદાર્થ.

આ ત્રણે વસ્તુ એકમેકની ઉપર આધાર રાખે છે. આ ત્રણ વસ્તુમાંની કોઈપણ એક વસ્તુ ન હોય, તો ખેલ ચાલે નહિ, જગતનો અજ્ઞાનરૂપી "સીનેમા શો" બંધ થઈ જાય. જે જ્ઞાની છે તેને આ સીનેમા જોવો ગમતો નથી; તે તો એમ સમજે છે કે આ ખેલ તો અજ્ઞાની દાઢીમૂછવાળા બાળકોમાટે છે. જગતરૂપી નાટકશાળામાં ચાલતા ખેલની ટીકીટનો ભાવ રૂપિયા, આના ને પાઈમાં નથી. માત્ર અજ્ઞાનરૂપી ટીકીટ ધરાવો તો જ આ ખેલ આપણે જોઈ શકીએ છીએ. અજ્ઞાનરૂપી ટીકીટ જો ગુમાવી દેશો તો રોજના બે ખેલ બતાવવામાં આવશે નહિ. પણ સીનેમાનો માલીક મહેશ્વર આપણને "દેશ પરિચ્છેદ, કાળ પરિચ્છેદ અને વસ્તુ પરિચ્છેદરૂપી" સીનેમાના કમ્પાઉન્ડની બહાર કાઢશે, અને કહેશે કેઃ—

* પ્રાસંગિક.

"તુમારા ધામ તો રામ, જરા ધરકો મુંહ તો મોરો;
કી રહીમ–રામ હો તુમ, તુમહી તો ખુદ ખુદા હો."

એટલે તમારુ ધામ તો રામ છે. એ મૂળસ્વરૂપ તરફ નજર ફેરવી જુઓ, એટલે જણાશે કે રહીમ અને રામ તમેજ છો, તમેજ પોતે પરમાત્મા છો.

જ્ઞાની તો મહેશ્વરની કળા–માયાને પીછાણે છે. તે તો "દેશ, કાળ અને વસ્તુ" એ ત્રણે ચીજનું પોતાની માનસિક પ્રયોગશાળામાં બારીકમાં બારીક અવલોકન કરે છે. પહેલાં તો તે પૂછે છે, કે દેશ કોણે ઉત્પન્ન કર્યો, ક્યારે ઉત્પન્ન કર્યો, તેને જોનાર કોણ, અને તે ક્યાં છે? દેશની ઘડી કેમ કરવી તે જ્ઞાની જાણે છે. પછી બીજી ચીજ "કાળ" છે. કાળને ઉત્પન્ન કરનાર કોણ, કાળની ઉત્પત્તિ ક્યાંથી થઈ, અને તે કોણે જોઈ. કાળ કોના ઉપર આધાર રાખે છે? કાળની ઘડી કેમ વાળવી એ બધું તે સમજે છે. હવે ત્રીજી વસ્તુ "પદાર્થ" છે. એ પદાર્થને ઉત્પન્ન કરનાર કોણ, ક્યારે ઉત્પન્ન થયો, અને કઈ જગાએ ઉત્પન્ન થયો?

પ્રથમ વૃક્ષ કે પ્રથમ બીજ? વૃક્ષ વિના બીજ આવેજ ક્યાંથી? ને બીજ વિના વૃક્ષ ઊગે જ કેમ? આમ માન્યે અનવસ્થાજ થાય.

જેમ વસ્ત્રમાં તાણો, વાણો અને રંગ ઓતપ્રોત થઈને રહેલાં છે, તેમ માયારૂપી વસ્ત્રમાં "દેશ, કાળ અને વસ્તુ" ઓતપ્રોત થઈને રહેલાં છે. એ માયારૂપી વસ્ત્રનો ચીરો કરી દો, અને ચિદાકાશરૂપી નક્કર જમીન પર સ્થિત રહો. માયાની આંટીઘુંટીના ઉકેલમાં સાપેક્ષવાદ–અનિર્વચનીયવાદ સમજવો બહુ જરૂરી છે. માયાનો પડદો ખસી જાય તો ખટખટકાણુ બંધ થઈ જાય.

આ કાર્યને સિદ્ધ કરનારા માર્ગપર આપણને ભગવત્પાદે મૂક્યા છે, અને મને દૃઢ શ્રદ્ધા છે કે આપણને જે માર્ગ મળ્યો છે, તેથી આપણે નિશ્ચિત આપણા મંતવ્યનેજ પામીશું.

———:*:———

## "वंदेमातरम्" पत्रना तंत्री श्रीमान् शामलदासभाईना सद्गुद्गार*

આપને જાણીને આનંદ થશે, અને મને કહેતાં ગૌરવ આવે છે કે હું જ્યારે આઠ નવ વર્ષનો નાનો બાળક હતો ત્યારે મારા વડિલ પિતાશ્રી સાથે આનંદાશ્રમ–બીલખા કુટુંબસાથે ગયો હતો.

મારા પૂજ્ય પિતાશ્રી શ્રીમન્નાથપાદના અનન્ય ભક્ત હતા.

અમારી સમગ્ર પૂજ્યતાનું કેંદ્ર અમારા પિતાજી હતા, ને અમારા પિતાજીના પૂજ્યને

---

* સામાન્ય નિયમ પ્રમાણે મુંબઈનું શ્રીઆનંદાશ્રમ–મુમુક્ષુમંડળ માધવભુવન કાંદાવાડીમાં પ્રતિ રવિવારે સાંજના પાંચથી ૭ વાગ્યાના સમયે મળે છે, ને સત્સંગ પૂજન આદિનો લાભ લે છે.

ગત અધિક ચૈત્ર માસની ગત શુક્લ પંચમી ને રવિવારે સાંજે નાસિક કૈલાસમઠવાળા સ્વામી શ્રીઅખંડાનંદજી મહારાજે "तत्त्वमसि" એ મહાવાક્ય ઉપર ઘણું મનનીય વ્યાખ્યાન આપ્યું હતું, તે પછી "वंदेमातरम्" પત્રના પત્રકાર શ્રી. શામળદાસભાઈએ પોતાના ખરા હૃદયના ઉપરના ઉદ્‌ગારો સંભળાવી મુમુક્ષુમંડળને શ્રીમન્નાથ ભગવત્પાદના સંસ્મરણોમાં તરબોળ કર્યાં હતા, અને સાંભળીને મુમુક્ષુમંડળે ઉંડી પ્રેરણા ઝીલી હતી.

સ્થાને બિરાજેલા શ્રીસદ્‌ગુરુદેવ અમારી અનેકગણુ પૂજ્યતાનું સ્થાન હતું. તે સમયે તો અ તેઓશ્રીનું આનંદાશ્રમ મોટામાં મોટું આનંદનું સ્થાનજ થઈ પડ્યું હતું. તે સમયે બ રમતમાં આશ્રમના બગીચામાં થોડું તોફાન કરીએ, કે થોડાં પુષ્પો કે પત્રો તોડીએ ને રામ ભાઈની ફરિયાદ શ્રીભગવત્પાદ પાસે જાય, ત્યારે થોડી પાણીની ડોલો કુવામાંથી ખેંચવ શિક્ષા અમને થતી, તે શિક્ષાથી જે આનંદ થતો તે વર્ણવવાની મારી શક્તિ નથીજ. ત થોડા દિવસનું જીવન પણ આજે મારા જીવનમાં થનગનાટ મચાવી જાય છે.

ધાર્મિકતામાં સમગ્ર હિંદ જ્યારે એક ભાવિ માતાની પેઠે સંક્રાંતિકાળની વ્યથા વેઠી હતું, ત્યારે ગુજરાતકાઠિયાવાડનું ધાર્મિક જીવન તો લુપ્તપ્રાયજ થઈ ગયું હતું. પ્રા શિક્ષણના કૃત્રિમ ચળકાટે એક બાજુ ધર્મને ગંજાવવા માંડ્યો હતો; ત્યારે મેકોલેની શિક્ષણપ્રથ દેશને બધી વાતે ગુલામી માનસ દેવા માંડ્યું હતું. આમાંથી દેશને બચાવવા ઘણા પ્રયત્ન થતા હતા. આવેજ સમયે કાઠિયાવાડના એક નાને ગામડે ભગવત્પાદનું પ્રાકટ્ય થયું. બૌદ્ધ પછી સાર્વદેશિક–ધાર્મિક, રાજકીય, સામાજિક ક્રાંતિકરનાર ભગવાન્ શ્રીશંકરાચાર્યજી પછી બે હજાર વર્ષે સાર્વદેશિક ક્રાન્તિકાર ભગવાન્ નાથપાદનો જન્મ થયો.

ધાર્મિકતા માત્ર અરણ્યોમાં સંચરતા સંન્યાસિ–સાધુના મંડળોમાંજ હોય, ધાર્મિ તીર્થો ને યાત્રાનાં ધામોમાંજ હોય, ધાર્મિકતા યાત્રા યજ્ઞો ને જપતપમાંજ હોય એમ નહિ; ખરી ધાર્મિકતા માનવજીવનમાંજ વ્યવહારના નિશિત ક્ષુરધારાવાળા માર્ગમાંજ હોય ક શ્રીમન્નાથપાદે પોતાના જીવનદષ્ટાંતથી જનતાસમક્ષ દેખાડી આપ્યું. જગત્‌માંથી ભાગ સંન્યાસમાર્ગે ચઢીને નહિ પણ વ્યવહારમાં ચડીને મુક્ત થવાની કળા ભગવત્પાદે આપણને દર્શાવી મુક્તાહારવિહાર ને યુક્તસ્વપ્નાવબોધ–કલાક ને ઘડીની ગણતરીએ નહિ, પણ મિનિટ ન સેકંડની સરાણે ચડાવી આપણી સમક્ષ દેખાડી દીધો. વ્યવહારજીવનની અટપટી આંટીઘુંટી નાથપાદે પોતાનાજ જીવનથી આપણી પાસે ઉકેલી દેખાડી.

આમ હોવા છતાં ધાર્મિકતાના પ્રાણ જેવી અધ્યાત્મવિદ્યાને પોષતું ઉંચામાં ઉંચું સાહિ ઇતિહાસના પટપર આટલું વિપુલ કોઈએ આપ્યું હોય તો શ્રીમન્નાથ ગુરુદેવેજ. એ ગીતા તો જ્ઞાનેશ્વર કે લોકમાન્યતિલકની ગીતાના જોટા જેવી, ને ઉપનિષદો, બ્રહ્મસૂત્રો, ય દર્શન, હજુ તો બીજી ભાષામાં તેની સાથે સરખાવવા માટે જડવાં પણ કઠણ છે. વ્યવહા પરમાર્થ શોધવાની કળા શિખવનાર આ એકજ મહાપુરુષ થયા.

પ્રભુદર્શનનો જે મહાવેગ ભૂતકાળમાં ધ્રુવ–પ્રહ્‌લાદને થયેલો, તે જે વેગ ભગ બુદ્ધદેવે બે હજાર વર્ષપર અનુભવેલો, એવા મહાવેગને પ્રકટાવી હિમાલયના હિમાચ્છાદિત ઉ ગિરિશૃંગપર આ મહાપુરુષે એ મહાસત્યનું–મહાજ્યોતિનું પ્રત્યક્ષ દર્શન કર્યું. એને પરિણામે આ કૃતકૃત્યતા એમણે મુક્ત હસ્તે જગતને આપવાનો નિર્ણય પણ તુરત ત્યાંજ કર્યો.

"तीर्त्वा स्वयं भीमभवार्णवं जनानहेतुनान्यानपि तारयन्ति ॥"

ભયંકર ભવસમુદ્રના પરમપારને પામી કોઈ પણ હેતુ વિના તેમાં ડુબેલાંને તારવાનું મ કાર્ય આરંભ્યું.

મને મારા જીવનમાં જે પ્રકાશ મળ્યો છે તે મને ઉપરના ઉદ્‌ગારો કઢાવે છે, એટલું નહિ પણ મારી સમગ્ર જીવનપ્રવૃત્તિમાં મારા જીવનના એક માર્ગદર્શક હું ભગવત્પાદને માનું !

હું તો એટલેસુધી શ્રદ્ધા સેવી રહ્યો છું કે જેમ પારસ લોખંડને સોનુંજ માત્ર બનાવે

તેમ નહિ પણ જેમ પારસમણિ અનેવતી હોય તેમ ભગવત્પાદનું શિક્ષણામૃત અનેક ભગવત્પાદ ગુરુદેવની વિભૂતિઓ પ્રકટાવશે. દીપમાં દીપ પ્રકટે તેમ ભગવત્પાદરૂપ મહાજ્યોતિર્માંથી જ્યોતિ પ્રકટશે. વધારે શું કહું ? મારા જેવા જ સુધન્ય ઉદ્‌ગારો પ્રભુ સર્વમાં પ્રકટાવે, એ શુભાશા–પ્રાર્થનાસાથે વિરમું છું. ॐ तत्सत् ॥

## गुरुभक्त वीर दिलीप

[સંપાદક: એકભક્ત-આનંદાશ્રમ]

यस्य देवे परामक्तिर्यथा देवे तथा गुरौ।
तस्यैते कथिता ह्यर्थाः प्रकाशन्ते महात्मनः॥

જેમને શ્રીપરમાત્માપ્રત્યે પરમ ભક્તિ છે, અને જેવી પરમાત્માપ્રત્યે ભક્તિ હોય તેવીજ પરમ ભક્તિ શ્રીમદ્‌ગુરુદેવ પ્રત્યે જેમને હોય તેવા ગુરુભક્તનાજ અંતઃકરણમાં વેદાંતશાસ્ત્રનું અદ્વૈત જ્ઞાન પ્રકાશિત થાય છે. ગુરુભક્તિનિષ્ઠ ભક્તનેજ ધર્મ, અર્થ, કામ અને મોક્ષરૂપ ચતુર્વિધ પુરુષાર્થો પ્રાપ્ત થાય છે.

જે પુરુષ વિવેકાદિ ચારેય સાધનોથી યુક્ત હોય છે, જે સાધક પ્રમાદ રહિત થઈ બ્રહ્મવેત્તા સદ્‌ગુરુદેવને સાક્ષાત્પરમાત્મસ્વરૂપજ માની તેમની આજ્ઞાઓને વશ વર્તનારા હોય તેવા ગુરુભક્તિનિષ્ઠ અધિકારી મુમુક્ષુને બ્રહ્મવેત્તા શ્રીસદ્‌ગુરુદેવ બ્રહ્મવિદ્યાના ફલરૂપ ઉત્તમ મોક્ષસુખને પ્રાપ્ત કરવા ભાગ્યશાળી બનાવે છે. ગુરુભક્તિરહિત મુમુક્ષુ કદાપિ યદિ દૈવયોગે બ્રહ્મવિદ્યાનું અધ્યયન કરે તોપણ તેને ગુરુવિમુખ હોવાથી તે વિદ્યા મોક્ષરૂપ ફલ આપતી નથી, પરંતુ અભિમાનદ્વારા તેનુ પતન થવાનો સંભવ છે, આજ વાતને દૃઢ કરતાં શ્રીભગવાન્ વ્યાસજી કહે છે કેઃ—

"गुरुं यो मानवैरन्यैः समं पश्यति मोहतः।
न तस्यास्मिन्भवेल्लोके सुखं नैव परत्र च॥
कर्मणा मनसा वाचा गुरुं यो नाऽवमन्यते।
स याति नरकान्घोरान्महारौरवसंज्ञितान्॥"

જે પુરુષ પ્રમાદથી પણ બ્રહ્મવિદ્યાનો ઉપદેશ આપનારા પોતાના ગુરુદેવને સાધારણ મનુષ્યરૂપ જાણીને તેમની અવજ્ઞા કરે છે, તેને આલોક પરલોકમાં ક્યાંય પણ સુખની પ્રાપ્તિ થતી નથી, પરંતુ તે દુઃખનોજ ભોક્તા થાય છે.

જે પુરુષ બ્રહ્મવિદ્યાનું દાન કરનારા ઈશ્વરસ્વરૂપ ગુરુની મન, વાણી ને કર્મથી અવજ્ઞા કરે છે તે મહાન્ ઘોર નરકાદિનાં દુઃખોને પ્રાપ્ત થાય છે.

ઉપરોક્ત કારણોથી મોક્ષસુખને ઇચ્છનારા અધિકારીઓએ મહેશસ્વરૂપ શ્રીસદ્‌ગુરુદેવનું આવું ઉત્તમ માહાત્મ્ય સમજી તેમનું બહુ માનપૂર્વક પૂજન કરવું આવશ્યક છે, ને પોતાના ઇચ્છિતની પ્રાપ્તિમાટે શિવપૂજન કરતાં પણ વિશેષ ભક્તિપૂર્વક શ્રીસદ્‌ગુરુદેવનું પૂજન કરવું જોઈએ, કારણકે શાસ્ત્રોમાં પણ દેવોથી અધિક માહાત્મ્ય સદ્‌ગુરુદેવનું વર્ણવવામાં આવ્યું છેઃ—

"शिवे रुष्टे गुरुस्त्राता गुरौ रुष्टे शिवो नहि।
शिवादप्यधिकं तस्माद् गुरुं यत्नेन पूजयेत्॥

કદાચ દૈવયોગે શિવજીનો અપરાધ થતાં તેઓ અધિકારી ભક્તપર કોપાયમાન થાય તો તે વખતે બ્રહ્મવેત્તા પરમકારુણ્યમૂર્તિ શ્રીસદ્‌ગુરુદેવ પોતાના અપરાધી મુમુક્ષુભક્તની

૧–૦–૦ શ્રી. અંબાશંકર ભાઈશંકર ત્રિવેદીનાં ધર્મપત્ની–જોરાવરનગર

૧૦–૧–૬ જૂનાગઢમાં શ્રી. પોપટલાલ તારાચંદ વકીલને ત્યાં મહાશિવરાત્રિના દિવસે મહાપૂજન ભેટના નીચે પ્રમાણે:—

૧–૦–૦ શ્રી. પોપટલાલ તારાચંદ
૧–૦–૦ ,, કરણસિંહજી લાલસિંહજી
૧–૦–૦ ,, દયાળસિંહજી લાલસિંહજી
૧–૦–૦ ,, કેશવજી ઝીણાભાઈ
૦–૮–૦ ,, લાલજી ઝીણાભાઈ
૧–૦–૦ વકીલ જયચંદ બહેચરભાઈ
૦–૮–૦ શ્રી. વિઠ્ઠલજી વાલજી
૦–૮–૦ ,, પુરુષોત્તમ રામજી
૦–૮–૦ ,, જમનાદાસ કેશવજી
૦–૮–૦ ,, ભાનુલાલ પોપટલાલ
૦–૮–૦ ,, ઈશ્વરલાલ પોપટલાલ
૦–૪–૦ ,, વીરસિંહ કલ્યાણસિંહ
૦–૪–૦ ,, કલ્યાણસિંહ ભવાનસિંહ
૦–૪–૦ ,, વાસુદેવ લાલજી
૦–૪–૦ ,, જટાશંકર જગજીવન
૦–૨–૦ ,, જટાશંકર હીરજી
૦–૪–૦ સ્વ. પ્રભાબેન પોપટલાલ
૦–૪–૦ શ્રી. રૂક્ષ્મણી ભાણજી
૦–૪–૦ ,, લીલાવતી જમનાદાસ
૦–૨–૦ ,, હીરાલાલ જમનાદાસ
૦–૧–૬ પરચુરણ

———

૧૦–૧–૬

૧–૪–૦ શ્રી. દલીચંદ નરભેરામ–કુકાવાવ

૭–૧૧–૦ માંડલમાં કાર્તિક સુદિ ૧ વગેરે પર્વોની પૂજન ભેટના હા. શ્રી બાલાભાઈ દયારામ

૧–૦–૦ શ્રી. પોપટલાલ તારાચંદ વકીલ

૧–૦–૦ શ્રી. અંબાશંકર ભાઈશંકર ત્રિવેદી
૨–૦–૦ ,, દયાળસિંહ લાલસિંહ ઠાકોર
૧–૦–૦ ,, હરિલાલ બહેચર–વીસાવદર
૧–૦–૦ ,, કાનજી પુરુષોત્તમ–વંથલી
૧–૦–૦ ,, વિઠ્ઠલજી વાલજી–જૂનાગઢ
૧–૦–૦ ,, શાસ્ત્રી દયારામ મૂલજી
૦–૮–૦ ,, કલ્યાણસિંહ ભવાનસિંહ
૦–૫–૦ ,, અંબાશંકર નાનજી જોશી
૦–૪–૦ ,, ત્રિભુવન વિઠ્ઠલજી દવે
૦–૪–૦ ,, કરસનદાસ હરજી
૧–૦–૦ બેન સુબાજીબા
૦–૮–૦ શ્રી. કરસનદાસ હરજીનાં પત્ની તથા બાળકો
૧–૦–૦ સદ્દગત ગૌરીશંકર ભાઈશંકરનાં પત્ની–જોરાવરનગર
૦–૮–૦ શ્રી. કાનજીભાઈનાં ધર્મપત્ની–વંથલી
૧–૦–૦ મણિબ્હેન–બીલખા
૨–૦–૦ શ્રી. ચંદ્રસિંહ પ્રતાપસિંહ–મુંબઈ
૧–૦–૦ ,, નરેન્દ્રસિંહ દયાળસિંહ
૧–૦–૦ ,, નિર્મળસિંહ રૂગનાથસિંહ
૫–૦–૦ ,, વિઠ્ઠલદાસ ગોકુળદાસ–રાજકોટ
૫–૦–૦ ,, પુરુષોત્તમ મૂલજી–વસો
૫–૦–૦ ,, મોહનલાલ લક્ષ્મીદાસ–મુંબઈ નિસદાનના
૧–૦–૦ ,, ઇંદ્રવદન હરિલાલ–જૂનાગઢ
૦–૮–૦ ,, અંબાશંકરભાઈ ત્રિવેદી તરફથી લઘુરુદ્રના–પૂજાપા વગેરેના.
૧–૦–૦ ,, જમનાદાસ હેમરાજ–જૂનાગઢ
૦–૧૨–૦ ,, કાનજી કાલિદાસ–વંથલી
૦–૮–૩ ,, પરચુરણ
૦–૪–૦ ,, ત્રિભુવન જાદાભાઈ–મેંદરડા
૧૧–૦–૦ ,, આનંદાશ્રમ સુમુક્ષુમંડળ–મુંબઈનાં પાટોત્સવના મહાપૂજન ભેટના હા. શેઠ દામોદરદાસભાઈ
૮–૦–૦ શ્રી અમદાવાદ આનંદાશ્રમમાં સદ્દગત ભાઈલાલભાઈ તરફથી માસિક થાળના

०-९-० અમદાવાદ આનંદાશ્રમમાં પરચુરણભેટ
०-११-० મોઝીદડ આનંદાશ્રમમાં પરચુરણ ભેટના
७८-१४-० શેઠ રાજસીભાઈ જીવરાજ તરફથી માસિક સાત્વિકદાનના ફેબ્રુઆરીના
१-०-० શ્રી. ગોદાવરીબ્હેન-દીવ
१-०-० ના. દરબારશ્રી અમરાવાળા સાહેબ તરફથી લઘુરુદ્રના પૂજાપાના
५-०-० શ્રી જયંતિલાલ ડાહ્યાલાલ-વઢવાણ
२-१०-७ પરચુરણ
२-०-० શ્રી. કેશવલાલ જેઠાભાઈ-મુંબઈ
५-४-० ,, સોમનાથ ત્રિકમલાલ પાઠક તેમના પુત્રોના યજ્ઞોપવીત પ્રસંગે
१-९-० શ્રી. રતનજી રામજી-મુંબઈ
१-०-० પૂજ્ય બ્ર. બ્રહ્મપ્રકાશજી
१-०-० શ્રી. જયકૃષ્ણજી ગંભીરશર્મા-ભાવનગર
३-४-० ,, રૂગનાથસિંહ નથુસિંહ-બેંગલોર
२-०-० ,, ,, નિત્યદાન
१७-८-० ,, હર્ષદરાય મહાગણીદાસ-માંગરોળ તરફથી માર્ચમાસના જપ વગેરેના.
१-५-० ભરવાડ વરવા વસ્તા વગેરે તરફથી બ્ર. દલપત રામજી
०-८-० શ્રી. જમનાદાસ કેશવજી-જૂનાગઢ
१-०-० શ્રી મોરારજી ઓધવજી-બીલખા
०-४-० ,, કસ્તુરબેન-બીલખા
१-०-० બેન રૈભાબાઈ હરજીવન-પાલીતાણા
१-०-० દીપકલાલ રાજેન્દ્રરાય-પાટણ
३-६-० શ્રી. અંબાલાલ તુલજારામ-જંબુસર
१-१-० શાસ્ત્રી વિશ્વનાથ માધવજી-પોરબંદર
२-०-० જીવન કાનજી-કોટડાપીઠા
७८-१४-० શ્રી રાજસીભાઈ જીવરાજ-મુંબઈ તરફથી સાત્વિકદાન માટે માર્ચમાસના
१-०-० શ્રી. દયાળસિંહજી લાલસિંહજી-જૂનાગઢ
१-०-० ,, લાલજી ડાહ્યાભાઈ-મુંબઈ
७५-०-० ,, જેઠારામ જેરાજભાઈ-કરાંચી વિદ્યોત્તેજનમાટે
५-५-० પોરબંદર આનંદાશ્રમમાં ભેટના હા. શાસ્ત્રીજી વિશ્વનાથભાઈ
(અધિક ચૈત્રની વિગત હવે પછીના અંકમાં છપાશે)

——[ * ]——

१२००-०-० શ્રી. મુંબઈનિવાસી શેઠ રાજસી જીવરાજ તરફથી પૂજ્યપાદ કૃપાનાથની સેવામાં નિત્યથાળ ધરવા માટે.

५००-०-० શ્રી રાજસી જીવરાજ તરફથી શ્રીનાથસુબોધમાળા ભાગ १લો છપાવવા માટે. २७-१-० શ્રી કલ્યાણજી કાલિદાસ-આફ્રિકા.

१००-०-० શ્રી લાભશંકર ભવાનીશંકર માંકડ તરફથી થાળ ધરાવવા માટે

२०१-०-० ડો. લક્ષ્મીશંકર લાલજી ધોરાજીવાળા તરફથી એક ઓરડા માટે.

(આ રકમો અગાઉ આવેલી હતી.)

પોતાના સદ્‌ગત પિતાશ્રી લાલસિંહજી તથા સદ્‌ગત માતુશ્રી ઝવેરબાઈ તથા સદ્‌ગત મોટાભાઈ પ્રતાપસિંહજીની સદ્‌ગુરુભક્તિના સ્મરણાર્થે શ્રીઆનંદાશ્રમ-નવાગામ પો બીલખામાં એક ઓરડાનિમિત્તે રૂા २००] અર્પણ કર્યા છે હા. તેમના પુત્રો તથા પૌત્રો સં. २००१ના પુરુષોત્તમમાસ.

## एक खेदजनक अवसान

ગં. સ્વ સુરતનિવાસી શ્રીમતી શિવગૌરીબ્હેન ગજ્જરે ८० વર્ષની વૃદ્ધ ઉંમરે સુરતમાં કૈલાસગમન કર્યું છે તેમણે મહા પ્રયત્નો કરી હિંદુ વિધવાબ્હેનો માટે અનેક વનિતાવિશ્રામોની સ્થાપના કરી છે. એમને ના. સરકારે 'કૈસરે હિંદ' અને જે.પી ની પદવી આપી હતી. તેઓ ઉત્તમ લેખિકા હતાં, એટલુંજ નહિ પણ સ્વધર્મનિષ્ઠ પરોપકારી નિષ્કામકર્મયોગિની હતાં. તેમણે પોતાનું દિવ્ય વૈધવ્ય ઉજાળી અમર જીવન કર્યું ને હિંદની આર્ય વિધવા બ્હેનોને ઉત્તમ આદર્શરૂપ બની તેઓ સ્વર્ગે સીધાવ્યાં છે. પરમકૃપાળુ પ્રભુ તેમના પવિત્રાત્માને શાંતિ આપવા કૃપા કરો !



Reg. No. B. 3087.

સને ૧૯૪૫ તા. ૨૫ એપ્રિલ

# વિજ્ઞપ્તિ

મુંબઈનિવાસી સર્વે ગુરુબંધુઓને ખબર આપવામાં આવે છે કે:—

વૈશાખ સુદિ ૫ બુધવાર તા. ૧૬-૫-૪૫ (શ્રીશંકરાચાર્યની જયંતિ નિમિત્તે) સવારમાં સ્ટા. ટા. ૯॥ થી ૧૦॥ વાગે મહાપૂજન થશે, ને તેજ સમય પ્રમાણે વૈશાખ સુદિ ૧૪ શુક્રવાર તા. ૨૫-૫-૪૫ (શ્રીનૃસિંહજયંતિ)ના દિવસે મુંબઈમાં માધવભુવન કાંદાવાડીમાં શ્રીસદ્ગુરુદેવનું મહાપૂજન થશે.

લિ. આનંદાશ્રમ મુમુક્ષુમંડળ–મુંબઈ

———[*]———

શ્રી દુર્ગાશંકર જયરામ ભટ્ટ તરફથી બાલપ્રબોધિનીની વિસ્તૃત સંસ્કૃત ટીકાવાળું શ્રીમદ્ભાગવત રેશમી બંધન સહિત પૂજ્યપાદશ્રીની પાવન સેવામાં અર્પણ થયું છે.

શ્રી આનંદાશ્રમ, નવાગામ (પો. બીલખા—કાઠિયાવાડ) તરફથી પ્રગટ થતું માસિક પત્ર

આનંદાશ્રમ

P. O. Bilkha (Kathiawar—India)

...સભા ... વિઠ્ઠલભાઈ રોડ ... મુંબઈ ૪

કુંડિયાણામાં વસતા "આનંદાશ્રમ" માસિકના ગ્રાહકોને ભલામણ કરવામાં આવે છે કે હવેથી તેમણે પોતાના લવાજમ ત્યાં નહિ ભરતાં વ્યવસ્થાપક આનંદાશ્રમ–નવાગામ–પો. બીલખા એ શિરનામે મોકલતા રહેવું.

---

પુસ્તક પ્રકાશન ખાતે ૬–૦–૦ એક ભક્તજન. ૨–૦–૦ શ્રી. મજલાલ વનમાળી–દહાણું. ૧–૦–૦ શ્રી. કેશવજી જીણાભાઈ–જૂનાગઢ. ૫૧–૦–૦ શ્રી. ચંદ્રસિંહજી પ્રતાપસિંહજી–જૂનાગઢ. ૫૨–૦–૦ શ્રી. ગુણવંતસિંહજી જાલમસિંહજી–મુંબઈ. ૫૦–૦–૦ બેન કાશીબાઈ–મુંબઈ. (આ રકમો પણ અગાઉ અર્પણ થયેલી છે.)

૨૬૨–૦–૦ શ્રી કલ્યાણજી કાલિદાસ રાડીયા–આફ્રિકાવાળા તરફથી આનંદાશ્રમમાં એક ઓરડો બંધાવી પૂજ્યપાદશ્રીની સેવામાં અર્પણ કરવામાટે મળ્યા છે.

———[*]———

## खेदजनक अवसान

શ્રી. અંબાશંકર ભાઈશંકર ત્રિવેદીના જમાઈ શ્રી. રામેશ્વર કુંડલજી દવેએ જોરાવરનગર મુકામે દ્વિતીય ચૈત્ર સુદિ એકમને દિવસે કૈલાસવાસ કર્યો છે. તેઓ પૂ. કૃપાનાથ પ્રત્યે અનન્ય શ્રદ્ધા ધરાવતા હતા. તેમણે બીલખા–આનંદાશ્રમમાં શ્રીમદ્ ભાગવતની સપ્તાહ પારાયણ વંચાવી હતી. જોરાવરનગરમાં બે શ્લોક ચણાવી નીલકંઠ મહાદેવને અર્પણ કર્યા હતા. શ્રીસદ્ગુરુ પરમાત્મા તેમના જીવાત્માને શાંતિ અર્પો!

वर्ष १३ मुं

द्वितीय चैत्र

अंक १२

संवत् २००१

॥ ॐ ॥

॥ यतो धर्मस्ततो जयः ॥





# आनंदाश्रम



परदेशमाटे

शिलिंग २



श्रीआनंदाश्रम-नवागाम-पो. बीलखा

आनंदाश्रममेतद् भूयो भवभीतिभञ्जनं भविनाम् ।
निर्मातृनाथचरणं मसादयामोऽपुनर्भूत्यै ॥

संसारीओना पुनर्जन्मना भयने निवृत्त करनार आ आनंदाश्रमना आद्यस्थापक श्रीनाथभगवानना चरणकमळने अमे मोक्षने माटे आराधीए छीए.

# અનુક્રમણિકા

| અનુક્રમાંક | વિષય | પૃષ્ઠાંક |
| --- | --- | --- |
| ૧ | ભક્તગીત. | ૧૨૩ |
| ૨ | શ્રીનાથવચનામૃત. | ૧૨૫ |
| ૩ | શ્રીસનત્સુજાતીયમ્. | ૧૨૬ |
| ૪ | આચાર્યપ્રવર શ્રીમન્ નથુરામશર્માજી. | ૧૨૮ |
| ૫ | ગુરુભક્ત વીર દિલીપ | ૧૨૯ |
| ૬ | શ્રીઆનંદાશ્રમ-સમાચાર. | ૧૩૨ |
| ૭ | પરચુરણ ભેટ. | ૧૩૩ |

———:૦:———

## લવાજમસંબંધી જરૂરી નોંધ

કાગળની અસહ્ય મોંઘવારીમાં ચાલુ ૧૩મા વર્ષનો આ બારમો અંક પ્રસિદ્ધ થાય છે, માટે જે બંધુબહેનોનું લવાજમ બાકી હોય તેઓ પોતાનું લવાજમ જેમ બને તેમ વેળાસર મોકલી આપે એમ સ્મરણ આપવામાં આવે છે. ગ્રાહક રહેવાની ઇચ્છા ન હોય તેમણે અગાઉથી ના લખવા શ્રમ લેવો, એટલે ટપાલ તથા વી. પી. કરવાના શ્રમ ને ખર્ચમાં નકામું ઊતરવું ન પડે.

**વ્યવસ્થાપક, આનંદાશ્રમ, નવાગામ પોસ્ટ બીલખા-કાઠિયાવાડ.**

———[*]———

જરૂરી

**સૂચના:—લેખસંબંધી અને માસિકસંબંધી સર્વે પત્રવ્યવહાર શ્રી. વ્યવસ્થાપક આનંદાશ્રમ, નવાગામ-પોસ્ટ બીલખા (કાઠિયાવાડ) એ શિરનામે કરવો.**

તંત્રી અને પ્રકાશક: શ્રી. મહારાણીદાસ ગોકુળદાસ દેસાઈ, વેદાંતભૂષણ-માંગરોળ-કાઠિયાવાડ.

શ્રી ભગવતસિંહજી ઇલેક્ટ્રિક લિથો એન્ડ પ્રિન્ટિંગ પ્રેસ.
માલિક મુદ્રક: પારેખ કેવળચંદ કાનજીભાઈ, ગોંડલ.



श्रीदक्षिणामूर्तिनाथसद्गुरवे नमः॥




आनंदं ब्रह्मणो विद्वान् न बिभेति कुतश्चन ।

અર્થઃ—આનંદસ્વરૂપ બ્રહ્મને જાણનાર કોઇથી પણ ભય પામતો નથી.

તૈત્તિરીય–ઉપનિષત્

વર્ષ ૧૩ મું ] સંવત્ ૨૦૦૨ દ્વિતીય ચૈત્ર [ અંક ૧૨ મો

## ભક્તગીત

રાગ. ઓધવજીનો સદેશો

[ લેખકઃ–શ્રી. મહારાણીદાસ ગોકુલદાસ દેસાઈ–વેદાંતભૂષણ ]

એક સખી લખતી બીજીને મર્મમાં,
ટુંકામાં પણ અંતર ઊંડી વાત જો;
ચતુર સખી સમજી લે એના મર્મને,
થોડામાં પણ પૂરી સમજે વાત જો ૧
એમ લખું હું બંધુઓને મર્મમાં,
મારા મનની નાથપ્રભુની વાત જો,
દક્ષ બંધુ સમજી લે સાચા મર્મને,
થોડામાં પણ પૂરી સમજે વાત જો. ૨
નાથપ્રભુનાં દર્શન જેને સાંપડ્યાં,
પ્રકટે તેને નાથપ્રભુમાં પ્રેમ જો;
પણ વિવેકવણ જાણે નહિ કો જીવડા,
નાથપ્રભુનાં સ્વરૂપ જૂજવાં એમ જો. ૩
દેહરૂપ ઊપર તો પહેલું દીસતું,
તેમાં દેહી સ્વરૂપ બીજું હોય જો;

ત્રીજું આત્મસ્વરૂપ અંતરમાં ઊજળું,
સ્વરૂપ ચોથું વિભુ સર્વત્રજ હોય જો. ૪
ચારે સ્વરૂપ જીવોનાં પણ જૂજવાં,
પણ જીવો જાણે નહિ ચાર સ્વરૂપ જો;
નાથપ્રભુ ચારેને જાણે જૂજવાં,
માટે નાથ પ્રભુ તો ઈશ અનૂપ જો. ૫
ચારેને ભેગાં એકજ આકારમાં,
જીવો જાણે પ્રસિદ્ધ જે આ રૂપ જો;
તે ખોટું અનુભવતાં અકળાયે ઘણું,
ફાંસામાં કો ફસેલ જાણે ભૂપ જો. ૬
નાથપ્રભુનાં પણ સ્વરૂપ જે ચાર છે,
તેમાં સાચે સાચું સ્વરૂપ એક જો;
વ્યાપી રહેલ હોવાથી સર્વત્ર તે,
શાસ્ત્રે તેની સંજ્ઞા કહી વિભુજ જો. ૭
નાથ પ્રભુનાં બીજાં સ્વરૂપ જૂજવાં,
માયામાં તેઓનો ઉદ્ભવ હોય જો;
ખરેખરાં નહિ જો કે સ્વરૂપ એ કહ્યાં,
પણ દુર્લભ જીવોને દર્શન હોય જો. ૮
દુઃખ થયું ઊભું સ્વપ્ને દારિદ્રયનું,
સ્વપ્નતણા ધનથી તે દૂર કરાય જો;
માયાના ફાંસામાં ફસેલ જીવનો,
માયિક નાથપ્રભુથી ફાંસો જાય જો. ૯
નાથપ્રભુ તો પોતે જાણે જૂજવા,
જૂદાં જૂદાં ચારેનાં જે રૂપ જો;
ચારેના વળી વિહાર અદ્ભુત જૂજવા,
વિહારની વળી જાણે રીત અનૂપ જો. ૧૦
નાથપ્રભુના વિહાર અદ્ભુત જૂજવા,
જૂદા જૂદા સ્વરૂપના શાસ્ત્રીય જો;
નિરખ્યા જેણે ભાવ ધરીને ભાવતા,
કૃતાર્થ, એવા બંધુઓ પણ પૂજ્ય જો. ૧૧
વિહાર વિધવિધ નાથપ્રભુના વર્ણવું,
જો પ્રભુ આપે વર્ણવવાનું જોર જો;
નિર્મળ મનમાં પ્રસન્નતા જેથી વધે,
સત્વર શમતાં સંસૃતિનો આ શોર જો. ૧૨

(ચાલુ)

———[ * ]———

## શ્રીનાથવચનામૃત

[ પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાન્]

સર્વ પ્રાણીઓમાં પરમાત્મા સર્વદા સમભાવે રહ્યા છે એ શાસ્ત્રનિર્ણયને સ્મરણમાં રાખી સર્વત્ર સમભાવ રાખવા સુદૃઢ સંકલ્પ કર્યો હશે તો ભક્તોદ્ધારક પ્રભુ તે નભાવવા સમર્થ છે.

સુસંકલ્પ ને સ્મરણથી, શુભવર્તન જો થાય;
તો ઇચ્છિતની પ્રાપ્તિ થઈ, સર્વે તાપ લિલાય. ૧

પરદોષ જોવામાં પાપ છે, ને સ્વદોષ જોવામાં પુણ્ય છે એમ સમજી પરદોષની ઉપેક્ષા કરશો, ને સ્વદોષ જોઈ તેનો પરિત્યાગ કરવા પ્રયત્નશીલ રહેશો.

સહનશીલતામાં ને પ્રસન્નતામાં વધારો કરશો, ને સ્વધર્મપાલન ચાલુ રાખશો.

ક્ષમા, દયા ને ગુણગ્રાહકતાવડે ક્રોધનો વિનાશ કરવા સર્વદા ઉદ્યોગી રહેશો, સંગમાં પણ અસંગી રહેતાં શીખશો.

બુદ્ધિની સાત્ત્વિકતા ને સૂક્ષ્મતા વધારી સર્વ વિકારોને વશ વર્તાવતા રહેશો.

અંતઃકરણની નિર્મલતામાં ને શાંતિમાં વધારો કરી પ્રસન્ન રહેશો.

પરમાર્થના સાધનોનું સેવન અને મોક્ષશાસ્ત્રનું વાચન પ્રીતિપૂર્વક ચાલુ રાખશો. સાત્વિક મનોબલમાં ઉત્તરોત્તર વધારો કરી પ્રતિબંધકોને દૂર કરતા રહેશો. પ્રતિબંધક સંસ્કારો બલહીન થવાથી સંતોષકારક અભ્યાસ થઈ શકશે.

જેમ જેમ તમારો શુભભાવ પરિપાક પામતો જશે તેમ તેમ તમારી શુભભાવનાનુસાર તમને અનુકૂળતા પ્રાપ્ત થયા કરશે, માટે શુભભાવનાનું તીવ્રપણું વધારતા રહેશો.

તમને જે ધ્યેયના ધ્યાનવડે સંતોષ થાય છે, ને જે ધ્યેયમાં તમારા ચિત્તની શીઘ્ર એકાગ્રતા થઈ જાય છે તેજ ધ્યેયમાં ચિત્તને સ્થિર સ્થાપવા પ્રયત્ન ચાલુ રાખશો. એમ કરવાથી પરિણામે ધ્યેયના વાસ્તવિક સ્વરૂપનો આવિર્ભાવ તમારા ચિત્તમાં થશે. બ્રહ્મવિચારકાલે ધ્યેયનું વાસ્તવિક સ્વરૂપ બ્રહ્મજ છે એમ જાગૃતિ રાખી તે સ્વરૂપને મતિમાં આરૂઢ કર્યા કરશો.

સગાંવહાલાંઓનો સમાગમ પ્રવાસીઓના સમાગમ જેવો છે.

સંસાર અનેક પ્રકારની વિચિત્રતાવાળો છે. જીવો કર્મના વહનમાં તણાયા જાય છે. સંસારમાં જે વેલા જે કર્તવ્ય પ્રાપ્ત થાય તે વેલા તે કર્તવ્ય શોકમોહ પામ્યાવિના ધૈર્ય ને સાવધાનતાથી કરવું એજ કર્તવ્ય કર્યું ગણાય છે.

"ટીપું સાગરમાં મળે, સાગર ટીપામાંય;
ઉભય રીતે સાગર રહે, ટીપું ન રહે ત્યાંય. ૧
જીવ બ્રહ્મમાં જઈ મળે, જીવમાં બ્રહ્મ જણાય;
ભેદ ટળે બંને રીતે, એક અદ્વૈત દર્શાય." ૨ (ચાલુ)

——[ * ]——

# श्रीसनत्सुजातीयम्

( શ્રીશાંકરભાષ્યસમેત )

[ અનુવાદકઃ શ્રી. મહારાણીદાસ ગોકુલદાસ દેશાઈ–વેદાંતભૂષણ ]

( અનુસંધાન ગત અંકના પૃષ્ઠ ૧૧૯થી )

यः सहस्रं सहस्राणां पक्षानाहृत्य संपतेत् ।
नान्तं गच्छेत् कारणस्य यद्यपि स्यान् मनोजवः ।
योगिनस्तं प्रपश्यन्ति भगवन्तं सनातनम् ॥ २५ ॥

દેવ જેવા ઉંચામાં ઉંચી કોટિના સામર્થ્યવાળો પણ કોઈ જીવ હજારો ગણી હજારની સંખ્યામાં મનના જેટલા વેગવાળી ઇંદ્રિયોને સાથે લઇને ઉડે અને એમ કરીને બ્રહ્મ કેવડું વા કેટલું છે એવો પાર પામવા પ્રયત્ન કરે તોપણ તે બ્રહ્મ કેવડું વા કેટલું છે એવો પાર તે કદી પામી શકે એમ નથી. તેનું કારણ એવું છે કે ઇંદ્રિયો પણ કોઇ મૂળથીજ એટલે નિત્ય સનાતન ઇંદ્રિયોજ છે એમ નથી. ઇંદ્રિયો પણ સઘળી ઉપજીને ઉપસ્થિત થનારી છે, અને જે કાંઇ ઉપજીને ઉપસ્થિત થનારું હોય તે તેના કારણ પદાર્થની અપેક્ષાએ સ્થૂલ હોવાથી સૂક્ષ્મ કોટિના કારણપદાર્થનું ગ્રહણ કરવા તે કદી સમર્થ થાય નહિ. એમ હોવાથી જે મહાભૂતોરૂપ સજાતીય કારણમાંથી ઇંદ્રિયો ઉપજીને ઉપસ્થિત થાય છે તે મહાભૂતોના પણ સૂક્ષ્મ સ્વરૂપને ગ્રહણ કરવા ઇંદ્રિયો સમર્થ હોતી નથી તો પછી મહાભૂતોના પણ કારણપદાર્થભૂત માયાનું ગ્રહણ કરવા તો ઇંદ્રિયો ક્યાંથીજ સમર્થ થાય ? અને સજાતીય કારણ પદાર્થભૂત માયાનું ગ્રહણ કરવા ઇંદ્રિયો સમર્થ ન થાય તો પછી વિલક્ષણ એવા તત્ત્વભૂત કારણપદાર્થ બ્રહ્મનું ગ્રહણ કરવા તો ઇંદ્રિયો સમર્થ નજ થાય એ સહજ સમજાય એવું છે. એટલે પ્રથમ તો ઇંદ્રિય કોઇ બ્રહ્મનું ગ્રહણ કરવા સમર્થ હોય નહિ એ વાતમાં કોઈ શંકાને અવકાશ નથી એમ છતાં કદી માની લેવામાં આવે કે ઇંદ્રિયો બ્રહ્મનું ગ્રહણ કરી શકે તો પણ બ્રહ્મની વિભુતા એટલે વ્યાપકતા એવી અપાર છે કે હજારો ગણી હજારની સંખ્યામાં અને દેવકોટિના સામર્થ્યવાળી એટલે ઉંચામાં ઉંચી કોટિના સામર્થ્યવાળી અને મનના વેગવાળી ઇંદ્રિયોને સાથે લઇને પણ બ્રહ્મની વિભુતાનો પાર કાઢવાનો કોઇ જીવ પ્રયત્ન કરે તોપણ તે બ્રહ્મની વિભુતાનો પાર કાઢી શકે એવું નથી. તાત્પર્ય કે બ્રહ્મ જેવું છે તથા જેવડું છે તે કોઈ પણ એક વા અનેક ઇંદ્રિયોના સહાયથી જાણવા કરેલો કોઇ પ્રયત્ન સફળ થાય એવું નથી.

બ્રહ્મ જેવું છે તેવું તથા જેવડું છે તેવડું જાણવાનો માત્ર એકજ માર્ગ છે અને તે એ છે કે જીવે તેના સ્થૂલ સૂક્ષ્મ તથા કારણકોટિના દેહમાત્રથી અલગ પડી પોતાના આત્મારૂપે એટલે પોતાના ખરા સ્વરૂપરૂપે અંગુઠા જેવડા હૃદયમાં રહેલા હોવાથી પ્રથમ અંગુઠા જેવડા જણાતા બ્રહ્મસાથે પોતાની એકતા સાધવી અને એ એકતા સધાતાં પછી બ્રહ્મ જેવું છે તેવું તથા જેવડું છે તેવડું તે આપે-આપ તેને પોતાનાજ સ્વરૂપરૂપે જણાઈ રહેશે.

બ્રહ્મને જાણવાનો આ એકજ માર્ગ છતાં પોતાના ખરા સ્વરૂપભૂત બ્રહ્મને ભૂલીને ખોટા એવા દેહરૂપને વા દેહીરૂપને પોતાનું ખરું સ્વરૂપ માનવાની જીવને જે ભ્રમણા ઊભી થયેલી છે તથા તેથી દેહરૂપના વા દેહીરૂપના ખોટા સુખે સુખી અને ખોટા દુઃખે દુઃખી થતાં રહેવાનો જે અનર્થ લાગુ પડ્યો છે તેમાંથી ઉગરવું એ જીવનો ખરો ઇષ્ટ અર્થ હોવો જોઇએ એમ જેને સમજાયું હોય અને તેથી અનર્થમાંથી ઉગરીને ઇષ્ટ અર્થને સાધવા જેને ઇચ્છા પ્રગટે તેણે એ એકજ માર્ગનો આશ્રય કરીને પોતાનો ઉદ્ધાર કરવો રહ્યો એમ જાણીને તે એકજ માર્ગનો આશ્રય કરવો જોઇએ.

—. એ એકજ માર્ગનો આશ્રય કરીને જેઓ દેહરૂપથી વા દેહીરૂપથી અલગ પડીને અંગુઠા જેવડા હૃદયમાં રહેલા હોવાથી પ્રથમ અંગુઠા જેવડા જણાતા પોતાના આત્માસ્વરૂપે રહેલા બ્રહ્મસાથે પોતાનો યોગ સાધી શકે છે તેવા યોગીઓજ એ બ્રહ્મ જેવું છે તેવું તથા જેવડું છે તેવડું યથાવત્ જાણવા ભાગ્યશાળી થાય છે બીજાઓ જેઓ દેહરૂપથી વા દેહીરૂપથી અલગ પડી શકતા નથી તેઓ બ્રહ્મ પોતાના આત્મા સ્વરૂપે પોતાના હૃદયમાં રહેલું હોવા છતાં તેનું દર્શન પામવા ભાગ્યશાળી થતા નથી. માટે વિવેકીએ દેહરૂપથી તથા દેહીરૂપથી પૃથક્ પડીને પોતાના અંગુઠા જેવડા હૃદયમાં પોતાના આત્મા સ્વરૂપરૂપે રહેલા બ્રહ્મ સાથે પોતાનો યોગ સાધવો જોઇએ કારણ કે કૃતાર્થતા એમ કરવાથી સાંપડે એમ છે.

श्रीशांकरभाष्यम् ।

इदानीं ब्रह्मणोऽनंतत्वं कथयति यः सहस्रमिति।

હવે यः सहस्रं० ॥ એમ આ શ્લોકવડે બ્રહ્મ અનંત છે એમ કહે છે.

यः पुरुषः सहस्राणां सहस्रं पक्षानाहृत्यात्मनः पक्षान् कृत्वा संपतेत् ॥

જે કોઈ પુરુષ હજારોગણી હજાર પાંખોને સાથે લઇને એટલે એટલી પાંખો પોતામાં ઉપજાવીને ઉડે

अनेकशः कोटिकल्पं सः पुरुषो नान्तं गच्छेत् सर्वकारणस्य परमात्मनः ।

તે પુરુષ ભલે અનેક દિશામાં ઉડે અને કરોડ કલ્પપર્યંત ઉડયા કરે તોપણ સર્વના કારણભૂત પરમાત્માના અંતને તે કદી પામી શકે એમ નથી

यद्यप्यसौ मनोजवस्तथापि तस्यान्तं न गच्छेत् ।

કદી તે પુરુષ મનના જેવા વેગથી ગતિ કરનારો હોય તોપણ તે બ્રહ્મના અંતને (પારને) કદી પામી શકે એમ નથી

यस्मादंतं न गच्छति तस्मादनंतः परमात्मेत्यर्थः ।

જેથી તેનો અંત (પાર) પામી શકાય એમ નથી તેથી પરમાત્મા અનંત છે એમ કહેવાનો ભાવ છે.

योऽनंतः परमात्मा तं योगिन एव पश्यन्ति ॥ २८ ॥

જે પરમાત્મા અનંત છે તેનું યોગીઓનેજ દર્શન થાય છે. (ચાલુ)

——[*]——

# आचार्यप्रवर श्रीमन् नथुरामशर्माजी

[ લેખકઃ—શ્રી. કરણસિંહજી લાલસિંહજી ઠાકોર બી. એ. ]

( અનુસંધાનઃ ગત અંક ૧૦માના પૃષ્ઠ ૧૦૪થી ચાલુ )

શ્રોત્રિય ને બ્રહ્મનિષ્ઠ મહાપુરુષજ સદ્ગુરુ થઈ શકે અથવા આચાર્યસ્થાને બિરાજી શકે એવી શાસ્ત્રાજ્ઞા છે. આવા આચાર્યજ શાસ્ત્રના અર્થને સમજાવી શકે, બીજાઓને સદાચારમાં સ્થાપન કરી શકે અને પોતે પણ શાસ્ત્રાજ્ઞાનું સારી રીતે પાલન કરી શકે. શ્રી ગીતાના "ક્ષેત્રક્ષેત્રજ્ઞ-વિભાગ યોગ" નામના તેરમા અધ્યાયમાં આ પ્રકારના આચાર્યના ઉપાસનમાટે ભગવાને ભાર મૂક્યો છે.

સાચું આચાર્યજીવન સામાન્ય વસ્તુ નથી, તેમ એ જીવન પુષ્પશૈય્યા કે આરામ સ્થાન પણ નથી. સજૈયાની તીક્ષ્ણ ધારપર ચાલવાજેવો કપરો એ માર્ગ છે. ધર્મ સ્થાપન કરવું અને જનસમાજને ધર્મમાં પ્રેરવો એ બાળકનો ખેલ નથી. એ એમનું કાર્ય છે કે જેમણે ધર્મને જીવનમાં વણ્યો છે-પોતાનું જીવન ધર્મમય બનાવ્યું છે. શ્રીમન્નથુરામશર્માજી ઉપરોક્ત શાસ્ત્રાજ્ઞાનુસાર આચાર્યપદે બિરાજ્યા હતા. ધર્મજ તેઓશ્રીનું જીવન હતો અને તેઓશ્રીનું જીવન ધર્મ હતું. સાચું કહીએ તો તેઓશ્રી ધર્મમૂર્તિ બની હતા. તેઓશ્રીના વિચારો ધર્મમય હતા, વાણી ધર્મમય હતી, વર્તન ધર્મમય હતું. ધર્મના પ્રચારમાટે અને જનસમૂહને ધર્મમાર્ગે વાળવાનોજ તેઓશ્રીનો પ્રયત્ન હતો.

તેઓશ્રી મોટા આચાર્ય હોવા છતાં વસ્ત્રો સાદાં, ખાનપાન સાદું, નિવાસસ્થાન સાદું, રહેણીકરણી સાદી-તત્ત્વવેત્તાની સાદાઈ અને સંતની સરલતાથી એ જીવન શોભતું. આચાર્ય સ્થાને છતાં તેઓશ્રી એક તપસ્વીનું જીવન જીવતા. અને રાત્રિદિવસ લોકકલ્યાણ માટે જ તેઓશ્રીની પ્રવૃત્તિ હતી. ભગવાન્ ભાસ્કર જેટલી નિયમબદ્ધતાથી ઊગે ને આથમે એટલીજ નિયમબદ્ધતાથી ઉત્થાનથી માંડી શયનપર્યંત તેઓશ્રીનું જીવન વ્યતીત થતું. મનુષ્ય માત્રને આરામ જોઈએ, એકાંત જોઈએ, આશાએશ જોઈએ. સતત કર્તવ્યનિષ્ઠાએ તેઓશ્રીના આરામને અળપી લીધો હતો. એકાંતને એ જીવનમાં સ્થાન ન હતું, કેમકે માનવકલ્યાણમાં તેઓશ્રીનાં દ્વાર ખુલ્લાં રહેતાં. માનવકલ્યાણની તન્મયતા સદાકાળ જીવનમાં જામી હો ત્યાં આશાએશને ક્યાં સ્થાન હોય ? જ્યારે દર્શન કરીએ ત્યારે, જ્યારે સમાગમમાં આવીએ ત્યારે-પછી તેઓશ્રી પ્રવાસમાં વિચરતા હોય કે આશ્રમમાં બિરાજતા હોય, પારાવાર શરીરશ્રમ જણાતો હોય કે શરીરનું અસ્વાસ્થ્ય હોય એ બધી સ્થિતિમાં કૃષ્ણચંદ્ર જેવા નિષ્કામ કર્મયોગીનાં દર્શન થતાં-લોકહિતમાં નિમગ્ન ગુણાતીતની ઝાંખી થતી. લોકસંગ્રહ માટેજ જીવન હોય એમ સમજી તેઓશ્રી ક્ષણેક્ષણનો સદુપયોગ કરતા. જાણે પરમાત્માને જીવનનો હિસાબ ન આપવો હોય ! ઘડિયાળના કાંટાજેવું નિયમિત ને એકધારું એ જીવન-એમાં જરાપણ ગતિભંગ નહિ, જરાપણ અવ્યવસ્થા નહિ, જરાપણ ક્ષતિ નહિ, ગંગાના પ્રવાહજેવો અખંડ એકધારો એ પ્રવાહ...!

તેઓશ્રી મહાન્ આચાર્ય છતાં તેઓશ્રીના નિવાસસ્થાનના દ્વારપર દ્વારપાલ નહિ. તેઓશ્રીના શયનસ્થાનના દ્વારપર સ્વયંસેવકનો પહેરો નહિ. તેઓશ્રીની સેવામાં ઊભવા કોઈ સેવકની હાજરી નહિ. તેઓશ્રી સ્નાન કરતા હોય કે ભોજન કરતા હોય, સંધ્યા કરતા હોય કે લેખનકાર્યમાં પ્રવૃત્ત હોય ત્યાં કોઈને પછી-તે શિષ્ય હો કે અશિષ્ય, સાધક હો કે અસાધક-પ્રતિબંધ નહિ. તેઓશ્રી

જીવન પ્રજાકીય વારસો હોય એમ તેઓશ્રીનાં દ્વાર સૌમાટે સદાકાળ ખુલ્લાં રહેતાં !...

જીવનસર્વસ્વ કુરબાન કરી શકે એવા અનેક શિષ્યો હોવા છતાં કદી કશી યાચના નહિ, યાચના તો શું, પણ કશું મેળવવાની કામના નહિ અનેક શિષ્યોના સદ્ગુરુ છતાં જીવનભરનું આવું અસંગ—આવું અપ્રતિમ અયાચકવ્રત ખરેખર મુગ્ધ કરે એવું છે...! અર્જુનસમા સખાભક્તો સાંપડયા છતાં કદી કોઈ સાથે ગુપ્તવ્યવહાર મંત્રણા નહિ, નિરર્થક વાર્તાલાપ નહિ. જ્યારે જોઈએ ત્યારે એજ જ્ઞાનચર્ચા, એજ ધર્મચર્ચા, એજ પરમાર્થચર્ચા...!

સમર્થ શ્રોત્રિય હતા એટલેજ શ્રુતિ, સ્મૃતિ, પુરાણ આદિ ભિન્નભિન્ન શાસ્ત્રોનો સુંદર સમન્વય તેઓશ્રી કરી શકતા. ન્યાય, વૈશેષિક, સાંખ્ય, યોગ, પૂર્વમીમાંસા ને ઉત્તરમીમાંસા આ ૭ દર્શનોની એકવાક્યતા કરી મુમુક્ષુની મુંઝવણ તેઓશ્રી ટાળી શકતા, ને વૈદિક કર્મ, ઉપાસના તથા જ્ઞાનનું રહસ્ય સમજાવી શકતા, અધિકારપ્રમાણે સાધકને તેમાં પ્રેરી શકતા. આવું સચોટ શાસ્ત્રીયજ્ઞાન ન હોય તો ધર્મસ્થાપનનું કાર્ય ન થાય તેમજ જિજ્ઞાસુજનોને ધર્મમાર્ગે પ્રેરી પણ ન શકાય. તેઓશ્રી શ્રોત્રિય હતા તેમ બ્રહ્મનિષ્ઠ મહાપુરુષ પણ હતા અને આથી તેઓશ્રીનું આચાર્યપદ શોભતું. તેઓશ્રીના જીવનમાં સાચી સાધુતા હતી એટલેજ જિજ્ઞાસુઓ ખેંચાતા. તેઓશ્રીની વાણી "ઉદ્વેગ નહિ કરનારી, સત્ય, પ્રિય ને હિત કરનારી" હતી એટલેજ સૌ પર તેની અસર થતી. તેઓશ્રી કહેતા એ પ્રમાણેજ કરતા અને બોલતા તે પ્રમાણેજ આચરતા એટલેજ જનસમૂહ તેઓશ્રીને અનુસરતો. બ્રહ્મદશાએ પહોંચેલા સંત છતાં તેઓશ્રી સદાકાળ વેદપ્રતિપાદિત સંધ્યાવંદનાદિ નિત્યકર્મમાં—ત્રિકાલસ્નાનસંધ્યામાં પ્રવૃત્ત રહેતા એટલેજ તેઓશ્રી જનસમાજને પ્રેરી શક્યા હતા. તેઓશ્રીના જીવનમાં ભક્તિની સરલતા હતી, યોગનો સંયમ હતો, જ્ઞાનનો પ્રકાશ હતો. આવું જીવન જોઇને સાધકોને ભક્તિમાં, યોગમાં, જ્ઞાનમાં પ્રેરણા મળતી. તેઓશ્રીના સમસ્ત જીવનમાં શાસ્ત્રાજ્ઞાનું પાલન જોવાતું. તેઓશ્રીની પ્રત્યેક પ્રવૃત્તિમાં ધર્મનું રહસ્ય જણાતું. જાણે એ જીવન જીવતું શાસ્ત્ર ન હોય! (ચાલુ)

---

## ગુરુભક્ત વીર દિલીપ

[ સંપાદકઃ એકભક્ત–આનંદાશ્રમ ]

( અનુસંધાન ગતાંકથી ચાલુ )

આમ પ્રતિદિન સેવા કરતાં કરતાં વીશ દિવસ વીતી ગયા ને એકવીશમે દિવસે ગાય ચરાવવામાટે રાજા દિલીપ વનમાં આવેલા છે ત્યારે તે દિવસે તેમની ગુરુભક્તિની પરીક્ષા કરવા આ એક અદ્ભુત પ્રસંગ ઉપસ્થિત થયોઃ—

હિમાલયના ઘોર અરણ્યમાં ગાય ચરી રહી છે, ને અચાનક પાસેની એક ગુફામાંથી ભયંકર સિંહ ત્રાડ મારી ગાયને થાપો મારી તેનું ભક્ષણ કરવા દોડે છે. આવા ભયંકર હિંસક મહાબલવાન્ સિંહને જોઈ ગાય થરથર કંપી ઊઠી, ને દયાર્દ્ર નેત્રોદ્વારા પોતાનું રક્ષણ કરવા જાણે રાજાને વિનવતી હોય તેમ રાજા દિલીપ સામે જોઇ રહી પોતાના ગુરુના ધનરૂપ આ ગાયનું રક્ષણ કરવા રાજાએ ને સિંહને મારવા માટે પોતાના ખભે રહેલા ભાથામાંથી બાણ કાઢવામાટે જેવો હાથ ઉંચો કર્યો કે તુરત તે ત્યાંજ સજ્જડ થઇ ગયો રાજા તો આથી ક્રોધાતુર અને આશ્ચર્યમુગ્ધ થઇ હવે શું કરવું ને હવે આ ગાયનું કેવી રીતે રક્ષણ કરવું તે વિચારવા લાગ્યા. જેમ સર્પ મંત્રાદિના બળે સજ્જડ થઈ જાય તે વધારે ક્રોધિત બને છે તેમ પોતાનો

હાથ સજ્જડ બંધાઈ જતાં તેઓ ક્રોધાતુર થઈ મુંજવા લાગ્યા. તે વેળા ગાયપર આક્રમણ કરતાં તે સિંહ સત્પક્ષપાતી ગુરુભક્ત મનુવંશભૂષણ મહાપરાક્રમી રાજા દિલીપને કહે છે:—

**अलं महीपाल! तव श्रमेण प्रयुक्तमप्यस्त्रमितो वृथा स्यात्।**
**न पादपोन्मूलनशक्तिरंहः शिलोच्चये मूर्छति मारुतस्य॥**

હે રાજન્! હવે બસ કરો, વૃથા પરિશ્રમ ન કરો. મારાપર તમારું શસ્ત્ર ચાલવાનું નથી, જેમ મોટાં વૃક્ષોને ઉથલાવી નાંખનાર વાયુનો વેગ પર્વતોને ઉખેડી શકતો નથી તેમ તમારું બાણ મને કંઈ કરી શકે તેમ નથી કારણકે:—

**कैलासगौरं वृषमारुरुक्षोः पादार्पणानुग्रहपूतपृष्ठम्।**
**अवेहि मां किंकरमष्टमूर्तेः कुम्भोदरं नाम निकुंभमित्रम्॥**

કૈલાસજેવા ધવલ વર્ણવાળા નંદીપર બેસતી વેળા શિવજીનાં ચરણો ધરવાવડે જેની પીઠ પવિત્ર થઈ છે એવો ને પાર્વતીજીના નિકુંભનામના સિંહનો હું કુંભોદર નામવાળો શિવજીનો પ્રસિદ્ધ અનુચર છું, એમ હે રાજન્! તમે જાણો.

હે રાજન્! આ સામે જે દેવદારનું વૃક્ષ છે, તે શ્રીપાર્વતીજીને ઘણુંજ વહાલું છે. એક વેળા કોઈ જંગલી હાથીએ આવી તેની સાથે પોતાના શરીરને ઘસ્યું તેથી તેની છાલ ઊતરી ગઈ ત્યારે પોતાના વ્હાલા વૃક્ષની આવી દુર્દશા થયેલી જોઈ પાર્વતીજી ઘણો શોક કરવા લાગ્યાં, એટલે ત્યારપછી શ્રીપાર્વતીજીના સંતોષની ખાતર આ દેવદારની રક્ષા કરવા મને શિવજીએ આજ્ઞા આપી છે ને આ વૃક્ષપાસે આવનારનું હું ભક્ષણ કરી મારો જીવનનિર્વાહ ચલાવું છું.

હે રાજન્! આજે શ્રીરુદ્રભગવાનની પ્રેરણાથી આ ગાય અહીં મારા ભોજન-માટે આવી ચઢી છે, તેથી તેનું ભક્ષણ કરી મારી ક્ષુધાને હું આજે શાંત કરીશ. તમારું બાણ મારાપર શ્રીરુદ્રની કૃપાથી ચાલી શકે તેમ નથી, માટે તમારો સર્વ પ્રયત્ન વ્યર્થ છે તેથી તમે આ ગાયને છોડી ચાલ્યા જાઓ, ને મને મારી ક્ષુધા નિવૃત્ત કરવા દો. જ્યારે આ ગાયને મારી પાસેથી છોડાવી શકો તેમ નથી, ત્યારે તમે ગુરુના અપરાધી પણ નજ ગણાઓ; કારણકે તમારા સામર્થ્ય બહારની આ વાત છે, તેથી તમે નિર્દોષ છો, ને તેથી તમને લાંછન પણ નજ લાગે. વળી તમે રાજા છો તેથી તમે આ ગાયના બદલામાં ગુરુની પ્રસન્નતા પ્રાપ્ત કરવા બીજી હજારો ગાયો તેમને તમે અર્પણ કરી શકો તેમ છો માટે આ ગાયનો તમે શોક ન કરો.

હે રાજન્! ભૂખ્યાંને ભોજન ન આપવું અથવા ભૂખ્યાં પાસેથી અન્ન છીનવી લેવું એતો મહાન્ પાપ ગણાય. ભૂખ્યાંને ભોજન આપવાથીજ પુણ્યપ્રાપ્તિ થાય છે, એટલે હું ઘણા દિવસનો ઉપવાસી છું ને આ ગાયરૂપી અન્નથી પારણું કરી આજે હું તૃપ્ત થઈશ તેથી તમને મહાપુણ્ય થશે, પાપ નહિ થાય, માટે તમે હવે અહીંથી જાઓ, અને આ ગાયની મમતા છોડી દો. આથી વિશેષ ઉપાય કરશો કામ આવે તેમ નથી.

આવી યુક્તિયુક્ત તે સિંહની વાતો સાંભળીને ભગવાન્ શંકરની શક્તિથીજ આ મારો હાથ ભાથાપર સજ્જડ ચોંટી ગયો છે એમ રાજા દિલીપે નિશ્ચયપૂર્વક જાણી લઈ પોતાના ગુરુદેવના ધનરૂપ ગાયનું રક્ષણ કરવા તે સિંહને તેઓ નીચે પ્રમાણે કહેવા લાગ્યાઃ—

હે રદ્રગણ! તારું કહેવું બરાબર છે, પરંતુ જે સેવક પોતાનાં પ્રાણ આપીને પણ ગુરુના ધનની રક્ષા કરતો નથી તે મહાસ્વાર્થી ને પાતકી ગણાય છે. તું પણ પોતાના સ્વામી-ગુરુરૂપ શિવજીની આ વસ્તુ જે દેવદારનું વૃક્ષ છે તેની તનમનથી રક્ષા કરે છે, વળી

આ ગાય મારા ગુરુદેવને અત્યંત વહાલી છે; ને તેથી તેને બદલે હજારો ગાયો આપવાથી પણ તેઓને પ્રસન્ન કરી શકાય તેમ નથી, માટે હે ભાઈ! આટલું તો મારું વચન માન્ય રાખઃ—

स त्वं मदीयेन शरीरवृत्तिं देहेन निर्वर्तयितुं प्रसीद।
दिनावसानोत्सुक बालवत्सा विसृज्यतां धेनुरियं महर्षेः ॥

જો તું ભૂખ્યો હોય તો આ મારા શરીરનું ભોજન કરી તારી ક્ષુધાને શાંત કર, ને મારા ગુરુદેવની વહાલી આ ગાયને તું છોડી દે, કારણકે તુરતમાંજ વીયાએલી આ ગાયનું વાછરડું તેનું દૂધ પીવામાટે ભૂખ્યું ઘલવલતું હશે, ને સાયંકાલ પડી જવાથી તે પોતાની માતા હમણાંજ આવશે એમ જાણી વન તરફ મીટ માંડી રહ્યું હશે! મારા ગુરુ પણ હોમવેળા થવાથી અમારા બંનેની રાહ જોતા હશે, એક સાથે ત્રણે જીવોની આશાનો ઉચ્છેદ ન કર તો સારું, પણ મારું ભક્ષણ કરીને તું તારી ક્ષુધા શાંત કર આવાં રાજાનાં વચનો સાંભળી મંદહાસ્ય કરતો કરતો સિંહ પુનઃ કહેવા લાગ્યોઃ—

एकातपत्रं जगतः प्रभुत्वं नवं वयः कान्तमिदं वपुश्च।
अल्पस्य हेतोर्बहुहातुमिच्छन् विचारमूढः प्रतिभासि मे त्वम् ॥

અરે! હે રાજન્! તમે કેવા ભોળા ને વિચારશૂન્ય જણાવ છો! વિચારો તો ખરા! એક બાજુ સાર્વભૌમ સત્તાસહિત રાજ્યદેહ, યૌવનાવસ્થા, ને સર્વોત્તમ રાજસુખો ક્યાં, ને બીજી બાજુ એક તુચ્છ વસ્તુરૂપ આ ગાય ક્યાં! આ માટે તમે તમારું જીવન અર્પણ શામાટે કરો છો!

હે રાજન્! તમારા મરણથી પ્રજા દુઃખી થશે, અને જો તમે જીવિત હશો તો પ્રજાપાલનરૂપ પુણ્યસંપાદન કરનાં ભાગ્યશાળી થશો, ને તમારા ગુરુદેવને પણ ગાયના બદલામાં ગામ ગરાસ અને હજારો બીજી દુઝણી ગાયો આપી પ્રસન્ન કરવા સમર્થ છો, માટે આવા નજીવા કારણે પ્રાણ ન ગુમાવો તો સારું.

निशम्य देवानुचरस्य वाचं मनुष्यदेवः पुनरप्युवाच।
धेन्वा तदध्यासितकातराक्ष्या निरीक्ष्यमाणः सुतरां दयालुः ॥

શિવગણરૂપ આ સિંહની વાણી સાંભળતાં ગાય જાણે પોતાની રક્ષા કરવા દીનનેત્રોથી રાજાને વિનવતી હોય એમ રાજા સામે જોઈ રહી છે ત્યારે દિલીપનું અંતઃકરણ વલોવાઈ જાય છે, ને કહે છે; હે રુદ્રગણ! તમારું કથન વાસ્તવિક નથી, કારણકે ગુરુસેવા એજ પરમ સેવા છે. ગુરુસેવાથીજ ઇચ્છિત સર્વ સુખો પ્રાપ્ત થાય છે. પ્રજાનું પાલન કરવું એ રાજાનો ધર્મ છે, પણ ગુરુસેવા કરવી એ તેનો પરમ ધર્મ છે, માટે ગુરુના ધનરૂપ આ ગાય મને મારા પ્રાણથી પણ વિશેષ વહાલી છે, તેથી આ ગાયની રક્ષા કરવા મેં નિશ્ચય કર્યો છે, કારણકે આ દેહ નશ્વર છે, ને યશરૂપ જે દેહ છે તેજ અમર છે, માટે તેની રક્ષા માટેજ હું મારો દેહ તમને અર્પણ કરું છું. જ્યારે આવી દઢ ઇચ્છા રાજાની જોઈ ત્યારે તેણે ગાયને બદલે તેનો દેહ સ્વીકારવાની અનુમતિ આપી, ત્યારે રાજા આનંદપૂર્વક વિચારે છે કે આ મારો નશ્વર દેહ આજ ગુરુસેવામાં ઉપયોગી બને છે, ને ગુરુદેવની વહાલી આ ગાયની રક્ષા થશે, ને તેથી હું કૃતકૃત્ય છું એમ પોતાને ધન્યભાગી માનવા લાગ્યા, પછી રોમાંચ શરીરે આંખો બંધ કરી તેણે સિંહના પગમાં પોતાના દેહને પડતો મૂકી દીધો, ક્યારે સિંહનો પંજો પોતાના ઉપર પડે ને ગુરુસેવાની પૂર્ણાહુતિ આજે હું મારાં નેત્રે જોઉં, એમ વિચારી રહ્યા છે ત્યાં અચાનક આવાં નીચેનાં મધુર વચનો સંભળાયાંઃ— (ચાલુ)

——[ * ]——

# શ્રીआनंदाश्रम-समाचार

**[ અધિક ચૈત્ર માસ ]**

**મુખ્યભેટ:**—રૂ. ૬૧-૦-૦ શ્રી. ધનજીશાહ અરદેશર મીસ્ત્રી-મુંબઈ. રૂ. ૧૦-૦-૦ શ્રી. મોરારજી છગનલાલ-કરાચી.

**લઘુરુદ્ર તથા રુદ્રાભિષેક:**—શ્રી. પદ્મશંકર અંબાશંકર ત્રિવેદી તરફથી ચાર રુદ્રાભિષેક. શ્રી. તુલસીદાસ જેઠાભાઈ-કરાચી. સદ્‌ગત ગંગાબેન-સીંણુડા હા. શ્રી. હરજી કરનસ-સીણુડાં.

**ભોજનો:**—રૂ. ૧૦-૦-૦ શ્રી. જગજીવન રામજી-બેંગલોર. રૂ. ૨૦-૧૧-૬ શ્રી. કેશવલાલ દયાળજી આચાર્ય-લીંબડી. રૂ. ૨૪-૬-૦ એક ભક્તજન-જોરાવરનગર. રૂ. ૧૬-૨-૦ શ્રી. તુલસીદાસ જેઠાભાઈ-કરાંચીવાળાના લઘુબંધુ નરસીદાસનાં ધર્મપત્નીના કલ્યાણાર્થે. રૂ. ૫-૪-૦ શ્રી. બાલુસિંહ પ્રતાપસિંહ-દેલવાડા. રૂ. ૧૦-૮-૦ શ્રીમતી કસ્તુરબેન-મુંબઈ. રૂ. ૧૦-૦-૦ શ્રી. છગનલાલ ગાંડાભાઈ-મુંબઈ. રૂ. ૧૭-૮-૦ શ્રી. મૂળશંકર નરભેરામ પડીયા-મુંબઈ. રૂ.૨૦-૦-૦ સ્વ. ગંગાબેન મૂળજીના આત્મકલ્યાણાર્થે ભોજન હા. શ્રી. હરજી કરસન-સીણુડા.

**થાળ:**—રૂ. ૨-૧૨-૦ શ્રી. હરજીવન કેશવજી-મુંબઈ બે થાળ. રૂ. ૧-૪-૦ પ. શ્રી. બ્રહ્મપ્રકાશજી. રૂ. ૨-૮-૦ શ્રી. માણેકલાલ નાનજી ચંદારાણા-ગોધરા ૧ થાળ તથા દૂધ નિમિત્તે. રૂ. ૧-૪-૦ શ્રી. પદ્મશંકર અંબાશંકર ત્રિવેદી. રૂ. ૩-૧૨-૦ શ્રી. પદ્મશંકર અંબાશંકર ત્રિવેદી તરફથી અધિકમાસના સોમવારના થાળો. રૂ. ૧-૪-૦ શ્રી. મણિબહેન-બીલખા. રૂ. ૧-૪-૦ શ્રી. મોહનલાલ મકનજી-રાજકોટ. રૂ. ૧-૦-૦ શ્રી. અંબાશંકર ભાઈશંકર ત્રિવેદી જોરાવરનગરવાળા તરફથી સાયંઆરતીવેળા મેવો ધરવામાટે. રૂ. ૧-૪-૦ શ્રી. ચતુર્ભુજ બીમજી-પોરબંદર. રૂ. ૧-૪-૦ શ્રી. કૃપાશંકર જયરામ ભટ્ટ. રૂ. ૧-૦-૦ શ્રીમતી મણિબહેન-બીલખા. રૂ. ૨-૮-૦ શ્રી. રમણિકલાલ ચુનીલાલ-અમદાવાદ (બે થાળ.) રૂ. ૧-૪-૦ શ્રી. દેવશંકર શ્યામજી રાવળ. રૂ. ૨-૨-૩ એક ભક્તજન-મુંબઈ થાળ. રૂ. ૬-૪-૦ શ્રી. બાલુસિંહ પ્રતાપસિંહ-દેલવાડા પાંચ થાળ. રૂ. ૫-૦-૦ શ્રી. કરણુસિંહજી લાલસિંહજી ઠાકોરનાં ધર્મપત્ની (૪ થાળ.) રૂ. ૧-૪-૦ શ્રી. ઉપેન્દ્રસિંહજીનાં ધર્મપત્ની-જૂનાગઢ. રૂ. ૧-૪-૦ શ્રી. વ્રજલાલ વનમાળી-દહાણુ. રૂ. ૧-૦-૦ બાઈ દિવાળી લાલજી-દહાણુ. રૂ. ૧-૦-૦ શ્રી. લાલજી ત્રીભાભાઈ-જૂનાગઢ. રૂ. ૧-૪-૦ શ્રી. પોપટલાલ તારાચંદ વકીલ-જૂનાગઢ. રૂ. ૧-૪-૦ શ્રી. પ્રાણજીવનદાસ વિઠ્ઠલદાસ ધ્રુવ-મુંબઈ. રૂ. ૧-૪-૦ શ્રી. મોરારજી ઓધવજી અઢીયા. રૂ. ૧-૦-૦ રાણા કેસરીસિંહજી દોલતસિંહજી-ધ્રાંગધ્રા. રૂ. ૨-૬-૦ શ્રી. વિશ્વનાથ કાલીદાસ શુકલ-કુંડલા. રૂ. ૨-૮-૦ શ્રી. અમૃતલાલ નગીનદાસ-સુરત. રૂ. ૧-૮-૦ બેન પદ્માબેન. રૂ. ૨-૮-૦ બેન દોલતબેન-સુરત (બે થાળ) રૂ. ૧-૪-૦ ગં. સ્વ. જડીબહેન-જોરાવરનગર. રૂ. રૂ. ૧-૪-૦ ગં. સ્વ. સવિતાબહેન-જોરાવરનગર. રૂ. ૧-૪-૦ સીતાપુરવાળાં ગંગાબહેન. રૂ. ૧-૪-૦ શ્રી. રવિશંકર મોહનલાલ-સીતાપુર હા. અંબાશંકર ભાઈશંકર ત્રિવેદી. રૂ. ૧-૪-૦ શ્રી. કાનજી પુરુષોત્તમ-નાગેથી. રૂ. ૫-૦-૦ રૈખાબહેન. રૂ. ૧-૪-૦ શ્રી. મોરારજી છગનલાલ-કરાંચી. રૂ. ૨-૮-૦ સ્વ. ગંગાબહેનના આત્મકલ્યાણાર્થે (બે થાળ) હા. હરજી કરસન-સીંણુડા. રૂ. ૨-૮-૦ શ્રી. ચંપકલાલ મૂળશંકર-મેંદરડા (બે થાળ.) રૂ. ૫-૦-૦ સદ્‌ગત બાબુભાઈના કલ્યાણાર્થે હા. શ્રી. નગીનદાસ અંબાલાલ-ખંભાત. રૂ. ૨-૮-૦ મણિબહેન-બીલખા

(બે થાળ) રૂા. ૫-૦-૦ બેનસુખજીભા-ભીલખા. રૂા. ૧-૪-૦ શ્રી. મૂળશંકર નરભેરામ પડીયા-મુંબઈ. રૂા. ૬-૪-૦ શ્રી. શંકરલાલ મોહનલાલ-જામજોધપુર ૫ થાળ.

અખંડ દીપકઃ—રૂા. ૧-૦-૦ અ. સૌ. મણિબહેન તે શ્રી. અંબાશંકર ભાઈશંકર ત્રિવેદીનાં ધર્મપત્ની-જોરાવરનગર. રૂા. ૧-૦-૦ અ. સૌ. નિર્મળાબહેન પદ્મશંકર ત્રિવેદી. રૂા. ૦-૪-૦ શ્રી ચતર્ભુજ ભીમજી દવે-પોરબંદર. રૂા. ૨૧-૨-૦ શ્રી. હરખચંદ લક્ષ્મીચંદ શાહ-જૂનાગઢવાળાતરફથી અધિકમાસમાં અખંડદીપક રાખવામાટે મળ્યા છે. રૂા. ૨-૫-૬ અ. સૌ. શ્રી. મણિબેન માણેકલાલ ચંદારાણા-ગોધરા. રૂા. ૨-૦-૦ શ્રી. ત્ર્યંબકલાલ નાનાલાલ આચાર્ય-કરાચી. રૂા. ૧-૦-૦ શ્રી. તુલસીદાસ જેઠાભાઈ-કરાંચી. રૂા. ૧-૦-૦ શ્રી. મણિબેન નરભેરામ-ભીલખા. રૂા. ૨-૮-૦ શ્રી. અમૃતલાલ નગીનદાસ-સુરત રૂા. ૦-૧૨-૦ મોરારજી છગનલાલ-કરાચી રૂા. ૧-૪-૦ સ્વ. ગંગાબેનના આત્મકલ્યાણાર્થે દીપમાળ હા. હરજીભાઈ ૧-૪-૦ શ્રી. મૂળશંકર નરભેરામ પડીયા-મુંબઈ. રૂા. ૦-૧૨-૦ શ્રી. શંકરલાલ મોહનલાલ-જામજોધપુર. રૂા. ૦-૮-૦ શ્રી. નથુ મોનદાસ-જૂનાગઢ. રૂા. ૦-૮-૦ બેન જયાકુંવર-જૂનાગઢ હા. લાલજી ઝીણા. રૂા. ૧-૪-૦ અ. સૌ મણિબેન ચંદારાણા-ગોધરા. રૂા. ૧-૪-૦ ગં. સ્વ તારામતીબહેન-ગોધરા. રૂા. ૧-૪ ૦ શ્રી. કરસનદાસ હરજી-આનંદાશ્રમ.

——[o]——

## परचुरणभेट

### [ ફાગણ માસ ]

૧-૪-૦ શ્રી. કેશવલાલ દયાળજી-લીંબડી
૭-૦-૦ ,, રવિશંકર મહાશંકર રાવળ
૧-૦-૦ ,, ભાનુશંકર-ધંટીયા
૧૭-૮-૦ ,, હર્ષદરાય મહારાણીદાસ-માંગરોળ અખંડજપના ફેબ્રુઆરી માસના
૧-૦-૦ ,, જીવરામ ત્રિકમજી-અનીડા
૦-૮-૦ ,, તખતસિંહ કેશરીસિંહ-ધ્રાંગધ્રા
૫-૦-૦ ,, રામલાલ ત્રિકમજી-લીમડી

ગોધરામાં શ્રી. માણેકલાલ નાનજી ચંદારાણાને ત્યાં ગીતાજયંતીના દિવસે શ્રીગુરુદેવનું પૂજન થતાં ભેટઃ—

૧-૦-૦ શ્રી. માણેકલાલ નાનજી ચંદારાણા
૧-૦-૦ ,, કેશવલાલ માણેકલાલ ચંદારાણા
૦-૯-૦ ,, માણેકલાલભાઈનું કુટુંબ
૦-૪-૦ ,, રેવાશંકર બા. ત્રિવેદી

૨-૧૩-૦

**દત્તજયંતીની પૂજનભેટઃ—**

૧-૦-૦ શ્રી. માણેકલાલ નાનજી ચંદારાણા
૦-૮-૦ શ્રી. કેશવલાલ માણેકલાલ ચંદારાણા
૦-૯-૦ ,, માણેકલાલ ના. ચંદારાણાનું કુટુંબ
૦-૪-૦ ,, રેવાશંકર બા. ત્રિવેદી

૨-૫-૦

**મકરસંક્રાંતિની પૂજનભેટઃ—**

૨-૦-૦ શ્રી. માણેકલાલ નાનજી ચંદારાણા
૧-૦-૦ ,, ભગવાનજી મનુભાઈ ,,
૦-૧૦-૦ ,, માણેકલાલ ના. ચંદારાણાનું કુટુંબ
૦-૪-૦ ,, રેવાશંકરભાઈ ત્રિવેદી

૩-૧૪-૦

**મહાશિવરાત્રિની ભેટઃ—**

૧-૦-૦ શ્રી. માણેકલાલ નાનજી ચંદારાણા
૨-૦-૦ ,, કેશવલાલ માણેકલાલ ચંદારાણા
૦-૯-૦ તેમનું કુટુંબ

૩-૯-૦

**પૂજ્ય પ્રતિમાજીનાપાટોત્સવની ભેટ:—**
૧-૦-૦ શ્રી. માણેકલાલ નાનજી ચંદારાણા
૧-૦-૦ ,, કેશવલાલ માણેકલાલ ચંદારાણા
૦-૯-૦ તેમનું કુટુંબ
——
૨-૯-૦
૦-૪-૦ વસંતપંચમીની ભેટના
૦-૪-૦ શ્રી. રમણિકલાલ ત્રિભુવન દવે
૫-૦-૦ શ્રી. કેશવલાલ જેઠાલાલ-મુંબઈ અધિકમાસની ભેટના
૫-૦-૦ ,, જીવન રણછોડ ચાવડા-રાણાવાવ
૧૫-૦-૦ શ્રી અંબાશંકર ભાઈશંકર ત્રિવેદી તરફથી પોતાના ભોજન ખર્ચના એકમાસના
૧-૦-૦ શ્રી. પદ્મશંકર અંબાશંકર ત્રિવેદી તરફથી ૪ રુદ્રીના પૂજાપાના
૦-૮-૦ તેમના તરફથી ૪ રુદ્રીની ભેટના
૧-૦-૦ શિવશંકર પુરુષોત્તમ
૧-૦-૦ એક ભક્તજન
૧-૨-૧૧ પરચુરણ
૧-૦-૦ વિ. ઘનસ્યામ કેશવલાલ-લીંબડી દીક્ષાનિમિત્તે
૨-૦-૦ વિ. મનસુખલાલ-મારડ ,,
૨-૦-૦ ,, બાબુલાલ નરભેરામ-બીલખા દીક્ષાનિમિત્તે
૧-૦-૦ પૂ. સ. આત્મપ્રકાશજી-અખરલા
૫-૦-૦ શ્રી. તુલસીદાસ જેઠાભાઈ-કરાચીવાળા તરફથી તેમના બંધુ નરસિંહદાસનાં ધર્મપત્નીના આત્મકલ્યાણાર્થે
૦-૬-૦ શ્રી. ચતુર્ભુજ ભીમજી દવે-પોરબંદર
૧-૦-૦ ,, ભાસ્કરરાવ સુદર્શન-જૂનાગઢ
૦-૮-૦ સુનાર હરિ નાનજી-બીલખા
૦-૪-૦ શ્રી. પથુભાઈ દોલતસિંહજી
૦-૪-૦ કસ્તુરબેન દયાશંકર-બીલખા
૧-૦-૦ પૂ. સ. શ્રીઆત્મપ્રકાશજી
૦-૪-૦ શ્રી. માણેકલાલ નાનજી ચંદારાણા
૦-૬-૦ ,, દેવશંકર શ્યામજી

૧-૦-૦ શ્રી. ત્રંબકલાલ નાનાલાલ આચાર્ય
૨-૮-૦ ,, રમણિકલાલ ચુનીલાલ
૦-૬-૯ મોજીદડ આશ્રમમાં પરચુરણ ભેટ

અમદાવાદ આનંદાશ્રમની ભેટ:—
૦-૪-૦ ફાગણમાસમાં આવેલી ભેટ
૦-૪-૦ પાટોત્સવની ભેટના
૮-૦-૦ સ્વ. ભાઈલાલ નાનાલાલ તરફથી માસિક થાળના
૦-૮-૦ દરબાર હીરાજી રામજી-જૂનાગઢ
૧-૦-૦ શ્રીમતી હીસલક્ષ્મી અમીચંદ મહેતો
૦-૮-૦ શ્રી. શાંતિલાલ ઓધવજી
૦-૪-૦ ,, તુલસીદાસ જેઠાભાઈ પૂજાપાના
૦-૨-૦ ,, ,, ,,
૦-૮-૦ ,, રેવાશંકર બાલકૃષ્ણ-ગોધરા

મહાશિવરાત્રિ ને પાટોત્સવની ભેટ:—
૫-૦-૦ પોતાનાં સદ્‌ગત કાકી દીવાળીબાઈના આત્મકલ્યાણાર્થે ગૌદાન હા. શ્રી. દયાળસિંહજીભાઈ
૦-૪-૦ શ્રી. સબળસિંહ જાલમસિંહ રુદ્રાભિષેક-ની ભેટ
૦-૪-૦ ,, ,, પૂજાપાના
૨-૦-૦ શ્રી. સબળસિંહ જાલમસિંહ નિસદાન-કુંતિયાણા
૧-૪-૦ શ્રીમતી તારાબેન હીરાલાલ-ડરોલ
૫-૪-૦ શ્રી. કેશવલાલ દયાળજી-લીંબડી
૦-૮-૦ વિ. મગનલાલ લાલજી
૧-૦-૦ શ્રી. સુરસિંહ અદાભાઈ-ધ્રાંગધ્રા
૨-૦-૦ ,, દયાળસિંહજી લાલસિંહજી ઠાકોર
૧-૦-૦ ,, પ્રાણકુંવરબેન ચકુભાઈ
૧-૦-૦ ,, મણિબેન-રાજકોટ
૧૭-૧-૦ આનંદાશ્રમ મુમુક્ષુમંડળ મુંબઈમાં અધિક ચૈત્ર સુદિ ૫ના પૂજન-ભેટના હા. શેઠ શ્રી. દા. મા. ભાઈ.
૧-૬-૩ શ્રી. કાળા જીવા-રાજકોટ.
૦-૪-૩ પરચુરણ
૦-૬-૦ શ્રી. ઠરજી કરસન-લીંબુડા ભેટ તથા પૂજાપાના

| | |
|---|---|
| ૨-૮-૦ શ્રી. ઈશ્વરલાલ પોપટલાલ-જૂનાગઢ | ૫-૦-૦ શ્રી. ચંપકલાલ દામોદર હા. પરમાણંદ લાલજી-જામજોધપુર |
| ૨-૦-૦ ,, કાનજી પુરુષોત્તમ-નાગેશ્રી | ૪-૧૦-૯ ,, ચંપકલાલ દામોદર-જામજોધપુર |
| ૦-૪-૦ ,, હરજીભાઈ-સીણુંદ | ૦-૫-૩ |
| ૧-૦-૦ ,, હરજી રવજી-બાંટવા | ૧-૦-૦ બાશ્રી મીણુબાઈ |
| ૩-૦-૦ સ્વ. ગંગાબેન મૂળજી-સીણુંદા. હા. હરજીભાઈ | ૧-૦-૦ બાશ્રી રાજબાઈ-સખાપુર |
| ૦-૧૦-૦ સ્વ. હરજી ટીડા-જૂનાગઢ | ૨-૦-૦ કમળાબેન મોહનલાલ-ખીલખા |
| ૧-૧-૦ શ્રી. મોહનલાલ મૂળશંકર-બાવળા | ૧-૯-૦ શ્રી વિઠ્ઠલદાસ શામજી-કુંડલા |
| ૧૭-૮-૦ ,, હર્ષદરાય મહારાણીદાસ દેસાઈ-માંગરોળ માર્થે મામના અખંડ-જપાદિના | ૨-૦-૦ ,, હરિલાલ બહેચરભાઈ વ્યાસ |
| ૨-૦-૦ ,, અંબાલાલ રવચંદભાઈ દૂધ નિમિત્તે— | ૨૧-૧૦-૦ અ. સૌ. મણિબેન જોરાવરનગર-વાળાં એકમાસ ને ૨૪ દિવસ આશ્રમમાં રહ્યાં તેના ભોજન ખર્ચના |
| ૨-૮-૦ ,, નાથાલાલ મોતીલાલ-જૂનાગઢ | ૧-૧-૨ પરચુરણ |

———[ * ]———

અમદાવાદ-આનંદાશ્રમ-અધિકમાસનિમિત્તે સદ્ગત શ્રી. જયેષ્ઠારામ નાનાભાઈ ભટ્ટ હા. ગં. સ્વ. વિજયાબહેન જે. ભટ્ટતરફથી તથા સદ્ગત ભાઈલાલ નાનાલાલ યાજ્ઞિકતરફથી પૂજ્યપાદશ્રીની પાવનસેવામાં થાળ ધરાવવા ઉપરાંત આનંદાશ્રમવાસીઓને મિષ્ટાન્ન ભોજન આપવામાં આવ્યું હતું.

———[ * ]———

જામનગરનિવાસી સદ્ગત શેઠ રવજી દેવજી ગાંધીની મુંબઈની પેઢી તરફથી હાફૂસ કેરીના કરંડિયા ૧ પૂજ્યપાદશ્રીની સેવામાં અર્પણ થયેલ છે

જોરાવરનગરનિવાસી શ્રી. ચંદુલાલ અંબાશંકર ત્રિવેદી ધંધુકા ડીવિઝનના તોલ અને માપના ઈન્સ્પેક્ટરતરફથી પિત્તળના વજનનો સેટ ૧ આનંદાશ્રમમાં ઉપયોગાર્થે અર્પણ થયેલ છે

———[*]———



Reg. No. B. 3087.
સને ૧૯૪૫ તા. ૨૫ મે.




## વિજ્ઞપ્તિ

મુંબઈનિવાસી સર્વે ગુરુબંધુઓને ખબર આપવામાં આવે છે કે:—

આગામી જેઠ સુદિ ૭ રવિવાર તા. ૧૭ મી જુન ૧૯૪૫ના દિવસે સવારમાં નવા સ્ટા. ટા. ૧૦।। થી ૧૧।। વાગે માધવબુવન કાંદાવાડીમાં શ્રીસદ્‌ગુરુદેવનું વિધિપૂર્વક મહાપૂજન થશે.

લિ. આનંદાશ્રમમુમુક્ષુમંડળ—મુંબઈ

—[*]—

અહીંના શ્રીદક્ષિણામૂર્તિસનાતનધર્મ-વિદ્યાલયમાં એકમાસનું વેકેશન પડવાથી સૌ વિદ્યાર્થીઓ પોતપોતાને ગામ ગયેલા છે.

## નવું પ્રકાશન

"આનંદાશ્રમ ને આનંદાશ્રમના અધિષ્ઠાતા"

લેખક—શ્રી. દયાળસિંહજી લાલસિંહજી ઠાકોર

પ્રકાશકો:—(૧) શ્રી. કરણસિંહજી, (૨) શ્રી. ગુણવંતસિંહજી, (૩) શ્રી. ચંદ્રસિંહજી, (૪) શ્રી. ઉપેંદ્રસિંહજી.

:—રૂ. ૦-૧-૬ મળવાનું સ્થળ:—

વ્યવસ્થાપક—આનંદાશ્રમ, નવાગામ પો. બીલખા

રોક્ત પુસ્તિકાની ચારસો (૪૦૦) પ્રતો લેખક તથા પ્રકાશકો તરફથી ર્પણ થઈ છે.

—[*]—

વર્ષ ૧૩ મું

વૈશાખ

અંક ૧૩

સંવત્ ૨૦૦૧

॥ ॐ ॥

॥ यतो धर्मस्ततो जयः ॥





# आनंदाश्रम



પરદેશમાટે

શિલિંગ ૨



શ્રીઆનંદાશ્રમ-નવાગામ-પો. બીલખા

आनंदाश्रममेतद् भूयो भवभीतिभञ्जनं भविनाम् ।
निर्माथनाथचरणं प्रसादयामोऽपुनर्भूत्यै ॥

સંસારીઓના પુનર્જન્મના ભયને નિવૃત્ત કરનાર આ આનંદાશ્રમના આદ્યસ્થાપક શ્રીનાથભગવાનનાં ચરણકમળને અમે મોક્ષને માટે આરાધીએ છીએ.

# અનુક્રમણિકા



———:૦:———

## લવાજમસંબંધી જરૂરી નોંધ

કાગળની અસહ્ય મોંઘવારીમાં ચાલુ ૧૩મા વર્ષનો આ તેરમો છેલ્લો અંક પ્રસિદ્ધ થાય છે, માટે જે બંધુભગિનીઓનું લવાજમ બાકી હોય તેઓ પોતાનું લવાજમ જેમ બને તેમ વેળાસર મોકલી આપે એમ સ્મરણ આપવામાં આવે છે. ગ્રાહક રહેવાની ઇચ્છા ન હોય તેમણે અગાઉથી ના લખવા શ્રમ લેવો, એટલે ટપાલ તથા વી. પી. કરવાના શ્રમ ને ખર્ચમાં નકામું ઉતરવું ન પડે.

વ્યવસ્થાપક, આનંદાશ્રમ, નવાગામ પોસ્ટ બીલખા–કાઠિયાવાડ.

———[*]———

જરૂરી

**સૂચના:—લેખસંબંધી અને માસિકસંબંધી સર્વે પત્રવ્યવહાર શ્રી. વ્યવસ્થાપક આનંદાશ્રમ, નવાગામ–પોસ્ટ બીલખા (કાઠિયાવાડ) એ શિરનામે કરવો.**


તંત્રી અને પ્રકાશકઃ શ્રી. નારાયણદાસ ગોકુળદાસ દેસાઇ, વેદાંતભૂષણ–માંગરોળ–કાઠિયાવાડ.

શ્રી ભગવતસિંહજી ઇલેક્ટ્રિક લિથો એન્ડ પ્રિન્ટિંગ પ્રેસ.
માલિક મુદ્રકઃ પારેખ કેવળચંદ કાનજીભાઇ, ગોંડલ.



श्रीदक्षिणामूर्तिनाथसद्गुरवे नमः॥




आनंदं ब्रह्मणो विद्वान् न बिभेति कुतश्चन ।

અર્થઃ—આનંદસ્વરૂપ બ્રહ્મને જાણનાર કોઇથી પણ ભય પામતો નથી.

તૈત્તિરીય–ઉપનિષત્

વર્ષ ૧૩ મું ] સંવત્ ૨૦૦૧ વૈશાખ [ અંક ૧૩ મો

## ભક્તગીત

[ લેખક:-શ્રી. મહારાણીદાસ ગોકુલદાસ દેશાઈ-વેદાંતભૂષણ ]

( અનુસંધાન ગત અંકના પૃષ્ઠ ૧૨૪થી )

પ્રથમ વિહાર કહું મંગલ ઉત્થાનનો,  
યોગીઓને પણ જે રહ્યો અગમ્ય જો;  
કાં જાણે શ્રુતિનો અનુગ્રહ જેની પરે,  
નાથપ્રભુની કાં જો પ્રીત અનન્ય જો ૧૩

મન ઇંદ્રિય સૌ પાછાં વળતાં ગોલકે,  
જીવો ખાળી શકે ન જેનો વેગ જો;  
નિજ નિજ ગોલકમાં શમતાં મન ઇંદ્રિયો,  
પ્રસિદ્ધ નિદ્રાવસ્થાનો સંયોગ જો. ૧૪

મન ઇંદ્રિય થાતાં અભિમુખ વ્યવહારમાં,  
ગોલક છોડી પ્રવૃત્ત થાયે બહાર જો;  
જાગ્રદવસ્થા કહેવાયે આ લોકમાં,  
એની ધમાલનો ના લાગે પાર જો. ૧૫

નિદ્રામાંથી જાગવું એ ઉત્થાન છે,  
પ્રતિદિનનો એ મંગલ પ્રથમ વિહાર જો;

શરીરધારી સર્વને લાગુ થતો,
છેલ્લો જેવો નિદ્રાનોજ વિહાર જો. ૧૬
નિદ્રામાં પરવશતા પ્રસિદ્ધ લોકની,
જાગ્રત્‌માં જીવોને નિજનું તંત્ર જો;
માટે જાગ્રત્‌ને મંગલ સૌ માનતા,
સાચું જોતાં ફરતું રહેતું યંત્ર જો. ૧૭
નિદ્રામાં પ્રાકૃત જીવો પરવશ બને,
જો કે આત્મામાં શમતા સૌ જીવ જો;
પરવશતાથી તેનો લાભ ન અનુભવે,
પરવશતાથી ઊઠે પાછા જીવ જો. ૧૮
નાથપ્રભુ તો આત્મસ્વરૂપને જાણતા,
નિદ્રાસમયે સ્વવશપણે શમી જાય જો;
નિદ્રા પૂરી થાતાં પાછા જાગતા,
આત્માને ના પાછા ભૂલી જાય જો. ૧૯
નિદ્રાસમયે શમતાં આત્મસ્વરૂપમાં,
ઇંદ્રિય ને મનસાંથી સંચરી જાય જો;
મનમાં ને ઇંદ્રિયમાં પાછાં સંચરે,
નાથપ્રભુ જાગ્યા એથીજ મનાય જો. ૨૦
જાગીને પણ મન ઇંદ્રિય ને દેહથી,
પ્હેલાં સંભારે એ આત્માદેવ જો;
મન ઇંદ્રિયને પણ જાગૃત પૂરાં કરી,
શયનતણું આસન ત્યાગે ગુરુદેવ જો. ૨૧
શિષ્યજનો એ સમયે દર્શન સાંપડે,
જેને હોયે પૂર્વજન્મનાં પુણ્ય જો;
દંડસમા પ્રણિપાત કરીને માનતા,
કાંઈક અંશે સ્વધર્મતું આનૃણ્ય જો. ૨૨
ભક્તજનોને મન દર્શન એ ભાવતું,
દેહતણું તો નિસર્ગતું એ રૂપ જો;
વ્હાલપ વધતી નિજજનને એ દર્શને,
સાવ સાદું ને છતાંય સ્વસ્થ સ્વરૂપ જો. ૨૩
અંતર્મુખ વૃત્તિ એ સમયે નાથની,
બ્રહ્મતણો ત્યાં વર્તાવે ઉદ્‌બોધ જો;
ઢાંકેલી ઈશ્વરતા પરખાએ ઘણી,
મૌન છતાં પ્રકટે મંગલ સદ્‌બોધ જો. ૨૪

(ચાલુ)

———[ * ]———

## શ્રીનાથવચનામૃત

[ પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાન્ ]

મુમુક્ષુને શાશ્વતી શાંતિ ને નિરંકુશ તૃપ્તિની પ્રાપ્તિ શુભ પ્રયત્ન ને ઈશ્વર-કૃપાથી સુલભ છે

જીવની શુભેચ્છાઓ ભક્તપ્રિય ભગવાન્ સફલ કરવા સર્વદા સમર્થ છે.

" યહ મન ભૂતસમાન હૈ, દોરે દાંત પસારી,
બાંસગાંઠ ઊતરત ચઢત, સબ બલ જાવત હારી " ૧

" શ્રદ્ધા સંબલરહિત નર, નહિ સંતનકર સાથ;
તીનકંહુ માનસ અગમ અતિ, જીનહી ન પ્રિય રઘુનાથ " ૨

" ગુરુકે બચન પ્રતીતિ ન જેહી, સ્વપ્નેહુ સુગમ ન સુખસિદ્ધિ તેહી "
" રતિબાલકે અંતરે કછુ ન પલટે રંગ "

એ શુભવચનોનો વિચાર કરી યોગ્ય વિચારનું ને યોગ્ય પ્રવૃત્તિનું સેવન કરતા રહેશો.

પરમાત્માના તીવ્રસ્મરણધ્યાનવડે મનને શાંત રાખવા પ્રયત્ન કરશો મનને શોકમોહને વશ ન થવા દેવામાં જીવનું હિત સમાયેલું છે હમેશાં શુભનું ચિંતન કરવું, મનમાં અશુભનું ચિંતન ન થવા દેવું પ્રમાદથી જો એવું ચિંતન થઈ જાય તો તેને રોકવાનો દૃઢ પ્રયત્ન કરવો

મનને બની શકે તેટલું સમભાવવાળું રાખી મનુષ્યે આ ભવના પ્રવાસમાં વિચરવું જોઈએ વિષમભાવ મનને વ્યાકુલ કરે છે

પરમાત્મા અંતરબહાર ભરપૂર છે તેમના પરમશાંતસ્વરૂપના વિચારવડે મનને શાંત કરશો

મનુષ્યને પ્રથમ બહારના કોઈ પણ પ્રાણિપદાર્થનું પ્રત્યક્ષજ્ઞાન પોતાના અંત-કરણમાં થાય તે બાહ્યઅભિજ્ઞાપ્રત્યક્ષપ્રમા મનુષ્યને પોતાના અંત કરણમાં કોઈ પણ સૂક્ષ્મવસ્તુનું પ્રથમ પ્રત્યક્ષજ્ઞાન થાય તે આંતરઅભિજ્ઞાપ્રત્યક્ષપ્રમા. એ બંને અભિજ્ઞાપ્રત્યક્ષપ્રમા કહેવાય છે

અંતઃકરણમાં આગળ જાણેલા સૂક્ષ્મપ્રાણિપદાર્થનું પુન પ્રત્યક્ષજ્ઞાન થાય તે આંતરપ્રત્યભિજ્ઞાપ્રત્યક્ષપ્રમા, ને પૂર્વે જોયેલા બાહ્યપદાર્થનું પુન પ્રત્યક્ષજ્ઞાન થાય તે બાહ્યપ્રત્યભિજ્ઞાપ્રત્યક્ષપ્રમા, તે બંને પ્રમાઓ પ્રત્યભિજ્ઞાપ્રત્યક્ષપ્રમા કહેવાય છે.

પરમાત્મામાં વિશુદ્ધ પ્રીતિ વધારવાથી જપ ને ધારણા સારાં થઈ શકશે.

સવારસાંજ આત્મોદ્ધારનાં સાધનોનું સેવન જેમ પ્રીતિથી કરો છો તેમ કરતા રહેશો, અને મનની સાત્ત્વિકતા વધારતા રહેશો

" નારાયન દો બાતકો, દીજે સદા બિસાર,
કરી બુરાઈ ઔરકી, આપ કિયા ઉપકાર " ( ચાલુ )

# श्रीसनत्सुजातीयम्

## (શ્રીશાંકરભાષ્યસમેત)

[ અનુવાદક: શ્રી. મહારાણીદાસ ગોકુલદાસ દેશાઈ–વેદાંતભૂષણ ]

(અનુસંધાન ગતાંકના પૃષ્ઠ ૧૨૭થી)

अदर्शने तिष्ठति रूपमस्य पश्यन्ति चैनं सुसमिद्धसत्त्वाः ।
हीनो मनीषी मनसाभिपश्येत् य एनं विदुरमृतास्ते भवन्ति ।
योगिनस्तं प्रपश्यन्ति भगवन्तं सनातनम् ॥ २६ ॥

જે પદાર્થ ઇંદ્રિયને ગોચર હોય ને પોતાથી જુદો હોય તે પદાર્થ ચક્ષુઇંદ્રિયવડે બહારના ભાગમાં પ્રત્યક્ષ દેખી શકાય.

બ્રહ્મ ઇંદ્રિયને અગોચર હોવાથી તથા સર્વેનો આત્મા હોવાથી પ્રસિદ્ધ ચક્ષુઇંદ્રિયવડે બહારના ભાગમાં કોઇને તેનાં પ્રત્યક્ષ દર્શન થવાનું બને એમ નથી.

છતાં આત્માજ સર્વેને પરમપ્રેમનું ભાજન હોવાથી જ્યારેક્યારે પણ જેમને અંતઃકરણરૂપ કુંડને વિષે આત્માનાં દર્શન પામવાની ઉત્કટ ઇચ્છારૂપ અગ્નિ પ્રકટે છે તથા તેથી પછી આત્માના સંરાધનમાટે જપ તપ ભક્તિ ધ્યાન પ્રણિધાન આદિ વિવિધ પવિત્ર સમિધોનો વિધિપૂર્વક હોમ થવાને પરિણામે એ અગ્નિ જ્યારે અત્યંત પ્રજ્વલિત થાય છે ત્યારે સંરાધનવડે પ્રસન્ન થયેલા આત્માદેવ તેમના અંતઃકરણરૂપ કુંડનેવિષે પોતાનો આવિર્ભાવ પરખાવી ત્યાં તેમને પોતાનાં દર્શન આપવાની કૃપા કરે છે એ રીતે તેઓને આત્મારૂપે બ્રહ્મનાં દર્શન સાંપડે પણ છે.

અને અનાત્મા એવા સર્વે દેહોનેવિષે તત્ત્વપદાર્થ એક આત્માજ હોવાથી જ્યારેક્યારે પણ જેમને તત્ત્વપદાર્થભૂત આત્માનાં દર્શન પામવાની ઇચ્છા થાય છે ત્યારે તેઓ પણ મનને બહારના વિષયોથી પાછું વાળીને તેને આત્માને અભિમુખ કરે છે તથા પછી તેની આત્મારૂપ પ્રત્યયને વિષે આરૂઢ એકાગ્રતા સાધીને આત્માનો સાક્ષાત્કાર કરે છે. એ રીતે તેમને તેમના મનના સાધનવડે પણ આત્માનાં દર્શન સાંપડે છે.

આ બે પૈકીની કોઈ પણ રીતવડે આત્માનાં દર્શન પામવા જેઓ ભાગ્યશાળી થાય છે તેમને દેહમાંથી આત્મભાવ નીકળી જતાં દેહનો મરણધર્મ પછી પોતાના ધર્મરૂપે રહેવા પામતો નથી. બ્રહ્મનો સ્વાભાવિક અમરણધર્મ તેમને પોતાના સ્વાભાવિક ધર્મરૂપે થઇ રહે છે તથા તેમને ખરી કૃતાર્થતા સાંપડેલી અનુભવાય છે.

ઉપર પ્રમાણે પરમપ્રેમાસ્પદ આત્મા ઉપરના પ્રેમને લીધે આત્માનાં દર્શન પામવાની જેમના અંતઃકરણમાં ઉત્કટ ઇચ્છા પ્રકટે છે તથા તેથી પછી જપ તપ ભક્તિ ધ્યાન પ્રણિધાન આદિ અનેક સાધનોવડે આત્માદેવનું સંરાધન કરતાં તેઓ સંરાધનના પરિપાકે પછી જે આત્માનાં દર્શન પામવા ભાગ્યશાળી થાય છે તે સનાતન આત્માદેવનાં દર્શન તેની સાથેનો પોતાનો યોગ સાધનારા યોગીઓને જ સુલભ હોય છે. જેઓ આત્માસાથે પોતાનો

યોગ સાધનારા નથી તેવાં પ્રાકૃત જનોને સનાતન આત્માદેવનું દર્શન અલક્ષ્ય હોય છે.

એવી રીતે તત્ત્વપદાર્થભૂત આત્માને જાણવાની જેમના અંતઃકરણમાં ઉત્કટ ઇચ્છા પ્રકટે છે તથા તેથી પછી આત્મારૂપ પ્રત્યયને વિષે મનની આરૂઢ એકાગ્રતા કરતાં તેઓ એકાગ્રતાને પરિપાકે પછી જે આત્માનાં દર્શન પામવા ભાગ્યશાળી થાય છે તે સનાતન આત્માદેવનાં દર્શન પણ તેની સાથેનો પોતાનો યોગ સાધનારા યોગીઓનેજ સુલભ હોય છે. જેઓ આત્માસાથે પોતાનો યોગ સાધનારા નથી તેવાં પ્રાકૃત જનોને સનાતન આત્માદેવનાં દર્શન અલક્ષ્ય હોય છે.

श्रीशांकरभाष्यम् ।

किं च अदर्शन इति ।

અને વળી अदर्शने० ॥ એમ આ શ્લોકવડે અધિક કહેવાનું કહે છે.

अदर्शने दर्शनायोग्यविषये तिष्ठति रूपमस्य परमात्मन. ।

આનું એટલે પરમાત્માનું રૂપ અદર્શનમાં રહેલું છે એટલે દર્શનનો વિષય થાય નહિ એવું છે.

तथा च श्रुतिः न संदृशे तिष्ठति रूपमस्येति ।

અને વળી આનું રૂપ દર્શનની મર્યાદાથી પર છે એવી શ્રુતિ પણ છે.

पश्यन्ति चैनं सुसमिद्धसत्त्वाः ।

અને એને સારી પેઠે પ્રજ્વલિત અંતઃકરણવાળાઓ દેખે છે.

यद्यपि दर्शनायोग्ये तिष्ठति तथापि परमात्मानं पश्यन्ति ।

જો કે પરમાત્મા દર્શનની મર્યાદાથી પર રહે છે તોપણ તેને જુએ છે.

क ते ।

દર્શનની મર્યાદાથી પર રહેલા પરમાત્માને કોણ દેખે છે ?

सुसमिद्धसत्त्वाः सुष्ठु समिद्धं सम्यग्दीप्तं सत्त्वमतः ।

करणं यज्ञादिभिर्विमलीकरणसंस्कारेण येषां ते सुसमिद्धसत्त्वाः ।

જેમનું અંતઃકરણ સુસમિદ્ધ હોય છે.

સારી પેઠે સમિદ્ધ એટલે સંપૂર્ણપણે દીપ્ત એટલે અંતઃકરણને નિર્મળ કરવાના યજ્ઞ આદિ સંસ્કારોવડે જેમનું અંતઃકરણ સંપૂર્ણપણે નિર્મળ થએલું હોય છે તેઓ પરમાત્માનો પોતાના અંતઃકરણમાં આત્મારૂપે સાક્ષાત્કાર પામે છે.

यस्मादेवं तस्माद्धीनो रागद्वेषादिमलरहितो विशुद्धसत्त्वो मनीषी मनसाभिपश्येत् ।

આ કારણથી હીન એટલે રાગદ્વેષ આદિ મળરહિત વિશુદ્ધ અંતઃકરણવાળો પરમાત્માના દર્શનની ઇચ્છાવાળો પુરુષ પોતાના મનને આત્માને અભિમુખ કરીને તેમનાં દર્શન પામે.

य एनं परमात्मानं विदुरयमहमस्मीत्यमृता अमरणधर्माणस्ते भवन्ति ॥ २६ ॥

જેઓ એ પરમાત્માને જાણે એટલે આ પરમાત્મા હું છું એમ પ્રત્યક્ષ જાણે તેઓ અમૃત એટલે અમરણધર્મવાળા થાય છે. ( ચાલુ )

——[ * ]——

# आचार्यप्रवर श्रीमन् नथुरामशर्माजी

[ લેખકઃ—શ્રી. કરણસિંહજી લાલસિંહજી ઠાકોર બી. એ. ]

( અનુસંધાનઃ ગત અંક ૧૦માના પૃષ્ઠ ૧૨૯થી ચાલુ )

તેઓશ્રીનાં શૌચવિધિ ને સ્નાનવિધિ જોઇને શાસ્ત્રીય પવિત્રતા કેમ જળવાય તથા શાસ્ત્રીય-સ્નાન કોને કહેવાય તેનું જ્ઞાન થતું. તેઓશ્રીનો ભોજનવિધિ જોઇને જોનાર મુગ્ધ થતો. તેઓશ્રી એકભુક્ત રહેતા—એક સમયજ ભોજન લેતા. ભોજનમાં બધા પદાર્થો પથ્ય, પવિત્ર ને પરિમિત હોય. એ પદાર્થોમાં તેલ નહિ, મરચું નહિ, ખટાશ નહિ, મરીમશાલા નહિ, તીખાં, તમતમતાં અથાણાં નહિ. બધું ભોજન તદ્દન સાત્વિક. તેઓશ્રી ભોજન કરતા હોય તો પ્રાણનું પોષણ કરતા સંયમી સંતનાં દર્શન થાય. થાળમાં ગમે તેટલી વાનીઓ હોય તોય એટલીજ પરિમિતતાં, ગમે તેવી સારી વાનીઓ હોય તોય એજ સંયમ, નરસી હોય તોય મુખપર એજ પ્રસન્નતા. રસનાપર સંયમ તો યોગીજ રાખી શકે અને યોગના સંયમની પરીક્ષા પણ ભોજન સમયે થઇ જાય.

ધર્મપ્રચારમાટે આચાર્યમાં પ્રવચનની પણ શક્તિ હોવી જોઈએ અને એ શક્તિ તેઓશ્રીમાં હતી. તેઓશ્રીની કથા એટલે સામાન્ય કથા નહિ—તેઓશ્રીની કથા વિદ્વાનોને પણ રસ આપે. જેવા સાંભળનારા એવું એ પ્રવચન. વિદ્વાનો આગળ વિદ્વત્તાભરેલું, સામાન્ય આગળ સામાન્ય પ્રકારનું. એ પ્રવચનમાં ભાષાનો આડંબર નહિ, શબ્દોની મારામારી નહિ, કોઈ મતપંથનું ખંડન નહિ, કોઇનો વિરોધ નહિ, કોઇની નિંદા નહિ. જાણે એકરસ જ્ઞાનગંગા ચાલી ન જતી હોય! એ કથામાં ભક્તિરસ હોય, યોગરહસ્ય હોય, અદ્વૈતનું ગર્જન હોય. શીતલજલમાં પડ્યો હોઈએ એમ શ્રોતૃવર્ગ શાંતરસમાં તરબોળ થાય. દુનિયાની ખટપટોથી મન વેગળું જતું જાય. જાણે કથા સાંભળ્યા જ કરીએ—એમ થાય કે કથારસનું પાન કર્યા જ કરીએ! પૂર્વયુગના કોઈ ભવ્ય મહર્ષિવર કથાકાર બન્યા હોય એવું અનુભવાય. જેમણે જેમણે પ્રેમ ને શ્રદ્ધાથી એ કથાનું શ્રવણ કર્યું છે તેમને તેમને હજુ એ શબ્દોની મિઠાશ સાંભરે છે, હજુ એ કથાકારનું માનસદર્શન થાય છે. એ કથામાં ફક્ત શાસ્ત્રોના શબ્દોજ ન હતા. તેમાં અનુભવજ્ઞાન ભરેલું હતું. એ શબ્દો ફક્ત સામાન્યજ્ઞાન પામેલ શ્રોત્રિયના ન હતા—પરમાત્મદર્શન પામેલા આચાર્યપ્રવરના હતા. આવા આચાર્યની કથા જનકલ્યાણ સાધી શકે, નષ્ટપ્રાય ધર્મને જાગ્રત્ કરી શકે અને અધર્મને ટાળી શકે.

કથાકાર થવું પડે છે તેમ ધર્મપ્રવર્તકોને લેખક પણ થવું પડે છે. કથાદ્વારા થોડી જનસંખ્યા લાભ ઊઠાવી શકે છે, સાંભળનાર વર્ગજ લાભ ઊઠાવી શકે છે અને તે પણ ફક્ત સમકાલીન. ગ્રંથમાં આવેલા વિચારો લાંબો સમય ટકે છે, અને મોટી જનસંખ્યા તેનો લાભ ઊઠાવે છે. ભગવાન્ વ્યાસ નથી, પણ તેઓશ્રીરચિત મહાભારત, ભાગવત ને બ્રહ્મસૂત્રો અત્યારે પણ જગતને લાભ આપે છે. વાલ્મીકિ વિદ્યમાન નથી, પણ તેમનું રામાયણ અત્યારે પણ જનકલ્યાણ સાધે છે. કૃષ્ણચંદ્ર નથી, પણ એ મંજુલ વાણી હજુ ભગવદ્ગીતામાં સંભળાય છે. ભગવાન્ ભાષ્યકાર નથી, પણ તેઓશ્રીએ રચેલ ગ્રંથોમાં હજુ અદ્વૈતનું ગર્જન કાને પડે છે. આવા ગ્રંથો જગતનો મહામૂલો વારસો છે, ન લુંટાય એવું ધન છે.

તેઓશ્રીનું જીવન આચાર્યકાર્યમાટે નિર્માણ હતું, તેથી તેની પૂર્વતૈયારી થઈ રહી હતી. હજુ તો તેઓશ્રી લીંબુડામાં શિક્ષક હતા ત્યારે એટલે કે સં. ૧૯૩૭ના વર્ષમાંજ તેઓશ્રીની પહેલી ધર્મકૃતિ બહાર પડી. એ ગ્રંથનું નામ છે "સ્વાભાવિક ધર્મ". એ પછી

" મનુષ્યમિત્ર ", એ પછી " શ્રીપરમપદબોધિની ", એ પછી " શ્રીયોગકૌસ્તુભ " એમ એક પછી એક ગ્રંથની હારમાળા શરુ થઈ અને એમ કરતાં એ નાનામોટાં પુસ્તકોની સંખ્યા ૧૦૭ સુધી પહોંચી. સં. ૧૯૩૭ના વર્ષમાં શરુ કરેલું કાર્ય સં. ૧૯૮૭ના વર્ષના ચાતુર્માસસુધી એટલે કે તેઓશ્રીના જીવનની છેલ્લી ઘડીસુધી ચાલુ હતું. તેઓશ્રીના સ્વરૂપાવસ્થાનને દિવસો ગણાતા હતા ત્યારે વિદ્યારણ્યસ્વામીરચિત પંચદશી નામના પ્રકરણ-ગ્રંથપર તેઓશ્રીએ રચેલી ભાવાર્થદીપિકા નામક ગુજરાતી ટીકા છપાઈ રહી હતી અને તેનાં છેવટનાં પ્રૂફો સુધારવાનું કાર્ય પણ પોતેશ્રી કરતા. જેમ તેઓશ્રીએ વર્ષોસુધી અવિરત ગ્રંથલેખનનું કાર્ય કર્યું તેમ તે ગ્રંથોની ભાષાશુદ્ધિમાટે, જોડણીશુદ્ધિમાટે, બીજાને હાથે વિચારદોષ કે અસંગતતા ન આવી જાય તે માટે પોતેશ્રીએજ તે ગ્રંથોનાં પ્રૂફો સુધારવાનું કાર્ય માથે રાખ્યું હતું. કેટલો શરીરશ્રમ ! કેટલો માનસશ્રમ ! પ્રૂફો આવ્યાં કે તે તપાસવાનું કામ શરુ થાય. બરાબર સમયસર પાછાં મોકલાય. બીજાં કામો હોય, શરીર શ્રમિત હોય, પ્રવાસ અંગે ટ્રેનમાં બિછાનું થતુ હોય છતાં હાથમાં પ્રૂફો હોય, એમાં મન પરોવાયું હોય— એ પ્રૂફો બહુ ઝીણવટથી તપાસાતાં હોય, બીજાએ જોયેલું પ્રૂફ પણ છેવટ તો તેઓશ્રી તપાસી જાય; અને તેમાં રહેલો ભાષાદોષ કે જોડણીદોષ પકડી પાડે. ધર્મવિચારોમાં લેશ પણ સ્ખલન ન થાય એ માટે આટલી મોટી જવાબદારી વર્ષોસુધી ઉપાડી ધર્મપ્રવર્તનનું કામ અખંડ એકનિષ્ઠાથી કર્યું. (ચાલુ)

———[*]———

## શ્રીનાથસુબોધમાલા

### પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાન્

[ આષાઢી પૂર્ણિમાના મહાપૂજનપ્રસંગે ]

દોહરા

નામ રૂપ ને કર્મનું, અવિદ્યા બીજ ગણાય;
એ અવિદ્યાને દૂર કરે, સચ્ચિત્સુખ જણાય. ૧૧
મલિન પરાધીન ક્ષણિક સુખ, સુજ્ઞ ન ચહે કદાપ;
જે શુચિ સ્વવશ નિરવધિ સુખ, તેમાં રમે સદાય. ૧૨
ઝાકળના જળકણવડે, વાવેતર નવ થાય;
મેઘતણી વૃષ્ટિવડે, વાવેતર શુભ થાય. ૧૩
વિષયોના સેવનવડે, સાચું સુખ નવ થાય;
બ્રહ્મતણા અનુભવવડે, સાચું સુખ પમાય. ૧૪
કામ ક્રોધ મદ લોભને, મોટા વેરી જાણ;
સઘળે ભૂમા જોઈને, ત્યજ સૌ દોષ સુજાણ ! ૧૫
જેમ કાષ્ઠમાં અગ્નિનો, દૂધમાં ઘૃતનો વાસ;
તેમ નામરૂપ જગતમાં નિરખો બ્રહ્મવિલાસ. ૧૬
નામરૂપ શેવાળને, જ્ઞાન કરે કરી દૂર;
નિર્મલજલરૂપ બ્રહ્મને, જુઓ બધે ભરપૂર. ૧૭

જે જે દુષ્ટ નિમિત્તથી, મન ગો વિકૃત થાય;
તે તે દુષ્ટ નિમિત્તથી, રે'વું દૂર સદાય. ૧૮
જેમાં સુશાંતિસુખતણો, લેશ કદી નહિ વાસ;
એવા વિષયસુખવિષે, જ્ઞાની રહે ઉદાસ. ૧૯
મનનયનથી નિરખવું, અખંડ એક ચિદ્રૂપ;
તેને નિરખે જે સતત, તેજ વિવેકી ભૂપ. ૨૦
સુખઘન બ્રહ્મનો હૃદયમાં, જાણી સદા નિવાસ;
સદૈવ તેમાં રત રહી, દશ્યમાં રહો ઉદાસ. ૨૧
પરપોટાસમ પ્રાણીઓ, ચિત્સાગરે જણાય;
પરપોટાનો બાધ કરી, સાગર જુઓ સદાય. ૨૨
પવિત્ર સુખઘન બ્રહ્મને, નિરખો અંતરબા'ર;
તેથી ભિન્ન સહુ દશ્યને, જાણો અસત્ અસાર. ૨૩
જે ગિરા બહુ પ્રીતિથી, જપે પ્રભુનું નામ;
પ્રભુને નિરખે મનનયન, તો પમાય પરધામ. ૨૪
મનને બ્રહ્મમાં જોડવું, રાખી પ્રેમ સદાય;
રાગદ્વેષથી દશ્યને, સ્મરવું નહિ કદાય. ૨૫
વિષયતૃષ્ણા બ્રહ્મમાં નહિ, નહિ ભેદનો લેશ;
અસંગ સુખઘન તે સદા, નહિ કોઈ ત્યાં ક્લેશ. ૨૬
પરમાનંદરૂપ બ્રહ્મમાં, કરવો સદા નિવાસ;
મિથ્યા પ્રાણિપદાર્થમાં, રે'વું સદા ઉદાસ. ૨૭
પ્રકાશ નાદ ને સુખતણું, કરવું ધ્યાન સદાય;
એ ધ્યાનમાં રત રહી, સ્મરો ન દશ્ય કદાય. ૨૮
જીવનના ઉદ્દેશને, ભૂલો નહિ કદાય;
સફલ કરવા ઉદ્દેશને, કરો સુયત્ન સદાય. ૨૯
ત્રણ વપુ અભિમાની ત્રણ, અવસ્થાત્રયથી પાર;
એ બ્રહ્મરૂપ જાણતાં, દૂર થાય સંસાર. ૩૦

( ચાલુ )

——[*]——

## गुरुभक्त वीर दिलीप

[ સંપાદકઃ એકભક્ત–આનંદાશ્રમ ]

( અનુસંધાન ગતાંકથી ચાલુ )

પોતાના પૂજ્ય ગુરુદેવ શ્રીવસિષ્ઠજીની વહાલી ગાયનંદિનીના બદલામાં સિંહના ચરણોમાં પોતાના દેહનો ભોગ આપી ગુરુભક્તવીર દિલીપ સિંહનો છાપો હમણાંજ પોતાપર પડશે એમ વિચારી રહ્યા છે ત્યાં તે કામદુઘા નંદિની વદે છેઃ—

उत्तिष्ठ वत्सेत्यमृतायमानं वचो निशम्योत्थितमुत्थितः सन्।
ददर्श राजा जननीमिव स्वां गामग्रतः प्रस्रविणीं न सिंहम्॥

હે પુત્ર ! જેણે, નીચે પડ્યાં પડ્યાં પોતાનું મોઢું ઉંચું કરી રાજાએ જોયું ત્યાં તો જેના આંચળોમાંથી દૂધની ધારા ચાલી રહેલી છે એવી પોતાની માતા સમાન નંદિની ગાય સિવાય કંઈ તેને જોવામાં આવ્યું નહિ, તેમ સિંહને પણ જોયો નહિ, એટલે આશ્ચર્યમાં ગરકાવ બનેલા રાજાને ગાય કહે છેઃ—

तं विस्मितं धेनुरुवाच साधो मायां मयोद्भाव्य परीक्षितोऽसि ।
ऋषिप्रभावान्मयि नान्तकोऽपि प्रभुः प्रहर्तुं किमुतान्यहिंस्राः ॥

હે ગુરુભક્તિનિષ્ઠરાજન્ ! મેં આ માયાથી તારી પરીક્ષા કરી છે, ગુરુ મહર્ષિ વસિષ્ઠજીના તપઃપ્રભાવથી યમરાજ પણ મને પ્રહાર કરવા શક્તિમાન્ નથી તો પછી હિંસક પશુની તો તાકાતજ શી હોય !

भक्त्या गुरौ मय्यनुकंपया च प्रीतास्मि ते पुत्र वरं वृणीष्व ।
न केवलानां पयसां प्रसूतिमवेहि मां कामदुघां प्रसन्नाम् ॥

મહર્ષિ ગુરુદેવની ભક્તિ જોઈને તથા મારી રક્ષા કરવાથી હું તારા ઉપર પ્રસન્ન થઈ છું. હે, પુત્ર ! વરદાન માંગ. મને સાધારણ દૂધ આપવાવાળી ગાય ન જાણો, પણ સર્વ મનોરથને સિદ્ધ કરવાવાળી સમજો. ત્યારે રાજાએ ભક્તિભાવપૂર્વક પોતાની રાણી સુદક્ષિણાને ઉત્તમ ચિરાયુષી યશઃશાળી પુત્ર આપવાની કૃપા કરવા પ્રાર્થના કરી. ત્યારે પોતાનું દૂધ એક દૂનામાં દોહી તે દૂધનું પાન કરવા આજ્ઞા કરી, પરંતુ ગુરુની આજ્ઞાવિના ને હોમમાં ઉપયોગ થયા વિના માતાજી ! હું કેવી રીતે તેનું પાન કરી શકું ? ગુરુઆજ્ઞા પછી હું તેનો સ્વીકાર કરીશ, આમ કહી ગાયને પ્રણામ કરી તેને સાથે લઈ રાજા સાયંકાલે ગુરુદેવના આશ્રમમાં આવ્યા. ગુરુએ સર્વ હકીકત આશ્રમમાં બેઠાંજ જાણી લીધી. પછી પ્રસન્ન થઈ ગુરુએ પ્રસાદરૂપ તે ગાયનું દૂધ રાજા તથા રાણીને આપ્યું, ને તેનું પાન કરતાં ગુરુકૃપાએ રાણી સુદક્ષિણાને યથાકાલે તેજસ્વી ને શૂરવીર પુત્રની પ્રાપ્તિ થઈ, જેનું શુભ નામ રઘુ રાખવામાં આવ્યું કે જેની કીર્તિ વિશ્વવ્યાપી બની, ને જેમના કુળમાં સાક્ષાત્ સગુણ બ્રહ્મરૂપે પ્રભુ શ્રીરામ મનુષ્યાવતારે ભક્તોનાં કાર્યો કરવા, ધર્મ સંસ્થાપવા, ને અધર્મનો નાશ કરવા પધાર્યા. ગુરુભક્તિનો કેવો ઉચ્ચ આદર્શ આપણા આર્યોમાં હતો તે ઉપરનું દૃષ્ટાંત સિદ્ધ કરે છે.

રાજા દિલીપે તો લૌકિકપુત્રકામનાર્થે ગુરુની આવી ઉત્તમ ભક્તિ કરતાં કરતાં પોતાનાં પ્રાણોની પણ પરવાર ન રાખી, તો અખંડસુખરૂપ બ્રહ્મસ્વરૂપની પ્રાપ્તિમાટે મુમુક્ષુ શિષ્ય જેટલી ગુરુસેવા અનન્યભક્તિથી કરે તે થોડીજ છે. ઉત્તમ મુમુક્ષુએ હમેશાં પોતાનાં શ્રવણોદ્વારા ગુરુદેવનાં ગુણગાન સાંભળવાં, મુખથી તેમની સ્તુતિ ને ઇષ્ટમંત્રનો જપ ને મનવચનકર્મથી અનન્યભાવપૂર્વક તેઓશ્રીનું શરણગ્રહણ કરવું એ આવશ્યક સાધનો છે.

મોક્ષેચ્છુ શિષ્યે પોતાના સદ્‌ગુરુદેવને શિવસ્વરૂપ વા ઇશ્વરસ્વરૂપ માની નિરંતર સાવધાનતાપૂર્વક તેમને સેવવા જોઇએ, ને તેઓશ્રીની આજ્ઞાઓનું પાલન કરવું જોઇએ, કે જેથી શ્રીસદ્‌ગુરુદેવની ભક્તિના પ્રભાવથી અધિકારી મુમુક્ષુ શિષ્યને મોક્ષરૂપ પરમપુરુષાર્થની અવશ્ય સિદ્ધિ થાય છે.

સંપૂર્ણ

——[ * ]——

## આષાઢી પૂર્ણિમાનો
## મહાપૂજન મહોત્સવ અને આધ્યાત્મિક સાધનક્રમ

(સ્થળ: શ્રીઆનંદાશ્રમ-નવાગામ)

આગામી આષાઢી પૂર્ણિમાના મહાપૂજન મહોત્સવ પ્રસંગે પૂજ્યપાદ કૃપાસિંધુ શ્રીસદ્‌ગુરુદેવના મહાપૂજનસાથે આધ્યાત્મિક સાધનક્રમની યોજના પણ ચાલુ નિયમ પ્રમાણે રાખવામાં આવેલ છે. સમયપત્રક પાછલા ઉત્સવો પ્રમાણે બહુધા ચાલુ રહેશે. આષાઢ સુદિ ૧૫ (ગુરુપૂર્ણિમા) બુધવારે તા. ૨૫મી જુલાઈના પવિત્ર દિવસે મહાપૂજન મહોત્સવ ઉજવાશે.

આષાઢ સુદિ ૧૪ મંગળવાર, પૂર્ણિમા બુધવાર (શ્રીસદ્‌ગુરુમહાપૂજન) ને વદિ ૧ ગુરુવાર (તા. ૨૪ ૨૫ ૨૬ જુલાઈ) આ ત્રણે દિવસોમાં સાધનક્રમ ચાલુ રહેશે.

મહાપૂજનનો સમય:—નવા સમય પ્રમાણે સવારના ૯ાા વાગે રહેશે. મહાપૂજનનો તથા સાધનક્રમનો લાભ લેવો એ આવશ્યક છે. ઇષ્ટમંત્રનો અખંડજપ પણ ચાલુ રાખી શકાય તેવી વ્યવસ્થા રહેશે.

પૂજ્યપાદ કૃપાનાથનો ઉપદેશ છે કે:—આનંદાશ્રમમાં આવનાર જિજ્ઞાસુઓએ વ્યાવહારિક વાતોથી જેમ બને તેમ મુક્ત રહેવું. આ ઉપદેશનું પાલન એ સાધનબળને ટકાવી રાખવામાટે ને નવીન સાધનબળ વિશેષ પ્રાપ્ત કરવામાટે આવશ્યક વસ્તુ છે.

સાધનક્રમના કાર્યક્રમમાં ને સમયક્રમમાં પરિસ્થિતિ અનુસાર અનુકૂલ ફેરફાર વ્યવસ્થાપક કરી શકશે.

આગમન કરનારા બંધુઓએ અબોટિયું કે ધાબળી પહેરીને ભોજન કરવા બેસવું જોઈએ.

ઓઢવાનું સાધન તથા લોટાપ્યાલો ને પૂજાનાં પાત્રો પણ સાથે લાવવાં જોઈએ. સૌએ પોતપોતાના આગમનની મિતિ અગાઉથી અવશ્ય જણાવવી જોઈએ કે જેથી વ્યવસ્થા કરવાની અનુકૂળતા રહે. આ પણ આપણા પૂજ્યપાદ કૃપાનાથની આજ્ઞા છે.

——[ * ]——

## શ્રીઆનંદાશ્રમ-સમાચાર

(દ્વિતીય ચૈત્રમાસ)

**શ્રીસદ્‌ગુરુમહાપૂજન:**—ગત રામનવમીના દિવસે સૌ આશ્રમવાસીઓએ પૂજ્યપાદ કૃપાનાથનું મહાપૂજન કર્યું હતું.

**મુખ્યભેટ:**—રૂ. ૧૮-૬-૦ શ્રી. દ્વારકાદાસ ખેતસી-કરાંચી. રૂ. ૨૦-૦-૦ શ્રી. દ્વારકાદાસ ખેતસી-મુંબઈ. રૂ. ૧૩-૪-૦ શ્રી. લલ્લુભાઈ રણછોડજી-જોનીસબર્ગ. રૂ. ૬૦-૦-૦ શ્રી. અજિતરાય હરિદાસ પારેખ-મુંબઈ. રૂ. ૧૦-૦-૦ શ્રી. કેશવજી ઝીણાભાઈ-જૂનાગઢ. (સપ્તાહનિમિત્તે ભેટ) રૂ. ૨૦-૦-૦ શ્રી. દ્વારકાદાસ ખેતસી-કરાંચી.

**લઘુરુદ્ર અને રુદ્રાભિષેક:**—શ્રી. ગઢવી ગોવિંદ ભોજન-જંબુડા (લઘુરુદ્ર.) એકભક્ત મુંબઈ (રુદ્રાભિષેક.) શ્રી. રતિલાલ બી. મુનિ-મુંબઈ (રુદ્રાભિષેક.)

**ભોજનો:**—રૂ. ૫-૦-૦ શ્રી. વિઠ્ઠલદાસ મણિભાઈ વ્યાસ-મુંબઈ રૂ. ૯-૧૫-૦ શ્રી. માનસિંહ નથુસિંહ-કુતિયાણાવાળા તરફથી તેમના ભાઈ શ્રી. જાલમસિંહજીનાં પત્નીના આત્મકલ્યાણાર્થે ભોજન. રૂ. ૫-૦-૦ શ્રી. મનસુખલાલ દામોદર લખનોરી. રૂ. ૨૮-૩-૦ શ્રી. મહાદેવપ્રસાદ હરગોવિંદદાસ શાહપુર-કુંડલા. રૂ. ૧૫-૨-૦ શ્રી. શાસ્ત્રી મંગનલાલ

રામજી જોશીનાં માતુશ્રીના આત્મકલ્યાણાર્થે-અકાલવાડીગીર. રૂા. ૯-૧૦-૦ શ્રી. પદ્મશંકર અંબાશંકર ત્રિવેદી-વડોદરા. રૂા. ૧૨-૮-૯ શ્રી. ચંપકલાલ મૂળશંકર-મેંદરડા. રૂા. ૩૦-૦-૦ નવાગામના પટેલ ધરમશીભાઈને ત્યાં સપ્તાહનિમિત્તે ભોજન. રૂા. ૩૩-૧૫-૯ શ્રી. કેશવજી ઝીણાભાઈને ત્યાં થયેલ સપ્તાહનિમિત્તે ભોજન.

થાળ—રૂા. ૧-૪-૦ શ્રી. મૂલશંકર કાનજી વકીલ-બીલખા. રૂા. ૧-૪-૦ શ્રી. ત્રિભુવન જુગાભાઈ-મેંદરડા. રૂા. ૫-૦-૦ શ્રી. લક્ષ્મીદાસ હંસરાજ-પોરબંદર (ચારથાળ.) રૂા. ૧-૪-૦ શ્રી દેવચંદ હંસરાજ-ગરેજ. રૂા. ૧-૪-૦ શ્રી. જટાશંકર જગજીવન-જૂનાગઢ. રૂા. ૧-૪-૦ શ્રી. ખેંગારસિંહ ઠાકોર. રૂા. ૧-૪-૦ બેન દેવબાઈ દામજી-ખાંટવા. રૂા. ૧-૪-૦ પૂજારી બ્ર. દલપતરામભાઈ. રૂા. ૨-૮-૦ શ્રી. નરભેરામ જેમિયતરામ-પાટણા. રૂા. ૧-૪-૦ શ્રી. મોરારજી ઓધવજી-અઢીઆ. રૂા. ૧-૪-૦ શ્રી. મૂળશંકર નરભેરામ પડીઆ-મુંબઈ. રૂા. ૧-૪-૦ એકભક્તજન-મુંબઈ. રૂા. ૨-૮-૦ શ્રી રાજસી જીવરાજ-મુંબઈ. હા. શ્રી. અંબાશંકર નાનજી જોશી. રૂા. ૨-૪-૦ શ્રી. કેશવજી ઝીણાભાઈ-જૂનાગઢ રૂા. ૨-૮-૦ શેઠ મૂલજી પ્રાગજી-કરાંચી (બે થાળ.) ૧-૪-૦ શ્રી. દેવશંકર શ્યામજી-ભીડારા. રૂા. ૩-૦-૦ શ્રી. લાભશંકર ભવાનીશંકર-રાજકોટ. રૂા. ૧-૮-૦ શ્રી. દ્વારકાદાસ-ખેતસી-કરાંચી. રૂા. ૩-૧૨-૦ શ્રી. ચતુર્ભુજ ભીમજી-પોરબંદર. રૂા ૪-૮-૦ શ્રી. દ્વારકાદાસ ભગવાનલાલ-ખાંટવા. રૂા. ૩-૮-૬ સદ્‌ગત નરભેરામ ચકુભાઈ ભટ્ટના આત્મકલ્યાણાર્થે ત્રણ થાળ. હા. શાસ્ત્રી જયશંકર મયારામ ભટ્ટ. રૂા. ૧-૪-૦ શ્રી. કસ્તુરબેન વ્યાસ-બીલખા. રૂા. ૨-૮-૦ શ્રી. મૂળજી પ્રાગજી-કરાંચી (બે થાળ.)

અખંડદીપક:—રૂા. ૦-૪-૦ શ્રી. ખેંગારસિંહભાઈ ઠાકોર-કુતિયાણા. રૂા. ૦-૮-૦ બેન દેવબાઈ દામજી-ખાંટવા. રૂા. ૦-૧૨-૦ ગઢવી ગોવિંદ ભોજા-જાંબુડા. રૂા. ૧-૮-૦ શ્રી. નરભેરામ જમિયતરામ-પાટણા. ૧-૦-૦ શ્રી. રતિલાલ બી. મુનિ-મુંબઈ. રૂા. ૦-૪-૦ શ્રી. તાપીશંકર જયશંકર-જંબુસર.

——[ * ]——

## પરચુરણભેટ

### [ દ્વિતીય ચૈત્ર માસ ]

૦-૨-૦ શ્રી. કરશનદાસ હરજી
૧-૦-૦ સૌ. બેન મણિબેન-જોરાવરનગર
૦-૮-૦ શ્રી. નરેંદ્રસિંહ દયાળસિંહજી
૦-૫-૦ શ્રી. ચંદ્રકાંત જશભાઈ
૩-૦-૦ બેન દેવબાઈ દામજી તરફથી પ્રભુશ્રીને વસ્ત્ર ધરવામાટે
૦-૪-૦ બેન દેવબાઈ દામજી
૭૮-૧૪-૦ શ્રી. રાજસી જીવરાજ-મુંબઈવાળા તરફથી સાત્વિક માસિક દાનના.
૦-૮-૦ ગઢવી ગોવિંદ ભોજા-જાંબુડા લઘુરુદ્રના પૂજાપો તથા ભેટ
૭-૦-૦ શ્રી. દ્વારકાદાસ ખેતસી. નિત્ય દાનના ભેટના
૦-૪-૦ બેન કસ્તુરબાઈ-બીલખા
૨-૦-૦ કેશવલાલ જેઠાલાલ-મુંબઈ
૦-૯-૭ પરચુરણ
૦-૪-૦ ચંદ્રશંકર જટાશંકર-કુતિયાણા

શ્રી રામનવમીની ભેટ:—

૧-૦-૦ શ્રી. અંબાશંકર ભાઈશંકર ત્રિવેદી
૦-૪-૦ પૂ. બ્ર. બ્રહ્મપ્રકાશજી
૦-૪-૦ શાસ્ત્રી દયારામ મૂળજી
૦-૪-૦ બ્ર. દલપતરામ પુજારી
૦-૪-૦ શ્રી. કરશનદાસ હરજી
૦-૨-૦ „ અંબાશંકર નાનજી જોશી
૦-૨-૦ વિ. જગજીવન મોનજી
૦-૨-૦ વિ. છગનલાલ નરભેરામ

૦–૨–૦ વિ. મનસુખલાલ લક્ષ્મીશંકર
૦–૨–૬ વિ. જીવણલાલ અમૃતલાલ
૦–૨–૦ શ્રી. કરશનદાસ હરજીનું કુટુંબ
૦–૪–૦ ,, ચિ. ઈંદુબાળા, જયંતીલાલ તથા રમાગૌરી તથા શાંતિલાલ કરશનદાસ
૧–૪–૦ શ્રી. રમણિકલાલ ત્રિભુવન દવે
૩–૫–૦ ,, કાનજી પુરુષોત્તમ હસ્તે વંથલીમાં પૂજન ભેટના
૦–૬–૦ એકભક્ત–મુંબઈ રુદ્રાભિષેકના પૂજાપાના તથા ભેટના
૩૨–૮–૩ મુંબઈમાં આનંદાશ્રમ મુમુક્ષુમંડળમાં મહાપૂજન થતાં રામનવમીના પૂજન ભેટના. હા. શેઠ દામોદરદાસભાઈ
૦–૨–૦ કસ્તુરબેન–બીલખા
૧–૦–૦ શ્રી. નારણદાસ ઓધવજી–ભીમડી
૨૨–૦–૦ ,, જેઠાલાલ પીતાંબર–અમદાવાદ સંવત્ ૨૦૦૧ના કાર્તિકીપૂનમ-પર ચેવડા નિમિત્તે આવ્યા તે
૦–૧૦–૦ ,, રતિલાલ બી. મુનિ–મુંબઈ
૫–૦–૦ ,, મહાશંકર ઝવેરભાઈ–મુંબઈ
૦–૬–૦ ,, રતિલાલ બી. મુનિ રુદ્રાભિષેકનો પૂજાપો તથા ભેટના
૨–૦–૦ શ્રી. ઈશ્વરસંગ જિતસંગ ઓરા
૧–૪–૦ ,, જયંતીલાલ દુર્લભજી–જૂનાગઢ
૦–૪–૦ ,, કેશવલાલ મહાશંકર–ધોરાજી
૨–૦–૦ ,, અંબાલાલ તુલજારામ–જંબુસરમાં ગુરુબંધુઓ તરફથી અધિક માસની ભેટના
૨–૦–૦ શ્રી. ડાહ્યાભાઈ મંગળદાસ–જંબુસર નિસદાનના
૨–૪–૦ ,, પુરુષોત્તમ કાનજી–નાગેશ્રી
૬–૦–૦ ,, રામસિંહ સબળસિંહ–કુતિયાણા નિસદાનના હા. શશિકુમાર
૦–૮–૦ શ્રી. શશિકુમાર દયાળસિંહ ઠાકોર
૦–૩–૩ શ્રી. મોજીદડ આશ્રમમાં પ્રથમચૈત્રની ભેટના. હ. શ્રી. હરદત્ત જોશી
૧૧–૧૪–૦ ,, મહાદેવપ્રસાદ હરગોવિંદદાસ શાહુકાર–કુંડલા તરફથી પ્રસાદ તથા પોતાના ભોજન ખર્ચના
૫–૦–૦ ,, મહાદેવપ્રસાદ હરગોવિંદદાસ શાહુકાર–કુંડલા
૦–૪–૦ ,, દેવશંકર શ્યામજી–ભીડિયા
૮–૦–૦ ,, અમદાવાદ–આનંદાશ્રમમાં સદ્‌ગત ભાઈલાલ નાનાલાલ તરફથી માસિક થાળના
૧–૪–૦ ,, જ્યેષ્ઠારામ પીતાંબર ભટ્ટ તથા અ. સૌ. સુલોચનાબેન
૫–૦–૦ સદ્‌ગત શ્રી. જેઠારામ નાનાભાઈ ભટ્ટ તરફથી અધિકમાસની ભેટના હા. ગં. સ્વ. વિદ્યાલક્ષ્મી બેન
૧–૪–૦ અ. સૌ. દયાગૌરી જેઠાશંકર ભટ્ટ
૧૭–૮–૯ શ્રી. હર્ષદરાય મહારાણીદાસ દેસાઈ તરફથી માસિક જપ થાળ વગેરેના એપ્રીલ માસના
૧–૦–૦ ,, ડાહ્યાભાઈ ધનજી–ગોંડલ
૩૦૦–૦–૦ એકભક્તજન તરફથી આનંદાશ્રમ માસિકની ખોટમાં મદદના હ. શેઠ દામોદરદાસભાઈ–મુંબઈ
૧–૦–૦ બીલખા ડૉ. સાહેબ શ્રી વેણીપ્રસાદભાઈ
૧–૦–૦ શ્રી. માધવજી પુરુષોત્તમ જોશી –રોહિસા
૨–૦–૦ ,, લાલજી જીણાભાઈ–જૂનાગઢ
૧–૪–૦ બેન દિવાળીબાઈ લાલજી ,,
૧–૦–૦ પ્ર. દલપતરામભાઈ
૦–૨–૦ વિ. જગજીવન મોનજી
૦–૧૦–૪ પરચુરણ મંદિર ભેટ

——[ * ]——

## नूतनप्रकाशन

" Anand Ashram " — " આનંદાશ્રમ "-અંગ્રેજી પુસ્તિકા.

લેખકઃ—શ્રી. દયાળસિંહ લાલસિંહજી ઠાકોર-જૂનાગઢ

પ્રકાશકોઃ—(૧) કરણસિંહજી, (૨) શુભવંતસિંહજી,
(૩) ચંદ્રસિંહજી, (૪) ઉપેંદ્રસિંહજી.

---

જૂનાગઢમાં ગિરનાર નજીક તળેટીમાં દામોદરકુંડપાસે મુચકુંદગુહાનું સ્થાન આવેલું છે, જ્યાં પૂજ્યપાદ કૃપાનાથે કેટલોક સમય સ્થિતિ કરી હતી, તેથી પૂજ્યપાદ કૃપાનાથના સ્મારકચિહ્નરૂપે આ સ્થાનના જીર્ણોદ્ધારમાટે જોરાવરનગરવાળા શ્રી. પદ્મશંકર અંબાશંકર ત્રિવેદીએ રૂ. ૧૫) દોઢસો તથા શ્રી. જયંતિલાલ અંબાશંકર ત્રિવેદીએ રૂ. ૧૦) દશ અર્પણ કર્યા છે.

—[ * ]—

માંગરોળનિવાસી શ્રીમાન્ હર્ષદરાય મહારાણીદાસ દેશાઈ તરફથી હાફુસ (આંબડી) કેરીનો કરંડિયો એક પૂજ્યપાદશ્રીની સેવામાં ધરવામાટે આવેલ છે.

જોરાવરનગરનિવાસી શ્રી. પદ્મશંકર અંબાશંકર ત્રિવેદી તરફથી અથાણા માટે રાજાપુરી કેરીના કરંડિયા ૨ વડોદરાથી આશ્રમના ઉપયોગાર્થે મળ્યા છે.

એક ભક્તજન તરફથી આનંદાશ્રમમાં પૂજ્યપાદશ્રીને ધરવા માટે ચીકુ તથા હાફુસકેરીનો કરંડિયો ૧ મુંબઈથી આવેલ છે.

અહીના શ્રીદક્ષિણામૂર્તિસનાતનધર્મવિદ્યાર્થીભુવનમાં વેકેશન પૂરું થઈ રહેવાથી વિદ્યાર્થીઓ અભ્યાસાર્થે આવી ગયા છે.

—[ * ]—

## खेदजनक अवसान

પીસાવદરના રહીશ વકીલ શ્રી. ગોવિંદજી કાળાભાઈ સંવત્ ૨૦૦૧ના વૈશાખ સુદિ ૧૦ સોમવારે શ્રીનાથચરણ પામ્યા છે. તેઓ પૂજ્યપાદ કૃપાનાથના અનન્ય ભક્ત હતા.
પૂજ્યપાદ શ્રીસદ્‌ગુરુદેવ તેમના પવિત્રાત્માને શાંતિ આપવા કૃપા કરો !

—[ * ]—